# મદનચંદ્ર

અને

# નવનિતકળા.

લખનાર,

કવિ હર્ષદરાય સુંદરલાલ મુનશી.

છપાવી પ્રસિદ્ધ કરનાર,
કેશવલાલ મગનલાલ, તંત્રી હર્ષદ તરંગ.

અમદાવાદ.
ધી "ચીમનલાલ" પ્રીન્ટીંગ પ્રેસમાં
બેહેચરભાઈ ગોવિંદરામે છાપ્યું.

સંવત ૧૯૬૨ સને ૧૯૦૬

આવૃત્તિ પહેલી. પ્રત. ૧૦૦૦

કિંમત દોઢ રૂપીયો.

# પ્રસ્તાવના.

હાલ આનંદિ પુરૂષ અને ઓગો નિતિનાં પુસ્તકોમાં વારતા રૂપ હકિકત વાંચવાની ઇચ્છાવાળા ઘણા જણાય છે; અને તેથી કરીને દિન પ્રતિદિન નવિન નવિન કલ્પિત ગોષ્ટિયો લખાતી જાય છે. સૃંગાર અલંકાર ઉક્તિ ભેદ ઉપર મોહ રાખનારા તેવા જ વિષયો વાંચીને આનંદ મેળવે છે, પેટ પકડીને હસવાથી જ આનંદ મેળવનારાઓ હાસ્ય વાંચીને પ્રફુલ્લ થાય છે; નેત્રમાંથી આશ્રુ કાઢીને શાંન્ત થનારાઓ કરૂણા રસને પસંદ કરે છે; પોતાના પરાક્રમ અને શારિરિક બળનો અભિમાન ધરાવનારા શૂર મર્દ પુરૂષો વીર રસને ચ્હાય છે; ભયાનક રસ કે અદભુત રસ જાણીને આશ્ચર્ય માનનારા રસલુબ્ધ જનો એમાં જ મગ્ન રહે છે; એવાં નવે રસથી વિરક્ત રહેનારા તત્વચિંતક જ્ઞાની પુરૂષો નિર્વીકાર નિરાકાર અને એક રસ આત્મ વિદ્યા જોવાની જ જીજ્ઞાસા રાખે છે; એમ પ્રથક પ્રથક વિષય લુબ્ધ જનો પૃથક પૃથક વિષય ઉપર લક્ષ રાખીને તેનું અવલોકન કરવા ઇચ્છે છે.

આ વારતામાં ઉપર કહેલા તમામ રસ છે, તેથી વાચક વર્ગને આનંદ પ્રાપ્ત થશે; કેટલાક ઇતિહાસિક વારતા લખે છે તોપણ રસનું ઉદિપન કરવાને માટે છાશમાં પાણીનું મિશ્રિત કરે છે; તો પછી કલ્પિત વાતમાં જ રસનું દર્શાણુ બતાવવું એ યથાયોગ્ય છે. વાત ગમે તે પ્રકારની કાંતો ઇતિહાસિક હો કે કલ્પિત હો પણ મુખ્ય રહસ્ય રસ ઉદિપનનું જ તેમાં રહેલું છે;

આ વાતમાં નિર્મળ હ્રદયનો પ્રેમ તથા તે નિઃસ્વાર્થી ગુણજ્ઞ મદનચંદ્રે પરોપકાર માટે પોતાનું જીવન કેવી રીતે ભારે જોખમમાં નાંખ્યું છે! તથા નવનિતે મદનચંદ્રના નિર્મળ પ્રેમને કેવી પ્રકારે આધિન થઇ છે! તેમજ નવનિત ઉપર અનેક સંકટો પડયાં છતાં શિયળ વૃત કેવી રીતે સાચવ્યું છે! તેણીનો પ્રેમ કેવો નિખાલસ હતો એ બાબત ધડો લેવાને આ પુસ્તક છે.

તે સાથે મદ્ય પિનારા દુરાચારીઓની કેવી વર્તણુંક થઇ જાય છે તથા અભાગુ માણસો મદ્યનું શેવન કરનારાઓનું કેવું સાહસ હોય છે ! એ બાબતનું ચિત્ર છે;

નિર્મળ મનથી સત્ય વચન પાળનારે પોતાનું કર્તવ્ય કેવું બજાવ્યું છે એ હકીકતનું ચિત્ર આ ગ્રંથમા વિનોદચંદના કર્તવ્યથી જણાશે;

વામ માર્ગને માનનાર વિદ્વાન લોકોનો હીલચાલ અને તેમનાં છુપાં કર્મ કેવાં છે ! તેઓની ગુપ્ત જગાઓમાં નવનિત શપડાઇ હતી, છતાં તેઓના દુરાચાર ધર્મને કબુલ કર્યો નથી જેથી તે વામ માર્ગિય આગારોના હાથથી ભયંકર સ્થિતિમાં આવી પડી છે, એ વીગરે હકીકત જાણવાને માટે આ રસિક વારતા છે.

સજ્જન અને જ્ઞાની પુરૂષો આ વારતાના સાર જોશે, અને લેખકના કર્તવ્યની કદર કરશે જ.

**કવી. હર્ષદરાય સુંદરલાલ મુનશી.**

થોડા દીવશમાં છપાશે !!

માટે તાકીદે નામ નોંધાવો !!!

# ભયંકરભૂત.

પ્રિય મિત્રો ! આ ભયંકર ભૂત કોણ છે ! ક્યાંથી ઉત્પન્ન થયો ! તે કોણ હતો ! તેણે શું પરાક્રમ કર્યું, ! તે ભૂત હતો કે કોણ ! તેને કોણે ઓળખ્યો ? એ પ્રપંચી શી રીતે જણાયો ! તેણે શું પરાક્રમ કર્યું, ! તેના પરાક્રમથી ભય પામેલા કોણ હતા ! કયા શુરવિર પુરૂશે તેને ઓળખ્યો ! તેનો ઉંડો ભેદ શો હતો ! એ વિષયમાં રાજપ્રપંચ, પ્રધાન મંડળ પ્રપંચ, પ્રજા પ્રેમ ભાવ, તથા દુરાજરણ નોકર વગેનો ચિતાર આબેહુબ બતાવવામાં આવશે।

અત્યાર સુધી મારા પરમ મિત્રોએ જે નોવ્હેલ—વાર્તા ઇત્યાદિક વાંચી હશે, તે કરતાં આ રસમય જ્ઞાન પ્રાપ્ત કરે તેવી તથા રાજ પ્રપંચની સિમા [ મર્યાદા ] બતાવે તેવી વારતા વાંચીને જરૂર સંતોશ પામ્યા શિવાય નહિજ રહે.

ઇંગ્લીશ નોવ્હેલ લખનાર રેનલ્ડ લોકપ્રિય થઇ પડયા છે, કાદંબરી લખનાર બાણભટ સાહિત્યનું દર્શણ બતાવનાર થઇ પડયા છે. પંચકાવ્ય રચનાર કવિયો પોતાની વાણીવિલાસનું દર્શણ આપનાર થઇ પડયા છે, ભારતાદિક વિષય લખીને વેદવ્યાસજી રાજનિતિ અને રાજપ્રપંચાદિક રચનાનું દર્શન બતાવનારા પ્રકાશને પામેલા છે !

આધુનિક વખતના લેખકો જુદી જુદી પ્રકૃતિના બંધનમાં ફસાયલા પુરૂશો પ્રકૃતિનું—સ્વભાવનું તથા પોતાના સ્વરૂપનું ચિત્ર લેખ દ્વારાએ બતાવી શકે છે—

આ ભયંકર ભૂતનો—ઇતિહાસ મનરંજન ઉલ્હાસે પ્રગટ કરનાર, હાસ્યને બતાવનાર, શૃંગાર રસમાં ઉતારનાર વીર અને ભયાનક રસને બતાવનાર છે;

લેખ લખનારાઓ લેખ લખીને લેખ વાંચનારાઓના હૃદયમાં પોતાના વિચારનું ચિત્ર જુદી જુદી રીતનું બતાવે છે—મારે તો નવિન ચિત્ર બતાવવાનું છે કે, જે ચિત્ર તમારા સ્વપ્નામાં પણ જોવામાં આવ્યું નહિ હોય—જે ચિત્ર તમારા માત પિતાઓએ જોયુંજ નહી હોય—જે ચિત્ર જેયપુર નિવાસિ ચિત્રકારોએ ચિતર્યું નહિ હોય—તે ચિત્ર વાર્તા દ્વારાએ ચિતરીને બતાવવાનું છે. તમારી ગરજ હોય તો ગ્રાહક થજો અમારે કાંઇ તમારી ગરજ નથી. પરંતુ જેઓ રસને જાણનારા ભમરાની માફક પ્રેમી પુરૂશો હશે, તેઓજ માત્ર અમારા ગ્રાહક થશે તે પુસ્તક સને ૧૯૦૬ ના સપ્ટેમ્બર આખરે બહાર પડશે; તે પુસ્તકની કિમત રૂ ૨ ) મુકવામાં આવી છે, તેનો લેખક રાજકવિ હર્ષદરાય સુંદરલાલ મુનશી છે. ટપાલ ખર્ચ જુદું. વી. પી. થી મોકલવામાં આવશે,”

**નામ નોંધાવાનું ઠેકાણું.**

કેશવલાલ મગનલાલ દુધવાલા,
ઠે૦ કાળુપુર ભંડેરીપોળ સામે—અમદાવાદ.

રાજ કવિ. હર્ષદરાય સુંદરલાલ મુનશી.
ખાડીઆમાં અર્જુનલાલની ખડકી. અમદાવાદ.

### શ્રી ગણેશાય નમઃ



# મદનચંદ્ર અને નવનીતકળા

એક

## (નવલ કથા.)

## પ્રકરણ ૧ લું.

### દરિયા કિનારા ઉપર બે રમ્ય હૃદયનો વાર્તા વિનોદ



સ્નેહી સમાગમ સમય સમીપ આવવાથી પ્રમાદ કરતો યદ્યપિ પોતાની મર્યાદામાંજ વિલાસ કરતો નદિ સરોવરના નિવાસ સ્થાન રૂપ અને વિદ્વાનોના હૃદય રૂપ સાગર જ્યારે નિઃશંક વિચરતો ચંદ્રસ્પર્શની આશાથી વિહ્વળ થતો હતો અને સાગરથી સ્પર્શ થતો પવન પોતાના શીત કીરણોવડે કીનારે વિચરતાં કેળવાયેલાં અને શુદ્ધ જીવોના શરીર છીદ્ર દ્વારા પ્રવેશી મન અને શરીરને શીત રસથી આનંદ ઉત્પન્ન કરી શ્રમ ઉતારતો હતો ત્યારે તેના ઉપકંઠ સમિપ મુગ્ધાવસ્થાની પુર્ણાહુતીમાં મંદ વિકસિત જાઈ કુસુમ જેવી એક સૌંદર્ય પુર્ણ રમ્ય બાળા સાગરની ગતીને જોઈને તદ્રુપ થઇ સાગરની પેઠે કોઇ પ્રીય જીવનના સમાગમની અભિલાષાએ પ્રીય માર્ગે પ્રતિક્ષા કરતી હતી, અને તેના શ્વેત કર્ણના નીલ કમળ રત્નને સાથેની સખિના શબ્દ સ્વર સ્પર્શ કરતાં હતાં, તેનુ પણ પુરે પુરૂ ભાન રહ્યુ નહતુ; એમ ધારી પુરૂષોના શાન્તવન અર્થે અપરિમિત તાપથી સુધીની ક્ષાર્યે અને કમળીનીના વિયોગથી અધિક પ્રેમ ઉદ્દીપન અર્થે તેને પુનઃ

સમાગમરૂપી આશ્વાસન આપી પાથરેલી સુવર્ણતા સમેટતા સમેટતા દૃશ્ય પદ્મનિપતિ સૂર્ય ભગવાન્ જ્યારે અદૃષ્ય થયા અર્થાત સાંજપડી ત્યારે આ મુગ્ધ બાલા પોતાના અદષ્ય હૃદય સુર્ય ભગવાનના દૃષ્ય પ્રકાશનો સમય સમિપ આવતો જોઇ સ્ખલિત ચિત્તે મનને પ્રિય પાસે મોકલી દ્રષ્ટીને માર્ગપર રાખી વાણીને પ્રિય સખી સાથે પ્રશ્નોત્તરમાં યોજી શરીરને નિરાધાર રાખી વૃતિને મન સાથે વિદાય કરી ઘડીમાં ઉભી થતી હતી ઘડીમાં સખીને આગળ પ્રસારતી હતી, ઘડીકમાં હું જ આગળ ગમન કરૂં એટલે પ્રિય દર્શન થશે એમ ધારીને તે કીનારા ઉપર આમ તેમ બે ડગલાં આગળ વધતી હતી;

આ સંક્રમણમાં પરિવર્તન કરતાં તેના હાથમાંથી 'માહા કાળનું' માસિક પત્ર સરી પડયું; પૃથ્વિ ઉપરથી લેતાં પૃષ્ટ વચ્ચે રાખેલુ પત્ર સૂચન પણ કાંઈ સુચવવા નિમિત્તે તેના પાદાંગુષ્ટપર અડયુ, પડયુ, તેની દ્રષ્ટી મોટા અક્ષરે નિમંત્રણ શબ્દ લખેલ તેપર પડી, પડતાંજ મન, વૃતિ, વાણી, શરીર અને દ્રષ્ટી સર્વ એકત્ર થઇ ગયાં, નવનિત, આશું! આથી પ્રબળ મનેચ્છા આશો વૃતિનો વેગ; સખી; શું તું મને મનથી દર્શાતો નથી; અહા! ક્યાં અદૃષ્ય થયું મારૂ પરમાર્થ શીળ દેશ—ગૌરવ! માનસિક સૌંદર્ય! તારૂ પ્રાબલ્ય અનિવાર્ય છે;! યુવાવસ્થા! સૌંદર્ય! માત્રથી તું દ્રવે છે! આહા! શું નવનિત તારૂ મન અને શરીર શું સરસ્વતિનું મન અને શરીર ન રહ્યું! પ્રીય મદનચંદ્ર! તમે આ શું કર્યું તમને પ્રીય કહું કે અપ્રીય! તમારા જ્ઞાન વૈભવમાં આ શો મોહ! તમારી સરસ્વતિ વાગધારામાં આ શી ચમત્કૃતિ! મદનચંદ્ર! હેં મારા વિરાગી છતાં પરોપકારી વિચરનો વિદ્ધંશ કર્યો! મદનનો પરાભવતો જ્ઞાને અને વૈરાગથી થાય છે, અને એ આ નવનિતમાં પ્રબળપણે વસેછે; ત્યારે તું કયો મદન! શું સરસ્વતી કૃપાપાત્ર કાળીદાશ કે બાણુ! શું મને તું સ્વતંત્ર નહિ વિચારવા દે! શું તારી સમિપ રહી મારાથી કાંઈ કર્તવ્ય કર્મ નહી થાય! શું તારી મિત્રતા વિના નહિજ ચાલે! મદન! ખરેખર હારામાં કોઇ દૈવિ વિભૂતિ છે.

પ્રિય મદનચંદ્ર! તમે મારો સ્વિકાર કરો એ પણ અયોગ્ય કહેવાય, કેમકે તમે વિવાહીત છો, સપત્ની છો પુરૂષે એક સ્ત્રી સાથેજ લગ્ન કરવું એ શાસ્ત્રનો અને આપણો સિદ્ધાંત છે ત્યારે માહારી સાથેની મૈત્રી અર્થે અને જ્ઞાન વૈભવની વૃદ્ધિ અર્થે અન્ય સબળ સાધન નથી શું? શું આપની પાસે અન્યોને આનંદ આપવાનું

સામર્થ્ય સાધન છો કદાચ છે તેપણ જે રીતીનો આપણે ઉચ્છેદ કરવાનો છે તે રીતીને આપણે અનુસરીશું તો જગત આપણો દાખલો લેશે; તો તેમને આ રીતથી આપણે શી રીતે મુક્ત કરી શકીશું પરંતુ જ્ઞાની જ્ઞાનીનો યોગ લાભ કરજ છે, સમ્યક જ્ઞાનના અધિકારી વર્ગે દૈવિક આકર્ષણ સામે યુદ્ધ કરવું એ પણ કેટલેક અંશે અહિત કર છે, જેવી રીતે પ્રાણનો આકસ્મિક એકી વખતે નિરોધ નુકશાનકારક છે; તેવી રીતે પ્રારબ્ધ વેગ ( દૈવિક આકર્ષણ ) નો આકસ્મિક નિરોધ પણ અહિત કર છે; ઇચ્છિત વૈરાગ ગ્રહણ કરી સ્વાત્મ શ્રેય સાધવા કરતાં પરમાર્થ રાગમાં વિરાગ ધારણ કરી સર્વાત્મ શ્રેય કરવું અતિ ઉત્તમ છે; પ્રારબ્ધ વેગને અનુકુળ થઇ જ્ઞાની જ્ઞાનીનો યોગ થવા દઇ અને એ યોગ સત્તાવડે અનેક વિચાર પ્રક્રિયા અને દ્રષ્ટાંતથી જન સમુહનું કયાં હિત થઇ શકતું નથી ! અસ્તુ;

પ્રિય મદન ! આ શો સન્નિપાત ? વૈરાગ ઉપર મને સ્વાભાવિક પ્રેમ હતો શારીરીક લગ્ન સંબંધને હું પારતંત્ર્ય અને બંધી ગ્રહ સમજતી હતી; મન મૈત્રી વિનાના સંસારી પ્રાણીયોને હું તિમિર પાશમાં સપડાએલા સ્વાર્થી જંતુ સમજતી હતી, તેમાં આ આકસ્મિક ફેર ફાર શો ! માતા પીતા હૈતેષિક મંડળની ઇચ્છાને મ્હેં અભિનંદન કર્યું નહિ ! કોણ જાણે શાથી મદન ? તારૂં દર્શન અને જ્ઞાન સૌંદર્ય મને ગ્રહસ્થાશ્રમ સ્વિકારવાને આકર્ષે છે; ત્હારા માનસિક સ્નેહે, શૌંદર્યે મને શરીર શૌંદર્ય પરત્વે પણ મોહ ઉત્પન્ન કર્યો; ઉપદેશક ઉપદેષ્ટા થઇ; ખરેખર યુવાવસ્થા જ્ઞાન વૈરાગ્ય ત્યાંજ સુધી રહે છે કે જ્યાં સુધી યોગ્ય યોગ્ય પાત્રનો સમાગમ થતો નથી; મારા પુર્વે વિચાર અને અવસ્થા બદલાયલાં અવલોકી પ્રિય વર્ગ મારા માટે શું તર્ક બાંધશે ! પ્રિય માલાકાલ ! સમાલોચક ! તમારી મૈત્રી પણ શું અપુર્ણ છે ! વિદ્યા અને જ્ઞાન તમે પણ શું અપુર્ણ વસ્તુઓ છો કે ? શું માનસિક શૌંદર્યમાંજ શારીરીક શૌંદર્યનું અથવા શારિરીક દર્શનમાંજ માનસિક મૈત્રિનું પરિસ્ફોટન છે ! ત્યારે શું આપણે પ્રાચિન ગ્રંથોમાં અવલોકયું છે કે ! પુર્વે મહારાજાઓની સતી, પતિવ્રતા રાણીઓ સુર્ય ભગવાનનું મુખ પણ જોતી નહી તે શું આટલા માટેજ ! વાસનાઓ આપણામાં સર્વ પ્રકારની છે પરંતુ વિદ્યા અને જ્ઞાન બળથી ઉછરેલી વાસનાઓ તેવી સ્વજાતીય વાસનાઓ સાથે મળતાં એક મેક થઇ જાય છે અને જીવન મુક્ત શરીર અને પ્રાણ સાચાતો એકત્ર કરે છે. વળી પ્રથક કરે છે; છતાં હૃદય અને સ્મરણસ્થાન વાસના

તંતુઓથી સંધાયલાં રહે છે: અહા! મને ખબર નહોતી કે હું "મહાકાલ" પત્ર પ્રતિ પણ નિસ્પૃહ થઇશ! શું દૈવની ઘટના! નવનિત! તેને કદિ પણ સ્વપ્ન હતુ કે તું આત્મ મૈત્રિમાંથી માનસિક અને માનસિક મૈત્રિમાંથી શારિરિક મૈત્રિમાં પરિણમિશ;

કાંઇ ચિંતા નહી મારી આત્મિક માનસિક અને શારિરિક મૈત્રિ સાંધનાર અને સાચવનાર વિદ્યા વિચાર મહત્વ અને જ્ઞાન છે. તેથી તેનું અનિષ્ટ ફળ હોયજ નહિ, અને દૈવપણ અનુકુળ છે, વળિ ગ્રહા શ્રમના પાલન સાથે ગ્રહા શ્રમમાં વિચરતાં સંસારી જીવનના દુઃખની નિવૃતિનું જે જ્ઞાન થાય છે અને જે સાહિત્ય મળિ આવે છે તે જ્ઞાન અને તે સાહિત્ય ગૃહાશ્રમ ત્યાં અને વૈરાગ્યમાં મળિ આવતાં નથી, સમ્યક જ્ઞાનને તો રાગના સ્વિકારમાંજ સ્વતંત્ર વિરાગ છે, રાગમાં જે પરિણાસી નથી અને વિરાગમાં પણ જે પરિણાસી નથી તેવુ ચિત પ્રિય મદન ચંદનુ પ્રતિત થાય છે;

અહા! મદનચંદ્ર! પ્રિય મદનચંદ્ર! તમારૂ આગમન આ પ્રદેશ તરફ થયું નહોતતો ખરેખર મારાથી નવિન જ્ઞાન, નવિન અનુભવ, અને રાગ વિરાગનું યથાર્થ સ્વરૂપ ન અવલોકાત;

આ પ્રમાણે અનેક વિચાર તંત્રમાં રમણ કરતી હતી. અને કિંચિત દુનિથી ચમકી પ્રિય માર્ગ પ્રતિ દ્રષ્ટી નાખતી હતી, તેવામાં તેની પ્રિય સહચારિકા તેણીને કાંઇક કહેવા લાગી;

સાગરીકા—(નવનિત પ્રત્યે) બળ્યુ બેહેન, તારો તે આવો શું સ્વભાવ હશે; ગુન મુન મુંગાં બેશી રહેવુ તે કહોને ગમે! આ પણે તે એટલા બધા શું વિચાર કરવાના હતા! વિચારતો વેપારીયો કે કારબારીયો કે દુખીયારાં કરે પણ સાચુ, ભણેલાંઓ સર્વે જ્યાં જોઇએ ત્યાં આવાંજ કેમ હોય છે; એકલાં બેઠાં હોય તો બેઠાંજ સુતાં હોય તો સુતાંજ, પાસે હોવા છતાં જાણે પાસે તો કોઇ નાંનુ મોટુ છેજ નહી, તેમ જ્યાં નજર માંડી ત્યાં માંડીજ માંડી, એમના તો જાણે વીચારે જુદી જાતના, વાતોએ જુદી જુદી જાતની; વખત પણ નીયમિત ને તબિયત તબિયત ને તબિયત જ,

નવનિત—બેહેન! તું કહે છે તે સત્ય છે, વિદ્યાનો અને વિચારનો કોઇ એવો પ્રભાવજ છે. કેટલાક અજ્ઞલોકો અભિમાની એકલસુરાનો આરોપ તેમના ઉપર મુકે છે, પરંતુ એ આરોપથી તેઓ મુક્ત છે;

**સાગરીકા**—વારૂ બેહન! શું તું સરસ્વતિ જેવી અવિવાહિત રહીશ! માતા પિતાને તું સંસારનો લ્હાવો નહિ લેવાદે! શું આપણે ત્યાં આવે છે એ મદનચંદ્ર પણ તાહારે યોગ્ય નથી! એ પણ વિદ્વાન છે, શું દર્શાવ્યા શિવાય તારા હૃદયનું રમ્ય રહસ્ય એ નહિ સમઝી શકે! એમની તો સર્વ કોઇ વિદ્વાનમાં ગણના કરે છે અને એમના સરળ સ્વભાવ અને અધિક રૂપ તથા વિદ્યાના સૌ કોઈ વખાણ કરે છે; પિતાશ્રી અને માતુશ્રી બેઉતો બન્ને આંખે એમનેજ જુવે છે,

**નવનિત**—બેહેન? ખરેખર તું કહે છે તેમ એ વિદ્વાન જ છે, એમનો નિવાસ આ પ્રદેશના જીવનને રમ્ય અને હિત કર છે, મારા કઠિન સ્વભાવને પણ એમની મુગ્ધતા, સરળતા, વિદ્વતા, અને વાણી સરસતા આકૃષ્ટ કરે છે, મારા પૂર્વ વિચારોમાં વિકૃતિ કરે છે અને એમના શ્રવણ કરેલાં સાર્વજનિક શ્રેયકર વ્યાખ્યાનોની પ્રભા મારા મસ્તિક અને હૃદય મંદિરમાં અપ્રતિમ અસર, નવિન વિચાર, નવિન જ્ઞાન. અને અનુભવ સત્તા પ્રદાન કરે છે અને લોકો જેને પ્રેમ કહે છે એ વિદ્યા ભ્યાસનો આરંભ કરી મારા મનને દ્રવતું કરી મુકે છે, બ્હેન? આ આકસ્મિક હૃદય વિનિમય (ફેરફાર) કોને દર્શાવું! તારા સમિપ દર્શાવતાં પણ લજ્જાઉછું, તો અન્ય આગળ શી રીતે દર્શાવાય! એમણે સર્વેનું હિત કર્યું હશે. પણ મારૂં તો અહિત કર્યું છે બ્હેન? દુર હોવા છતાં મનથી વાણીથી એ મારી સાથે રસ ભરી નવનવી વાતો કરે છે; વિશ્વાસ, સ્નેહ આપે છે. અને લે છે, અને તેથીજ બેહેન! તારી સાથે વાર્તા લાપમાં હું બરાબર ભાગ લઇ શકતી નથી,

**સાગરીકા**—ત્યારે બેહેન? માતુશ્રીને આ બાબત કાંઈ દર્શાવુંતો કાંઇ હરકત! અહા? લે લે જો જો બ્હેની? તારા મદન ચંદ્રતો તારા? હૃદયનું સંકેત જાણી લઇ તારી ઇચ્છાનું સાર આ તાહારી સમિપ ત્વરાથી આવ્યા;

**નવનિત**—હા, બેહેન! ખરેખર એજ આવે છે,

**મદનચંદ્ર**—નવનીત! આપના આગમને આ પ્રદેશને કેટલા

સમયથી સમાંશિત બનાવ્યો છે; હાં હ્યો! બ્હેન સાગરીકા પણ અત્રજ પ્રકાશિત છે વિલંબ માટે એક વિદુષિયોનો હું અપરાધી છું;

**સાગરીકા**—લ્યો લ્યો હવે મદનચંદ્ર? બહુ થયુ આ અમે આવ્યા અને થોડી વાર પછી તરતજ તમે આવ્યા છો તેનાય વળિ અપરાધી? હા, પણ મારી આ નવનીત તો તમારા શિવાય જાણે શુંન મુન બનિ ગઇ હતી એનેતો એટલો સમય પણ જુગ જેવો ગયો પણ અહા? મદનચંદ્ર? તમ દર્શનથી મારી બ્હેનની તો સૌમ્ય મુખકલા ખરેજ વિકસિત થઇ હોય એમ જણાય છે અને સ્મિતનો આદર અનાદરના ભય શિવાય નિઃશંક કપોલ અને ઓષ્ટ પર વિહાર કરવા લાગ્યું છે માટે આપની આ કૃપાથી તો મારી સખી આપનીજ અનુગ્રહિત છે પણ મદનભાઈ આજે પિતાજી અત્રે ફરવા આવ્યા નથી એમ કેમ; ?

**મદનચંદ્ર**—સાગરીકા? પિતાશ્રી તો આજ શેઠ રતનચંદને ત્યાં કાંઇ કામ સર ગયા છે;

**નવનિત**—સાગરીકા? તારી પાસે તો બ્હેન ઉપહાસનીજ વાતો, અને સર્વને ઉપહાસનાંજ અનુમાન કરવા? ખરૂં કે?

પ્રિય મદનચંદ? આજ કયા ઉદ્દેશની ઉન્નતિના વ્યાપારે આપનો વિશેષ સમય રોકયો હતો? હવે આ પ્રદેશના પ્રાણીયોને આપના જ્ઞાન સમૃદ્ધિ વિસિષ્ટ વાક સુધા વૃષ્ટિથી પ્રક્ષાલિત કરી ધન્ય ધન્ય કરવાને કયો દિવસ નિયત કર્યો છે?

**મદનચંદ્ર**—બ્રહ્મચર્ય સેવન, વિશે એક લેખ મુદ્રિત થવા શ્રી ચંદ્ર મુદ્રણકલા મંદિરમાં આજ મ્હારે મોકલવાનો હતો તેથી આજ જરા વિલંબ થયો આ વખતે રવિવારનો દિવસ વ્યાખ્યાનનો રાખ્યો છે અને તે દિવસે વ્યાખ્યાન પણ બ્રહ્મચર્ય વિષય પર આપવાનું છે;

**નવનિત**—અહા? જનમંડળના ઉદયનું બ્રહ્મચર્ય શેવન અને તેમાં સંચિત થતિ વિદ્યા એ શું? પ્રધાન કારણ નથી? ત્યારે શું જન સુધારક મંડળ છે તે પ્રતી નિઃલક્ષ્ય રહી

અથવાતો તેના મહાત્મ્યથી અજ્ઞાન રહી, ખરેખર શું આક નીક્ષામાં ધોરેજ છે? શું તેમને જ્ઞાન નથી કે તનની પુષ્ટતા મનની પુષ્ટતા અને એકત્રમાંજ દેશની ઉન્નતી અવનતિ છે, અને એ સર્વે બ્રહ્મચર્ય સેવન અને તેમાં પ્રાપ્ત થતી વીધાથી સંપ્રાપ્ત થાય છે,

**મદનચંદ્ર**—ખરેખર આપનું કહેવું સ્તુતી જન્ય છે આયુબળને સંવર્ધન કરનાર બ્રહ્મચર્ય છે તન અને મનની પુષ્ટીથી શારીરીક અને બુદ્ધિ બળ વધે છે. અને તેના સંવર્દ્ધન થી. ઇચ્છીત સ્થાને મનુષ્યથી પોહોચાય છે અને તન મન નીર્બળ અને ક્ષીણ હોવાથી ( કોઇ સદ્‌ગ્રંથો ના સંસ્કારે ) સદ વિચાર ઉદીત થતાં તે અલ્પકાળ રહી પુનઃ તે જ્યાંનોત્યાં શમી જાય છે; બ્રહ્મચર્ય સેવન માં વીઘ્ન કરનારા કારણોમાં મુખ્ય કારણ બાળ લગન છે અને બીજુ આ સીક્ષણમાં તમને ન અપાતી બાળ સંરક્ષણ રીક્ષા અને પ્રકૃતી ઔષધી જ્ઞાન સંતાનના પ્રથમ શરીર ભાગ્યનો ઉદય તો કેટલેક અંશે તેના માતા પીતાંના શરીરની સ્વસ્થતા પર છે. અને જન્મ થયા પછી યોગ્ય ઉમરે પોહોચતા લગી તેમની માનસીક અને શારીરિક કેળવણીના સમર્થ્ય અનુસાર છે પરંતુ દેવઅંશી જીવનો તો જન્મ પછી થોડાજ સમયમાં થોડાજ સીક્ષણથી પરાધીનતા અને અજ્ઞાનથી નીવૃત થઇ સ્વતંત્ર બને છે; પણ આહાવાં જીવનો કયાંઇકજ હોય છે; અને જ્યાં હોય છે ત્યાં અદ્રશ્ય રહીને પણ પ્રકાશ આપે છે; વસ્તુ માત્રનો સંવર્ધ્ધન ક્ષય અને પત્તન છે, અને એ સર્વેનો આધાર ભૂત પ્રારબ્ધ કર્મ છે પુર્વે પુરૂષાર્થ પ્રારબ્ધ કહેવાય છે અને વર્તમાન પુરૂષાર્થ કર્મ કહેવાય છે; માટેજ વર્તમાન શ્રેષ્ટ પુરૂષાર્થથી આપણા અને અન્યના પ્રારબ્ધ બંધારણ ઉચ્ચ પ્રતીના રચવાં

**નવનિત**—આપનું કહેવું યથાર્થ છે પરંતુ આજકાલ સર્વે વિદ્યા કલા વ્યાપાર અને નોકરીની પ્રાપ્તી માત્ર પોતાના ઉદર નિમિત્તે માની બેઠા છે. ત્યાં દેશોન્નતીની આશા ક્યાં બાંધવી ! ઉદર અને લક્ષ્મી પાશમાં સપડાયલા જંતુઓ આવા પરોપકાર વિદ્વન્વિતને અભિનંદન કરવું તો ક્યાંથી પરંતુ પાછળથી તેમની નિંદા કરે છે અને

કેટલાક શુખે શિરોમણીતો મશી ગયેલા મગજનાની સંજ્ઞા આપતાં પણ પાછી પાની કરતા નથી ત્યાં હવે દેશ સુધારણા માટે શાની તુલ્યતા રહી?

પ્રિય મદનચંદ્ર? આજકાલ આપની પત્ની ચંદ્રલેખાના શા વર્તમાન છે! શું હજુ પણ તેમને વિદ્યા સંસ્કાર કરાવ્યા હોય તો તેમનું મન અને વિચાર ઉચ્ચ શ્રેણીના ન થાય! હજુ એમની તો કિશોરાવસ્થા છે આપ સર્વનું હિત કરોછો, ઉતમ બોધ આપોછો, કળાનો શોધ દર્સાવોછો વાંણીનો વિલાસ વર્ષાવોછો, છતાં તેમના પ્રત્યે તો તદન લક્ષજ આપતા નથી ને શું તે આપની સુખ દુઃખ ભાગિનિ વિલાસ ભુમિ નથિ! કે કાંઇ આપની અપરાધિનિ છે! કે મંદ બુદ્ધિને લીધે આપના પ્રભાવથી અજ્ઞ છે! કે આપજ એમના પ્રત્યે વિના કારણે નિષ્ઠુર થયા છો પરંતુ એ કલ્પનાનો તો ઉદય થતાંજ આપનો સહવાસ ઉચ્છેદ કરે છે

**મદનચંદ્ર**—નવનિત! એ પુર્વ કર્મે કરીનેજ અધમતાને પામી છે; અથવાતો વર્તમાન બાલ્યાવસ્થા સંસ્કાર નિઃકૃષ્ટ છે વિદ્યાહીન અને દુર્વીનિત સ્ત્રીયોના સમુહમાં તેની બાલ્યાવસ્થા વ્યતિત થઇ છે; તેમજ તેના માત.પિતાએ વિદ્યાશાળામાં તેનો પ્રવેશ કરાવ્યો નથિ તેથી બાલ્યાવસ્થાના અવિદ્યા સંસ્કારથી એ આવૃત છે, ઉપદેશની અસર હાલ તેને થાય તેમ નથી, તેમ વિદ્યા પ્રત્યે પણ તેનું લક્ષ્ય નથિ,

**સાગરીકા**—બેહેન! ભણાવ્યા અને ભણાવતા હશે તોય કોને ખબર; એતો ભણેલા સર્વે મોઢે ન જણાવે બાકી મનમાં તો બધુએ ખરૂ ઉપરથી કઠિનતા અને અંતરમાંતો મુગ્ધતા, ભણેલાઓ એવા કાંઇ કાચા ન હોય કે પોતાના અર્થનું સ્થાન નિરસ રહેવાદે માટે એમના બહારના દેખાવનો કોઇ પારન લઇ શકે તો અંદર તો કોણ જાણે શુયે ભર્યું હોય! તેની તો ખબરજ ક્યાંથી પડવા દે!

**નવનિત**—જા જા બેહેન? એમતે હોય; વિદ્વનચિત સભ્યતા, લજ્યા, વિનય એ દૈવી અંશોથી આવૃત હોઇને દૃષ્ટવ્યજ તેઓ દર્શિત કરે છે; તેથી પ્રાકૃતજનને તેઓ વિચિત્ર પ્રતિત થાય છે અંતઃકરણ તેમના મુગ્ધ કરણ અને

નિર્મળ હોય છે અને બાહ્ય દેખાવ તેમનો શાન્ત અને એક રસ હોય છે;

**સાગરીકા**—બ્હેન? દેશોન્નતિ માટે આપ કંઇકંઇ વાતો કરી ગયાં પણ કપાળે કપાળે ન્યારી મતિ એ જન કહેણી અનુસાર જન્મોના તિમિર પ્રદરમાં ઉપદેશ પ્રભાકીરણ શી રીતે પ્રસ્તાવ કરી શકે? માટે ઉપાધિ રહિત રહેવુંજ ઉચિત છે

બ્હેન તું કહે છે તેવીજ મારા મનની સ્થિતિ હતી. પરંતુ મદન ચંદ્રના આ પ્રદેશમાં નિવાસ અને તેમાં વિશેષ કરી મારી સાથેના તેમના પ્રસાદ પરિચયે મારા પૂર્વ વિચારમાં મહાન ફેર ફાર કરી નાંખ્યો છે, પ્રથમ મને લક્ષ્ય (જીવ) પરદ્વેશ અને અલક્ષ્ય (બ્રહ્મ) પર રાગ હતો હવે હું લક્ષ્ય સાથે અલક્ષ્ય ભજું છું; ઉતમ અને નિકૃષ્ટ પુરૂષાર્થનું ફળ ઉતમ અને નિકૃષ્ટ મળે છે; માટે કાળ ક્રમે પુરૂષાર્થ રૂપ ઉપદેશ પુષ્ટ થતાં ઉપદેષ્ટા ઉતરે સુધરે છેજ

**સાગરીકા**—બ્હેન? જોને આ સામે ગાડી કોહોની આવે છે;

**નવનિત**—કોણ જાણે હશે કોઇની

આ પ્રમાણે વારતા ચાલે છે એવામાં ગાડી થોભી અને ગાડીવાન નીચે ઉતરી નવનિત અને મદનચંદ્રને સલામ કરી બોલ્યો;

**ગાડીવાન**—બાસાહેબ? આપનું નામ નવનિત બાને? આપના પિતાજી રતનચંદ શેઠને ત્યાં છે અને ત્યાં આપને જલ્દીથી બોલાવે છે હું ગાડી લઇ આપને તેડવા આવ્યો છું; આજે રતનચંદના પુત્રનો જન્મ મહોત્સવનો દિવશ છે માટે આપ જલદીથી પધારો,

**મદનચંદ્ર**—પિતાજીએ અમારા ગાડીવાનને તેડવા કેમ મોકલ્યો નહી?

**ગાડીવાન**—હું રતનચંદ શેઠનો ગાડીવાનછું કદાપી નવનિતના પીતાજીનો ગાડીવાન કોઇ બીજા કામે રોકાયો હશે, તેથી મને હુકમ થવાથી હુંજ આવ્યોછું;

**નવનિત**—હું અહિયાં છું એવી તને કયાંથી ખબર પડી;

**ગાડીવાન**—મ્હે મારા શેઠને પુછ્યું એટલામાં તો આપના પીતાજી બોલ્યા કે હજુ તો એ કુસુમ બાગમાંજ હશે માટે ત્યાંજ જાય તો મળશે;

**મદન**—પરેજ ત્યારે તો શેઠજી આજ ત્યાંજ ગયા હશે નવનિત ! ત્યારે તમે ત્યાંજ જાઓ હું તમારી સાથે ત્યાં આવત પણ મારે આજે મિટિંગમાં જવાનું છે કદી મને શેઠજી યાદ કરે તો તેમને તેવુંજ કહેજો;

**સાગરીકા**—બ્હેન નવનિત ? મારાથી પણ આજે તારી સાથે નહિ અવાય કારણ કે મારા પિતાશ્રીની તબિયત આજ બે ત્રણ દીવસથી નરમ રહે છે ; તે તને ક્યાં ખબર નથી ? વળી તમે જ્યાં જાઓછો ત્યાં તમને વાર પણ થવાની માટે હું ઘેર જાઉંછું તું પીતાજી પાસે જા,

**મદનચંદ્ર**—નવનિત હવે આપ ત્યાંજ જાઓ, કેમકે આપના પીતાજીએજ આપને ત્યાં બોલાવ્યાં છે; હું જાઉંછું કાલે પ્રાંતઃકાળે તમારે ત્યાં હું આવીશ

**નવનિત**—લાચાર થઇ પીતાજીની આજ્ઞા થવાથી ત્યાંજ જાઉંછું પણ મદનચંદ્ર તમે જરૂર પ્રાત કાળે દર્શણનો લાભ આપજો.

આ પ્રમાણે વાત ચિત થઇ રહ્યા બાદ મદનચંદ્ર અને સાગરીકા પોત પોતાના મુકામે જાય છે અને નવનિત તો પ્રારબ્ધની ગાડીમાં બેસીને વાર્તા લાપ વિસ્મૃત કરી ચાલવા લાગી;

આ પ્રમાણે ત્રણે જુદે જુદે માર્ગે ચાલ્યાં નવનીત જેવી ગાડીમાં બેઠી તેવીજ ગાડીવાને ગાડી બને તેમ જલદીથી ચલાવી, અદૃષ્ય થયો;



# પ્રકરણ ૨ જું.

## ઉન્મત.

દોહરો.

**કુસંગ કેરા રંગમાં, રંગાયો તજી સાન,**
**ઉન્મત તું ઉન્મત થયો, પામ્યો અતિ અપમાન**



ઝડી અને ઉત્તમ કામ કરનારાઓના કાર્યની સિદ્ધિ જ્યાં ત્યાં જોવામાં આવતી હતી, ઉદ્યમિયોના ઉદ્યોગનો ચળકાટ તેમની ચંચળતાથી જણાતો હતો, વિદ્યાર્થીઓનો ઘોશ મંત્ર ઉચ્ચારથી બ્રાહ્મણોના નીચા ઘરમાં થતો હતો, રૂપીયાનો ખડખટાટ શ્રીમંત વ્યાપારીઓની દુકાનોમાં થયાં કરતો હતો, સેંકડો મજુર લોકો પ્રાતઃકાળમાં નગર બાહેર મોટી મોટી મીલોમાં કામ કરવા સારૂ ચંચળ વૃતિથી જતા હતા, પરગામથી કૃશિકારો પોતાનાં ગાડાં ઠકોઠક દાંણાથી ભરીને નગરમાં પ્રવેશ કરતા હતા, નગરનું રક્ષણ કરનાર રક્ષકાર સિપાઇયો હાથમાં કાળા દંડ પકડીને પોતાની હદમાં ફરતા હતા, કેટલીક સ્ત્રીયો દેવ મંદિરમાં લાલજી માહારાજનાં દરશન કરવાને માટે દોડા દોડમ કરી રહી હતી, કેટલીક ગાડી અને ચારઠ તથા સઘરામ પોહશ પોહશ કરતાં ત્વરાથી દોડાવીને લોકોને ખશેડતા હતા, કેટલાક ખીસ્સા કાતરનાર ઠગ લોકો પોતાની દ્રષ્ટી બાજની માફક ફેરવતા હતા, કેટલાક ભીખારીયો મેહલ્લે મેહેલ્લે બુમો પાડી રહ્યા હતા; કોઇ કોઇ જગોએ સભાઓ થતી હતી, કેટલાક બેરીસ્ટરો સ્વદેશના રહેવાશી છતાં સ્વદેશાભીમાનનો ત્યાગ કરી બુટ પાટલુન અને માથે યુરોપીયન ટોપી પેહેરીને ગંભીર મુદ્રા કરી પોતાના વિચારમાં લીન થએલા રોફથી ચાલતા હતા, કેટલાક દેશોન્નતીનો માત્ર ફાંકો બતાવનાર સભા કરીને જેમ વર્શારતુનાં દેડકાં સોર બકોર કરે તેવી રીતે મેજ ઉપર હાથ પછાડી ને વકતૃત્વતાનું જ શૌર્ય બતાવતા હતા, કેટલાક નેત્ર ઉપર ચશ્માં પેહેરીને લાયબ્રેરીમાં ન્યુસ વાંચતા હતા, મોટા મોટા વ્યાપારીયોનો ઉદ્યોગ વડા મારે ચાલતો હતો, એવું એક નવલનગર નામનું સુશોભિત શેહેર હતું તેમાં લક્ષ્મીચંદ નામનો નામાંકિત ધનાઢ્ય વેપારી હતો; તેના

નામ પ્રમાણે તેને ત્યાં લક્ષ્મીનો નિવાસ અંપુર્ણ હતો. દેશ પરદેશ તેની ઘણી પેઢીઓ હતી પોતાના નગરમાં તેણે ઘણા મકાનો બંધાવ્યા હતા. તે શેઠના બાપદાદાની વખતથી ઓહોળા વ્યાપાર માટે અગણિત ધનનો સંગ્રહ થતો આવ્યો હતો જેમાં તેની દેખરેખમાં નગર બહેરના બે મોટા બાગ હતા તે બાગમાં તેણે શુ શોભિત બંગલા બાંધ્યા હતા, તે સિવાય જમીન જાગીર ઘણી સંપાદન કરેલી હતી, તે નગરમાં લક્ષ્મીચંદ શેઠની ઉતમ પ્રતિષ્ઠા હતી, તે સ્વભાવે ભોળો અને ધર્મે ચુસ્ત હતો. તેનો વિચાર કેવળ જુના હતા તેની રૂઢીની પદ્ધતી પણ છેક જુની હતી, તે વગર વિચારે અર્થ કરતો નહોતો. તે છેક ઉદાર નહોતો તેમ કંજુસ પણ નહોતો વિદ્યાદાન માટે કે દેશ કલ્યાણ માટે જોકે તે મોટી મોટી રકમો મુકવા ધારે તો તે સમર્થ હતો પણ તે તેવા કામમાં પોતાનો દ્રવ્ય ઉપયોગ કરતો નહોતો તેથી એક રસ્તે તે કૃપણ પણ હતો. તેને અત્યંત રૂપ ગુણ શિળ સુશિલા નામની સ્ત્રિ હતી તે સ્વભાવે ઘણી નમ્ર અને મિલનસાર હતી. તેણીના નેત્રમાં કેવળ કૃપાનું દર્શણ હતું તેણીની પુન્યદાન ઉપર ઘણી શ્રદ્ધા હતી, શેઠ શેઠાણીનો પરસ્પર અવર્ણનીય પ્યાર હતો, એક બીજાથી જુદાં થતાંજ એક બીજાને અણગમો થયા વિના રહેતોજ નહીં, શેઠને જોકે દુકાનેથી ઘેર આવતાં કાંઇ વિલંબ થઇ ગયો હોય તો સુશિલા આકુળ વ્યાકુળ થઇ જતી હતી; તે સાથે અધીરી થઇ ગયેલી પોતાના નોકરને શેઠ પાસે મોકલતી હતી; બન્યોની ઉંમર ત્રીસ ત્રીસ વરસની થઇ ગઇ હતી તેથી પુત્રની આશામાંને આશામાં કેટલા દીવસ વ્યતિત થઇ ગયા હતા, ભવિષ્ય સુચક જોશીયોને આવકાર આપીને વારંવાર સંતતીના સુખને માટેજ પ્રસ્નો થયાં કરતા હતાં. જોશીભાઇ રવિ અને મંગળનો દોશ બતાવીને શેઠ પાશેથી જોઇએ તેટલા રૂપીયા જપ કરવામાં કઢાવ્યાં કરતો હતો. ઠેર ઠેર રૂઢી અને જપ વિગેરેનો ઘોંઘાટ દેવાલયોમાં થઇ રહ્યો હતો. એમ કરતાં પાંત્રિસ વરસનો સુમાર થયો ત્યારે શેઠજીની આસ્થા જોશી વીગેરે જે જે ભવિષ્ય વાદીઓ મળેલા તેઓ ઉપરથી ઉઠી ગઇ; શેઠને ઘેર લક્ષ્મીએ નિવાસ કર્યો હતો એટલે કઇ બાબતના સુખની ખામી હોય ! માત્ર ખામી એટલીજ હતી; આટલા બધા વૈભવનો ભોગદારી ઇશ્વર બક્ષે તો સારૂ એવી ઇચ્છાવાળાં બન્યો એજ બાબતની આશાના તરંગમાં ઝોકાં મારતાં હતાં પણ ઇશ્વરની કૃપાથી તેને પુત્ર રત્ન પ્રાપ્ત થયુ. આ ખુશાલી ની વાત શી કહેવી ! શેઠની આશા ફળિભુત થઇ. શેઠ અને શેઠાણી

હર્ષ ઘેલાં બની ગયાં હતાં; પુત્ર પ્રાપ્તિના આનંદમાં તેણે બ્રહ્મભોજનમાં, મંદિરમાં, ધર્માદામાં, વિદ્યાદાનમાં, લુલાં લંગડાં લોકોની મુગ્ધ શાળામાં, અનાશ્રિતોમાં, કેટલુંક નાંણું મુક્યું.—કેટલાક દિવસ સુધી એજ આનંદમાં જલસો થવા લાગ્યો; તે પુત્રની સંભાળને માટે ઉત્તમ પ્રકારનો ચિકિત્સક વૈદ્ય રાખ્યો; કેટલીક દાઇયો રાખી; બાળકની માહાવજત કરવામાં આ મહા ધનાઢ્ય;ને ત્યાં શાની ખામી હોય ! નજ હોય; દીનપરદીન તે છોકરો મોટો થવા લાગ્યો, એકનો એક પુત્ર લાડકવાયો હતો. તે આંધળાને નેત્ર જેવો હતો. એટલે એને કોઈ પ્રકારે તનને કે મનને હરકત પડે નહી તેવી ગોઠવણ યોજવામાં આવી હતી, તે બાલ્યાવસ્થામાં અતિ ચપળ તોફાની-હઠીલો અને સ્વતંત્ર મગજનો જણાવવા લાગ્યો, માતપિતાના અધિક વ્હાલ અને લાલન પાલનથી, તે બાળકના સ્વતંત્રપણામાં દિનપરદિન વૃદ્ધિ થવા લાગી; ઘરમાં કે બહાર ગમે તેમ ફરે તો-પણ બાઇને કોઈથી કહેવાય નહીં; માત્ર તેના શરીરની રક્ષા અર્થે પાછળ પાછળ ફરનાર એક બે નોકરો ફર્યા કરતા હતા; કાચની કેટલીક કિમ્મતી વસ્તુઓ તે બાઇના જોવામાં આવે કે તડાક દૈને ભાગી નાંખે. શેવકોને લાકડી ચોહોડી દે, તોપણ કોઈ બોલી શકતા નહોતા, તેની દસ વરસની ઉમર થઈ એટલે તેને શીખવવાને માટે શિક્ષક રાખવામાં આવ્યો હતો. તે શિક્ષક પ્રાતઃકાળમાં આવેલો દસ વાગ્યા સુધી ભણાવવાને માટે બેસતો હતો, પણ આ ભાઈ ઘણા રમતિયાળ અને સ્વતંત્ર વૃત્તિવાળા હોવાથી માસ્તરના આવતા પેહેલાં ક્યાંનો ક્યાં ગચ્છંતી કરી જતો હતો. તેને બળાત્કારે યુક્તિથી શોધી કાઢીને શિક્ષક પાસે બેસારતા હતા, માતપીતાના લાડથી આ છોકરા ઉપર તેમનો બીલકુલ દાબ નહોતો પણ શિક્ષકે તેના ઉપર દાબ રાખ્યો હતો; વળી શિક્ષકનાજ અપૂર્વ ખંત અને પરિશ્રમથી અને શેઠના અપૂર્વ ભાવ અને દ્રવ્યદાનથી ભાઈ ગુજરાતી વાંચતાં લખતાં તો શીખ્યા; પરંતુ તેટલી મુદતમાં તો શિક્ષકથી શિષ્ય કંટાળ્યા અને શિષ્યને શિક્ષક પગે લાગ્યા;

વાચક ! આજ કાલના જુની પદ્ધતીના વ્યાપારીયો પોતાના એકના એક લાડકવાયા પુત્રને અતિ લાલન પાલનથી તેનો આખો ભવ સુધારવાને બદલે બગાડે છે;વાત્સલ્ય ભાવને બદલે શત્રુભાવ પ્રગટ કરે છે; માતાપિતાના લાલનથી નિમંત્રણ સમજે તેઓ સ્વચ્છંદ વિચરે

છે; વિદ્યાભ્યાસ સમયે સંસારમાં પડી વિષયી નિર્માલ્ય અલ્પાબુદ્ધિ થાય છે; કૃત્રિમ માંજથી મોજશોખમાં લપટાય છે; કુસંગતિમાં ફસાય છે; અન્યને ફસાવે છે; સંસારને નિરર્થક ભારરૂપ થાય છે; વળી લક્ષ્મીવાનના સંતાન હોવાથી, કમાવાની તો જાણે બેદરકારી હોય છે; તેથી લક્ષ્મીનો મનમાનતો જગજાહેર ઉપયોગ કરે છે; અને સર્વ પ્રકારની અનીતિના શિક્ષણમાં દ્રવ્યનો ઉપયોગ કરે છે. અહા ! શું શ્રીમંતના બાળક !

શ્રીમંતના બાળ બાળિકાઓને તેમના બ્રહ્મચર્ય સેવનરૂપ બાલ્યકાલમાં વિદ્વજન પાસે ઉચ્ચપરિશીલન અપાવ્યું હોય તો ઉચિત બાલ્યકાળમાં તેમનો સદ્દવ્યનો પરિચય અને નિવાસ પણ શુદ્ધપાત્ર વચ્ચે હોય તો ઉચિત અને રક્ષક તેમનો મહા સમર્થ અને સુક્ષ્મ બુદ્ધિનો અને જેને ભિન્ન ભિન્ન પ્રકૃતિનું પુર્ણજ્ઞાન હોવું જોઇએ; પુર્વ સંસ્કારાનુસાર બાલબાલિકાઓમાં સત્વ રજ અને તપના જે અંશ તેમનામાં સ્ફુરિત થતા દ્રષ્ટીગોચર થાય તેમના રજ તપ અંશનો ઉક્તરક્ષક શને શને દમન કરે અને સત્વ અંશને સાહિત્ય દર્શનથી પુષ્ટ અને ઉત્તેજીત કરે;

આ પ્રમાણે જ્યારે શ્રીમંતોનું પોતાના બાળકો ઉપર લક્ષ અપાય છે ત્યારે તેમનું યૌવનકાળ રમણિય પરમાર્થશીળ, ધર્મશીળ, અને દેશઉન્નતિકર બને છે, અને તેથી લક્ષ્મીનો યથેચ્છ તેમનાથી થાય છે.

શ્રીમંતના બાળકને અનિતિમાં પ્રવૃત કરનાર, માતપીતાનું લાલન અને તેમની પ્રત્યે નિ:લક્ષ્યપણું તે બાળકને ન અપાવી તેમનં વિદ્યા કેળવણી જે છે તે નીચ અને વિષયી સેવક ગુમાસ્તા, મિત્રની સંગતી અને લક્ષ્મીની સહાય, ઈત્યાદિક કારણથી શ્રીમંતમાં બાળક બગડે છે.

દેશ ઉન્નતી સાધનમાં, વિદ્યાકળા, બ્રહ્મચર્ય સેવન, વિદ્યાકલા, ઐક્ય, શૈર્યબળ, બાહુબલ. અને અનેક દેશપ્રદેશ પર્યટનની આવશ્યકતા છે; તેમાં એ સર્વેની સંપ્રાપ્તીમાં દ્રવ્યની જરૂર છે; શ્રીમંત પુરૂષ તેમ કરવાને શક્તીવાન છે માટે જ શ્રીમંતના બાળકને ઉચ્ચ પરિશિલન અપાયું હોય તો તેઓ દેશહિતેચ્છુઓને દ્રવ્યબળ અને વિચારબળ આપી જીવનને સફળ અને કૃત કૃત્ય કરે છે.

લક્ષ્મીનો મદ એવો દારૂણ છે ઉત્તમ પાત્ર કૃત્રિમ વિષય પ્રતિ

આવી જઈ ભ્રષ્ટ કરે છે. તેમાં જ્યારે યૌવન અને લક્ષ્મી વિષય નિ- ષયી એકત્ર થાય છે, ત્યારે દિવ્ય દ્રષ્ટિપર પણ તિમિરાવરણ થાય છે; તો પછી સ્થુલ દ્રષ્ટિની તો વાતજ ક્યાં રહી ! વિદ્યાબળ, બુદ્ધિ બળ, મનોબળ, સર્વે વૃત્તિ અનુકૂળ થઈ જાય છે; માટે લક્ષ્મી અને યૌવનરાજમાં પરાયણ થતાં ચિતને બહુ સાવધાન રહેવાનું છે; તેમજ તેમના સહવાસમાં સદૈવ સદ્પાત્ર અને સ્મરણ સરસ્વતિનું અવિચ્છિન્ન રહેવું અત્યુપયોગી છે; લક્ષ્મીવાનની સંગતી કરવા સર્વે કોઈ ઈચ્છા કરે છે. તદપિ આત્મ સંતુષ્ટ ચિત કરતાં પ્રાકૃત, ક્ષુદ્ર, ઉદર નિરવાહી, ખુસામત પારતંત્ર્યમાં વિચારનારા જીવનતેમની કૃપાસં- પાદન કરવાની ઈચ્છાથી તેમના, સહવાસમાં અધિક આવે છે; માટે જ શ્રીમંત બાળને વિદ્યા અને કળાના પૂર્ણ સંસ્કારી કરવા જોઈએ નહિ તો કોઈ પણ પ્રાકૃત ચિતના છાંટા તેમને અડકેજ; લક્ષ્મીમદ એવા છે કે, કોઈ ધીર વીર વેદવિત્ શાન્ત શીળ ચિતજ તેમાંથી નિસ્કલંક સાંગોપાંગ બહાર નીકળી શકે છે; માટે સાવધાનપણે ન રહેવાય તો આ જન્મમાં તો નષ્ટ ભ્રષ્ટ થવાય એટલુંજ નહિ પરંતુ તેનું પ્રારબ્ધ અનેક જન્માંતર સુધી તે પુરૂષને ભોગવવું પડે, પણ આજ વિચાર કલ્પનાને એટલી લાંબી મજલ કોણ કરાવે છે ! આજકાલ તો સર્વે વિષયી ચિતમુખમાંથીજ એજ ઉચ્ચારણ થાય છે કે, જે આજ મારીએ એ આપણા બાપની, કાલ કોણે ભાળી છે ! પરંતુ આહાનું તાકનારાની પણ થોડા કાળ પછી કેવી દુર્દશા થાય છે તે જેણે એવાં પાત્રને અવલોક્યાં છે તેને કે સ્વઅનુભવાર્થીને માલુમ હોય છે; યૌવનકાળના બે ચાર દિવશ વિષયાનંદમાં વિષય સન્મુ- ખથી દ્રવિત અને વિષય ઉન્મુખથી પીડીત, ખિન્ન વ્યતિત થાય છે; અને તતક્ષણ યૌવનાવસ્થામાંજ તેમની વૃદ્ધાવસ્થાથી પણ નિકૃષ્ટ થાય છે, અને અસહ્ય કરૂણાજનક કષ્ટ ભોગવે છે; માટે લક્ષ્મીવાન શ્રીમંત વર્ગે પોતાના બાળકની બાલ્યાવસ્થાપર વિશેષ લક્ષ આપતાં તેમને વિદ્વાનગુરૂ, પ્રકૃતિજ્ઞ રક્ષક, અને વિમલ પાત્ર વચ્ચે ઉછેર- વા અવશ્યક છે; અસ્તુ, વાચક ! ચાલો હવે ચાલતા વિષયને અનુ- શરીયે;—

શિક્ષકે ઉન્મતબાળને ભણાવવાની તેના માતપીતાને ના મ- રજી બતાવવાથી તેની જગોએ કોઈ બીજા શિક્ષકને નીમવા શેઠ- જીએ વિચાર કર્યો પરંતુ પ્રકૃત સુધારાની મુદ્રા કાંઈક શેઠજી ઉપર

પડવાથી તેમણે ઉન્મત ભાઇને ગુજરાતી શાળામાં મોકલ્યો, ત્યાં તેમની પરીક્ષા લેવાઈ અને પાંચમી ચોપડીમાં દાખલ કર્યો; પછી ખાનગી રીતે ભણાવવાને માટે મેટ્રીકમાં પાસ થએલો એક શિક્ષક રાખ્યો; આ શિક્ષક સર્વે ઉપમા જોગ હતો, ઇંગ્રેજી સુધારો ટ્રીકીગમાંજ સમજતો હતો, . આપણા ઉન્મતભાઈ પણ જુવાનીના મળસ્કામાં આવ્યા, તેમાં ભાવતું હતું તે વૈદે કહ્યું, જેવા શિક્ષક મોજીલા અને સ્વતંત્ર મગજના મળ્યા તેવા ઉન્મતભાઇની પણ ચીતગી જોવામાં આવતી હતી, સોબત તેવી અસર થાય તેમાં શું આશ્ચર્ય ! ઉન્મત તો મુળથીજ સ્વતંત્ર હતો, તે મુળથીજ આમતેમ ફરવા હરવાનો અભિલાષી હતો, વિદ્યાભ્યાસ કરવાને માટે તેને કંટાળો લાગતો હતો, ભુમિતિ અને વ્યાકરણ તથા હીસાબની પદ્ધતી તો તેને બાવળના કાંટા જેવી લાગતી હતી, અરૂચતા પદાર્થ ઉપર વૃતિ કંટાળી જાય છે; સ્મરણ શક્તીને વધારે પરિશ્રમ આપવાને ઉન્મત કંટાળ્યો હતો; તેમાં વળી તેને મોજીલા રંગીલા અને મનભાવે તેવા શિક્ષક મળ્યા તો પછી શું ! તેમને તો પરસ્પર જેવો જોઇએ તેવો રંગ જામી ગયો. શેઠજી તો એમજ જાણે છે કે ભાઈ તો ભણેજ છે; અને શેઠાણી તો લાડ કરવામાં, અને ઉમર લાયક થયે મોટે મોટે ઘેર પરણાવવો, એ અભિમાનમાંજ રહ્યાં; ઉન્મતભાઇને બે ત્રણ ચોપડી જેટલું ઇંગ્રેજી જ્ઞાન આપ્યું તેમાં બાકી તો અવિદ્યાના બોધ પાઠનું શિક્ષણ શિષ્યને સંપૂર્ણ આપ્યું; અને શિષ્યે પણ તે બોધપાઠ ઉમંગથી પોતાના મગજમાં ઠસાવી દીધા.

ભાઈ હવે ઉમર લાયક થયા, તેથી તેમના માતા પિતા તેમના લગ્ન સમારંભની તઈયારીયો કરવા માંડી, એજ નગરના એક ધનાઢ્ય વેપારીની બાલા સાથે ભાઈનું લગ્ન થયું, આ વિવાહિતા બાળાનું નામ સરસ્વતિ હતું; તેમનાં માત પિતા વિદ્યા સંસ્કારી અને ગુણશિળ હતાં, તેથી પુત્રીને પણ વિદ્યા અને ગુણથી અલંકૃત કરી હતી, સ્વરસ્વતિના પિતાએ નિતિ બોધ સ્ત્રી શિક્ષણ આદિના સારા બોધદાયક ગ્રંથો સરસ્વતિને લઈ આપ્યા હતા, તેના અભ્યાસથી સરસ્વતિનું વિદ્યાબળ નિતિબળ, અધિક વૃદ્ધિને પામ્યું હતું, દિલગીર ! કે સરસ્વતિના માતા પિતાએ સરસ્વતિને સરસ્વતિ કરીને તેનું હિત કર્યું હતું; શ્રીમંત વ્યાપારીનું ઘર જોયું, આબરૂદારનું ઘર જોયું કુળ સારૂ જોયું પરંતુ, વિવાહિત પોતાના જમાઈના અંતઃ સ્વરૂપનું

અવલોકન કર્યું નહી; તેથી સરસ્વતિના સર્વોતર સુખ ઉપર પ્રતિરૂપ પ્રધાન દુઃખથી સર્વે પર પાણી ફરી વળયું અને મુનીનું સઘળું જીવતર નિરર્થક થયું.

આપણા ઉન્મતલાલે પાંચમા ધોરણ સુધી ગુજરાતી અભ્યાસ કરી પોતાના શિક્ષકની અને પોતાની ઇચ્છા એક થવાથી "ઓપસ" અને "નોટ એટ ઓલ" નો અભ્યાસ આરંભ્યો, પોતાની સહી કરવા જેટલી શકતી આવી કે ભાઈ તો કંટાળયા, પીતાને કહ્યું કે મારૂ મગજ બહુ વિક પડી ગયું છે તેથી હવે મને વધારે અભ્યાસ કરવાથી નુકશાન છે, દુકાને હું વખતો વખત જતો રહીશ, અને વ્યાપાર કલામાં માહીતી મેળવીશ, આ પ્રમાણે સાંભળીને ભોળા અને જુની પદ્ધતિના શેઠજી એ કહ્યું કે બહુ સારૂ ભાઈ: ઉન્મતલાલ શાળામાં ગોંધાઈ રહેવાથી બચ્યા; શિક્ષક અને બીજા બે ચાર એમના ડીયર ઇન્ટીમેઇટ ફ્રેન્ડ થઈ પડયા, ઉન્મતલાલ પોતાના ખાનગી ખરચમાંથી તેમજ કાંઈ બહાનું બતાવી પીતાજી પાશેથી મધુર મધુર બોલીને માતા પાસેથી, આડુ અવળુ સમઝાવી દુકાનેથી, દ્રવ્ય લઈ મિત્ર મંડળમાં ઉડાવવા માંડયું; દુકાને એકાદ ચક્કર લગાવી આવી સાંજ એક સ્થળે પાર્ટી ઝામે, નવનવા નાચરંગ,મુજરા, અને બાટલીના બુચોને રહું ફેરવાય—એક દિવસ દરીયા કિનારા તરફ તેમની સ્વારી ઉપડી, અને કોઈ એક ફાંકડી અને લટકાળી ખુબસુરત યુવતી તેમની નજરે પડી કે તરત સર્વની વાગધારા એકી વખતે ફુવારાની પેઠે છુટી—યાર ! જોની ! આ તો મોહના ખુબસુરત છે અરે ! પણ એની ચાલ કેવી છટાદાર છે ! અરે મિસ્તર ! આતો કોઈ નવિન આજ જોવામાં આઈ.; હા યાર ! સાચુ કહો છો સાચુ: ઉન્મતલાલભાઈ આપ સર્વ ભુલ કેમ કરો છો ! જુવો તો ખરા. આ તો શેઠ રતનચંદની પુત્રી નવનીત છે, આજનો કાંઈ એનો સ્વાંગ અને દેખાવ વિચિત્ર અને મનરંજન છે; ખરૂ માય ડીયર; એ તો કોઈ સાથે વરવાનું જ કબુલ કરતી નથી; યુનીવરસીટીમાંથી કાંઈ વાખ્યાન બાખ્યાંન સાંભળીને અહીયાં ફરવા આવી હશે; બસ આ નવલપુરીમાં આ એક જ છે; આપણે કંઈક માલ ઉડાવ્યા પણ આના આગળ બધાએ રદ છે. ઓર ! એના બાપની સત્તા જોરાવર છે, વળી એ પણ વિદ્યામાંથી ક્યાં હાથ ધોય એમ છે ! તેમ જ ક્યાં તે નવરી પડે છે !

ઉન્મત—એક વખત તો તેની મુલાખાત લઈ વાતચિત કરી એ તો ઠીક, પછી બને તે ખરૂં, કેમ ખરૂં કે ?

૧ મિત્ર—વોટ ઇઝ ધેટ! એમાં તે શું બનવાનું હતું.

૨ મિત્ર—છીટ્ છીટ્ શું એના બાપને જોયો છે। આજે સત્તા કોહોની ચાલે છે! તે ખબર છે કે! રજવાડી નહી હો. પણ ઇંગ્રેજી,

૨ મિત્ર—અરે ભાઈ તું ભુલ કરે છે; ઇંગ્રેજી સતા તો બિચારી સારી પણ રજવાડી સત્તા મહા ભુંડી—પકડાયા તો હાડકાં તો જાણે કામ ચાલતા અગાઉ જ ખોખરાં થઈ જવાનાં અને મારા જેવા ટકા વિના ન બેસી શકનારા તો સત્વર વડીલોને મળવા સ્વર્ગનો મારગ પકડવાને ઉપડી પડે; અને ઇંગ્રેજી સત્તા તો સારી કે કામ ચાલતા સુધી તો આરામમાં રહિયે,વળિ દ્રવ્યનું બળ પુરે પુરૂ હોય તો મો જર મારી આપણા આપણા બાપની,ને વળિ છુટી જઇએ,અરે ભાઇ! વખતે પકડાતાં જ આપણા જેવા પોલીસ અને અમલદાર નીતિવાન હોય તો હાથ દબાવ્યો કે જાણે છુટા જ છીએ;

૨ મિત્ર—હવે આ પંચાગત જવા દો, પણ મિસ્તર ઉન્મત ! હવે તો તમે એક જુદો મકાન આપણા ગમ્મત માટે રાખો તો ઠીક કેમકે સેઠજી બેઠા હોય તે વખતે તમારી પાસે આવવાને અમને મોટી અડચણો પડે છે; માટે કોઈ સારા બંગલાની જરૂર છે;

ઉન્મત—પણ પિતાજી એ વાત શી રીતે માન્ય કરશે !

૧ મિત્ર—અરે ! એમાં શુ મુશ્કેલ છે ! ગમે તે યુકતીથી શેઠજીને સમઝાવો;

ઉન્મત—શી યુક્તી કાઢવી !

૧ મિત્ર—જેના હોઠ સાજા ! તેને ઉત્તર ઝાઝા, એ કહેવત પ્રમાણે આપણી પાસે યુક્તીયોની કયાં ખોટ છે, તમારા પીતા જુના વિચારના ભોળા છે.તેમણે તમને નવા વિચારમાં અને કેળવણી પ્રામવાને ઉત્તેજન આપે છે માટે કેળવણી બાબતમાં શેઠજી કેવળ અજાણ્યા છે તેથી શેઠજીને તમે એમ કહો કે મારી તબિ- યત હમણાં ઠીક રહેતી નથી; માટે ખુલ્લી હવામાં રહે- વાને મને પરવાનગી આપો, વળિ ગુલાબ બાગ તમારા

કુબજાનો છે તેમાં જે બંગલો છે તે કોઇને તમે ભાડે આપ્યો નથી. બાગનો માળી જે છે તેને તમે મેળવી લેવો.એટલે એ બંગલામાં તમે રેહેશો એટલે આપણે જોઇએ તેવી મઝા આવશે, એકાંત અવાસની તો મઝા જુદી જ છે કેમ મિત્ર !

ઉન્મત—બરાબર કહોછો, એ બનવા જેવું છે ખરૂં.

૧ મિત્ર—એજ બાગમાં તમે તમારી પત્નીની સાથેજ રહો જો. એટલે ભોજન માટે હરકત પડે નહીં, આપણે ગમે તે રંગ ઢંગ પ્રમાણે વર્ત્તન કરીએ તેમાં તમારી પત્ની કંઇ પણ બોલે નહીં. તેમજ કોઇને વાત જણાવે નહીં, એવો બંદોબસ્ત કરજો. સ્ત્રી જાત ઉપર દાબ અને રોફ રાખવાથીજ વશ રહે છે; માટે તેમના ઉપર મજબુત દાબ અને કરફ રાખવા. એમ કરશો એટલે તે તમારી પત્ની આપણી રીતભાતમાં આડી આવેજ નહીં; સ્ત્રી ઉપર પ્રથમ દાબ પડયો તે પડયો. જો કદી સ્ત્રીને મોઢે ચઢાવી કે સ્વતંત્રતા દીધી તો પાછળથી તમને બીલકુલ ગાંઠશે નહીં.

ઉન્મત—થેંક ક્યુ માય ફ્રેંન્ડ, ત્હેં સારી યુક્તી બતાવી, કાલેજ આપણા કાર્યની સિદ્ધિ થઇ એમ તું સમજજે, પછી રોજ ગુલછરા, પછી ત્યાં બંદાને કોણ કહેનાર છે ! કે જોનાર છે! કેમ ખરૂં કે !

ઉપર પ્રમાણે ઠરાવ થઇ અનિતિપ્રવર્તક સભા વિસર્જન થઇ ગુડ બાય કહી ઉન્મત પોતાની ગાડીમાં બેશી ત્વરાથી પોતાના ઘર તરફ આવ્યો.

ઉન્મત—( માતુશ્રી પ્રત્યે ) માતુશ્રી ! આજ કેટલાક દિવશ થયાં મારૂં શરીર ઠીક રહેતું નથી; તેમ જમવાની રૂચી પણ થતી નથી, તેથી હું નહિ જમું; આજ સ્વચ્છ હવા લેવાને માટે હું ફરવા નીકળી પડયો હતો, તેથીજ મને વાર લાગી છે;

માતુશ્રી—બાપુ ! અરેરે ! તને શું થયું છે ! આપણા વૈદ્યની દવા કર, તને શી વસ્તુની ખામી છે ! તને જે દરદ થયું હોય તેનો ઉપાય કરવોજ જોઇએ, કાલે સહવારે આપણા વૈદ્યરાજને બોલાવીને ઉપાય કરવો જોઇએ,—બાપુ થોડુ પણ ખાય તો સારૂં, હું તારી રાહ જોઇને ભુખી બેશી રહી હતી.

ઉન્મત—માતુશ્રી ! તમે જમી લ્યો, હું અરૂચી ઉપર નહીં જમું.

એમ કરવાથી વધારે તબિયતને નુકસાન થાય છે; હે માજી ! મારે સ્વચ્છ હવાની ખાસ જરૂર છે, મને મોટા ડાકતરે સ્વચ્છ હવા લેવાનોજ અભિપ્રાય આપ્યો છે માટે મારે તો આપણા વૈદરાની દવા લેવીજ નહીં. અંગ્રેજી ડાકટરનો અભીપ્રાય મોટા વિદ્વાન લોકો પણ કબુલ કરે છે, માટે થોડા સમય સુધી હું ગુલાલ બાગના બંગલામાં રહું તો શી હરકત છે !

**માતુશ્રી**—ભાઇ ! પ્રાતઃકાળમાં તારા પીતાજીને કહીશ, હવે રાત્રી વીતી છે માટે તું સુઇ જા.

બહુ સારૂ માતુશ્રી એમ કહીને ઉન્મતલાલ પોતાના શયન રૂમમાં આવ્યા, સરસ્વતિ બિચારી દુઃખી ચિત્તે અનેક તર્ક વિતર્ક કરતી તકીયાને અઢીંગી અર્ધ નિંદ્રાવશ થઇ હતી; ઉન્મત અંદર પ્રવેશ કરી પોતાની પત્ની સરસ્વતિને સુતેલી જોઇ—વેલ ઠેમ અ-બીસેં કેસે સો ગઇ હય, હમારે આયે પેસ્તર સો જાતી હેં—એમ કહીને બુટથી ઠોકર લગાવી,

**સરસ્વતિ**—( જાગ્રત થઇને-પોતાના પતિને જોતાંજ ) કોણ સ્વામીનાથ !

**ઉન્મત**—ના, ત્યારે કોઇ બીજું કે ! અત્યારમાં શાનું ઘોરણ આવેછે!

**સરસ્વતિ**—શું સ્વામીનાથ ! હજુ અસાર છે કે ! બાર વાગ્યા તોયે પણ,

**ઉન્મત**—બાર ક્યા લેકીન દો બજે તોભી ક્યા હેં, હમેરી તબિયત ચ્હાય જીસ બખત આવે; ( ક્રોધથી ) શું તું મને દબાવે છે કે શું ! હું સ્ત્રી વશ થાઉં એમ નહી હો !

**સરસ્વતિ**—આપને હું શું દબાવું ! આપ તો મારા પ્રાણનાથ છો;

**ઉન્મત**—ગમે તેટલાં મધુર વચન બોલે તોપણ બંદા તો સ્ત્રીચરિ-ત્રથી ભોળાઇ જાય એવા નથી;

**સરસ્વતિ**—પ્રાણનાથ ! આપ સારા કુળના છો, સમજુ છો, તેથી હું આપને કહેવા યોગ્ય નથી, પરંતુ આપ નીચ સંગતીનો ત્યાગ કરો તો બહુ સારૂ, કારણ કે મારાં સાસુ સસરાનો યશ સર્વત્ર જગ્યાએ વિસ્તરેલ છે, અને જ્યારે આપનું અ-ધમ નીચ સંગે કરી દુરાચરણ અન્યને અવલોકવામાં આવે મારે ત્યાંથી આપના માતપીતાના જાણવામાં આવે

તો તેમને કેટલો બધો ખેદ થાય ! આપણુને પણ પાછળથી પશ્ચાતાપ થાય, માટે આ દાશી તેઓનો સંગ ત્યાગ કરવા આપની પ્રાર્થના કરે છે; પછી તો આપ સ્વતંત્ર છો, દુઃખ અસહ્ય થાય છે ત્યારેજ આટલું કહેવાઈ જાયછે;

**ઉન્મત**—અહા, વાહરે સમજણનું ઘર તો જાણે તુંજ કે ! શું માહારી સ્ત્રી થઇને મને ઉપદેશ આપે છે ! આઈ ડોન્ટ વોન્ટ યોર એડવાઇસ ગો આવે, !

**સરસ્વતિ**—હું દાશી આપને શું ઉપદેશ દઉં ! પરંતુ આ દાશીનું હિત પણ આપના હાથમાં જ છે. હે પતિ ! મારાથી સહન ન થવાથી બોલી જવાય છે.

**ઉન્મત**—ડોન્ટ સ્પીક યુ ફુલ, બ્રીંગ માય ચિરૂટ બોક્ષ,

**સરસ્વતિ**—લાવું છું સ્વામીનાથ ! ( એમ કહી લાવી હાંથમાં આપી,

**ઉન્મત**—હવે તારે વધારે ઓછું ન બોલવું હાં કે !

**સરસ્વતિ**—સારૂ પ્રાણુનાથ,

એ પ્રમાણે વાતચિત કરતાં કરતાં પ્રાણુનાથ તો ઈઝીચેર ઉપર જ ચીરૂટના ધુમાડાનો ગોટ કાઢતા કાઢતા તેના કેફમાં જ હજુરમાં હાજર ઉભેલી દેવીને ( પોતાની પત્નીને )વશ તો ન થયા પણ નિદ્રા દેવીના સપાટામાં તો આવી ગયા, સરસ્વતિ પોતાના પતિ વિશેની ચિંતવનમાં ગાદીપર નિદ્રાવશ થઈ,

વાચક ! આપણે શ્રીમંતના સંતાનના દિલશ લાલન પાલનથી વિદ્યાહત અનીતીરત અને નિશામત રહીને નિર્ગમન થતા હતા, માતા ગુમાસ્તા, અને ઉન્મતબાઈ પણ બીજે દીવશે મુખે મોઢે શેઠજીને સમઝાવવા લાગ્યા અને આખરે શેઠજીને ગળે કાંઈ વાત ઉતરવાથી તે બોલ્યો,—ત્યારે બહુ સારૂ જો કે ઉન્મતની તબીયત સુધરતી હોય તો તે સુધરતા સુધી ભલે એ ગુલાબ બાગવાળા બંગલામાં જ રહે; અને આપણા ડાકટરને કહેવું કે બન્ને વખત ત્યાં જઈ તેમની તબિયત સંભાળતા રહે, તેમ જ વહુને પણ તે બાગમાં તેની સાથે મોકલવી, કે તેના શરીરની માવજત સારી રહી શકે, તેને પસંદ પડે તેટલાં જરૂર પુરતાં માણસો રાખે; એમ કહીને શેઠજીએ ઉન્મતને કહ્યું, કે ઉન્મત ! આજ કાલ દુકાને આવતો જણુતો નથી, માટે સઘળો સમય તું શાંમાં ગુજારે છે !

**ઉન્મત**—ડાક્ટર સાહેબના અભિપ્રાયથી હું સવાર સાંજ ફરવા જાઉં છું;

વળી તેમના કહેવાથી, હાલ કાંઈ વાંચતો પણ નથી; કારણકે માઇ બ્રેઇન વીક થઈ ગયું છે; એમ તે ડાક્ટર જણાવે છે;

**શેઠજી**—ઠીક, ઠીક, બહુ સારૂં, તો પછી જેમ તારી તબિયત ઠીક રહે તેમ કર—તારા માટે એજ બાગમાં ગોઠવણ કરવામાં આવી છે;

ઉન્મતભાઇના મંત્રતંત્રની સિદ્ધિ થઇ તેમના કામનો બેડો પાર થયો, આજથીજ તેઓએ મનોહર ગુલાબ બાગના એક અતિ વિશાળ સુશોભિત બંગલામાં નિવાસ કર્યો,—હાજી કહેનાર ખુશામતખોર માણસો પાસે રાખવામાં આવ્યા, હવે ઉન્મતભાઇને ચક્રવર્તિ રાજ્ય મળ્યું—સ્વતંત્રતાની કંઈ કસર રહી નહીં, મનોવૃત્તિને આંતર કંઈ રહ્યું નહીં.

**ઉન્મત**—વેલ, બોય, બોય, બોય,

**બોય**—જી સાહેબ,

**ઉન્મત**—કોચ મેનકો બોલો કે હમારે ફ્રેન્ડ પ્રમાદજીવનકો બુલાવ ઔર યહ સબ ફ્રેન્ડકો લેકે ઇહાંપર જલદી એ આવે, ગો ઓન, લુક શાર્પ;

**બોય**—( કોચમેનપ્રત્યે ) કોચમેન ! કોચમેન ! શેઠજીયે હુકમ કીયા હૈ કે, તુમ ગાડી લેકર જલદીસે શેઠજીકા બાહ્યબંધ પ્રમાદજીવન ઔર ઉનકે દુસરે મિત્રમંડલકો સત્વર બુલાઓ;

**કોચમેન**—બહુત અચ્છા;

**સર્વમિત્ર**—ગુડ મોર્નિંગ માય ડીયર, ગુડ મોર્નિંગ માય ડીયર; એમ કહીને સરવે એ ઉન્મત સાથે હાથ મેળવ્યો અને પછી પોત પોતાની જગો ઉપર બેઠા; ટેબલ ઉપર સ્ક્રુ અને બાટલીયો તથા તે સાથે સાધનિક ચીન્હ ગોઠવી દીધી, આવતાં વાંતજ એકાદ બે જણાએ ધુમાડાથી પેટ ભરવાં શરૂ કર્યાં એ પ્રમાણે રંગ બરોબર ઝામ્યો એટલે તો નિશાની ધુનમાં અનિતિ પ્રવર્તક સભામાંથી એક સભાસદે મંગળાચરણ શરૂ કર્યું;

**૧ મિત્ર**—ઉન્મતભાઈ ! યાર જો હિમત હોય તો આજે તો આપણું કાર્ય સિદ્ધ થાય તેમ છે.

**૨ મિત્ર**—હું,

**૧ મિત્ર**—કેમ શું! આજ આપણે અહિં આવતાં, કુસુમ બાગમાં એ છબીલી નવનીતને જોઇને આવ્યા તે તો પાસે માત્ર એક બીજી સ્ત્રી છે શીવાય ગરબડ નથી,

**ઉન્મત**—અરે યાર પણ એમ કેવી રીતે તેને અહિયાં લવાય! એમના પિતાની સત્તા અહિ બહુ જ ચાલે છે. વળી તેમજ મારા પિતાજીને અને એના પિતાજીને ઘણાઘણી છે.

**૧ મિત્ર**—ઉન્મતભાઇ! આપ તો સમજતા નથી, આપણે જબરદસ્તીથી ક્યાં લાવવી છે! કોઇ તતબીર રચીને લાવીએ.

**ઉન્મત**—શી તતબર

**૧ મિત્ર**—જાણે આજે પુનમચંદ શેઠને ત્યાં તેમના પુત્રનો જન્મ મહોત્સવ છે તેથી આજે સર્વ મોટા મોટા શેઠીઆઓ ત્યાં એકત્ર થવાના. જેમાં તેઓ મોડા સુધી રોકાવાના છે. તેમાં નવનિતના પિતા પણ અત્યારે ત્યાં ગએલા છે. અને નવનિત સમુદ્ર કીનારા નજીક કુસુમ બાગમાંછે; માટે તેને એવું સમઝાવીને અત્રે લાવિએ કે તારા પિતાજી તમને સત્વર બોલાવેછે, એટલે તે નવનિત પોતાના પિતાજીએ બોલાવવા મોકલેલ છે એમ ધારીને અત્રે આવશે; પછી અહીં આવ્યા બાદતો આપણે ઘણીએ તતબિરો લડાવીશું.

**ઉન્મત**—પરંતુ એ તો નિતિવાન ગુણિયલ અને વિદ્વાન છે; છતાં તે આપણી ભ્રષ્ટ વૃત્તિને કેમ માન્ય કરશે!

**૨, મિત્ર**—અરે એ તો વખત આવે એટલે વિદ્વાનને બિદ્વાન્ બધાયને જોઇ લીધા છે; ચાર આંખ ભેગી થઇ કે વિદ્યા અને નિતિનાં થોથાં બાજુ ઉપર હવા ખાવામાં આથડ્યાં કરે છે; એકાંત મહા બુરી છે, એકાંત મળી કે બધુએ ઘોઇ પીવાનું સમઝવાનું; હે મિત્ર! તમે શું જાણો! આ નગરમાં ઘણા માણસોના હું ભેદ જાણું છું. ઉપરથી ઈદ્રવરણા જેવા દીમાખ ધરાવનારા અને અંદર તો કડવું ઝેર સમઝવું; જુઓ આપણા નગરમાં પરમાનંદ મોટા મોટા શેઠીયા છે તેને ત્યાં લાંબા લાંબાં ટીલાં ખેંચીને એક પુરાણી બાવા શ્રીમદ્ ભગવત્ ગીતાની કથા કહે છે. તે બધાને બ્રહ્મજ્ઞાનનો બોધ કરે છે પણ પોતે તો બેંડીનો મુચ ખુલ્લો કરીને ગ્લાસ ભરીને ગટ કરી જાય છે; જુવો

પેલો જુગલદાસ સુખીઆજી બોળઅપો કે ! મંદીરમાં ઠાકોરજીનાં પારણાં ઝુલાવે છે ! પોતે માથાનો અંબોડો વાંકો શ્યામ રંગનો ઓઢે છે; દેખાવમાં છેલછબિલા દેખાય છે પણ જ્યારે લાગ આવે છે ત્યારે અદ્ભુત છેકેલી. સ્ત્રીઓ જે કે દરશન કરવા આવે છે તેનાથી મોજ કરે છે આ વાત હું સારી પેઠે જાણુંછું. દરશન કરનારા કેટલાક ભકતી ભાવવાળા શ્રદ્ધાવાળા દેવને પ્રેમ પૂર્વક નમે છે, અને સુખીઆજીને પવિત્ર માનીને તેમનું ચરણામૃત લે છે, પણ તે છેલછબિલાનાં મુખ્ય છુપાં આચરણ કેવાં છે તે તો જે કોઈ ખટપટીયો હોય તે જાણે; પેલો મર્કટાનંદ સરસ્વતિને જાણ્યો કે ! ભગુવાં વસ્ત્ર પેહેરીને તથા આખડીઓ ઉપર પગ દઈને મોટા મોટા શ્રીમંતોને ત્યાં બ્રહ્મ વિદ્યાનો બોધ કરે છે, તમામ ભોળા મનના લોકો તેના પગ ધોઈને પિયે છે, ઉપરા ઉપરી દરરોજ પૌષ્ટીક ભોજન શિષ્ય વર્ગ તરફથી મળે છે, પણ અંદરખાંને તપાસ કરો પેલી વીનોદ ગવરી જે કે વિધવા મસ્ત છે તેને ત્યાં જાય છે. તે વિનોદ ગવરી એ મર્કટાનંદની શિષ્ય થઈ છે, વિચારસાગર શીખે છે પણ અંદરખાંને એવી ઉંધાઈ છેકે કહેવાની વાત નથી માટે એ તમામ વિદ્વતા બતાવવાની છે. પણ જ્યાં એકાંત મળે તે વખતે કાર્ય સાધકો પોતાનું કાર્ય સાધી લે છે- એવા બગભગત સેંકડો નામાંકિત પુરૂષો છે અને સેંકડો સ્ત્રીયો તેનું નકામું વર્ણન કરવાની જરૂર નથી,—સ્ત્રી માત્ર પોતાનું ચાતુર્ય બતાવે. પણ તે અંદરખાંનેથી રસીલાને પસંદ કર્યા વિના રહેજ નહીં, તમે સ્ત્રિ ચરીત્રના અજાણ્યા છો એવી તેની માહીતી મ્હેં ઘણી રીતથીમેળવી છે; માટે ગમે તેવી તે નવનિત વિદ્વાન હોય પણ તેને અહિયાં લાવ્યા પછી જોઇ લ્યો ખુબી.

ઉન્મત—હા યાર ! ત્યારે તો બંદા જેવો આ દુનિયાંમાં કોણ ભાગ્યશાળી ! ( નિશાની ધુનમાં ) ઓયસ્ શું આર ફ્લાઈટ; મિસ્તર ત્યારે તો કાચમેનને બરોબર સમઝાવી સત્વર મોકલો. નહિં તો લેટવામાં કંઇક એવી એ ઘર તરફ રવાને થઇ જશે; આહાહા અમુલ્ય તક વારે ઘડીએ મળવો ઘણો મુસ્કેલ હોય છે.

ઉન્મતના મિત્રે કોચમેનને બરોબર સમજાવી, સારૂ ઇનામ આપવાની લાલચ આપી, નવનીત તરફ મોકલ્યો; વાચક ! આપને યાદ હશે જ કે નવનીતને ખોટું સમજાવીને લઈ જનાર આજ ગાડીવાન ( કોચમેન ) હતો, ચાલો હવે તે નવનિતનું શું થયું અને તે વિષે જે કંઈ થયું તેનું વર્ણન કરીયે;

થોડી વખતમાં કોચમેન નવનિત સહિત પોતાના બંગલાના ઝાંપા આગળ આવી પોહોંચ્યો.

**નવનિત**—(ગાડીવાન પ્રત્યે ) શું મહોત્સવ આ ગુલાબ બાગમાં અને આહાવા એકાંત વાસમાં છે !

**ગાડીવાન**—જી હા,

નવનિત બંગલાની અંદર પ્રવેશ કરીને જુવે છે તો છાકટા ટોળી બેઠેલી છે. તે સર્વેના વચમાં આરામ ખુરશી ઉપર ઉન્મતને પડેલો દીઠો,—અરે ! આ તો કાંઈ દગોજ; છકેલ ઉન્મતે અને તેના દુષ્ટ સોબતિઓએ મને ફસાવવાને માટે આ જાળ પાથરી છે; પણ માહારી સદ્બુદ્ધિ છે અને તેથી ઇશ્વર કૃપાળુ થશે તો તેઓ લુચ્ચાઓથી શું થવાનું છે, મારા પિતાને ત્યાં કોઇ કોઈ વાર આવતો હતો ત્યારથીજ હું એને લુચ્ચો છે એમ જાણતી હતી. એમ વિચાર કરતી જરાક વાર સ્તબ્ધ થઇને ઉભિ રહી; ઉન્મતે નવનિતને દીઠી, આ વખતે ઉન્મત આરામચેરમાં લાંબો થઇને નીશાની ધુંધમાં આડો થયો હતો તે જલદીથી બેઠો થયો, પછી લાલ અને ઘેહેરાં નેત્રથી મોહજનિત દ્રષ્ટી કરીને નવનિત પ્રત્યે બોલવા લાગ્યો કે—આવો, આવો, પધારો—આ માહારા આરામચેર પાસે જ બેસારવા તમને બોલાવ્યાં છે; ઘણા દીવસથી આ નેત્ર તમને માત્ર જોવાને વિકળ થઈ રહ્યાં હતાં, તમે ચતુર છો, વિદ્વાન છો. માટે તમારી મુલાખાત લેવી એમાંજ હું આનંદ માનું છું.—કેમ નીચું જોઈ રહ્યાં છો, ! શું વિચાર કરો છો ! આ મકાન કાંઇપણ વિચાર કરવાનો નથી. તમને લોક લજ્યાનો પણ અહિંયાં ભય નથી, તો પછી તમને શાની અડચણ છે ! માટે મનના સઘળા તર્કવિતર્કનો ત્યાગ કરીને મારા પ્રત્યે પ્રેમાળ હૃદય કરો, હું તમારી ખુશામત કરવાને હાજર થઇ ગયો છું. હવે આ ચકોર પ્રત્યે ભેદ શો રાખવો !

**નવનિત**—( ઉન્મત પ્રત્યે ) પ્રિય ભાઈ ઉન્મત ! હે ઉન્મત ! તમે આ શું બોલો છો; તમારે મારી સાથે આહાવું વર્તન ચલાવવું યોગ્ય છે કે ! તમારા પીતાજી અને મારા પીતાજીને કેવો નિકટ સંબંધ છે ! તેમ જ પરસ્પર કેવો સ્નેહ છે ! તેનો ઉપયોગ શું તમે આહાવો કરો છો કે ! પિતાજીના સંબંધે કરી તમે તો મારી સાથે ભગની પ્રેમ ભાવ રાખવો જોઇએ. અને કોઈ દુરાચારીના હાથથી મારૂં રક્ષણ કરવું જોઇએ. તેને બદલે તમે જાતેજ મારા પ્રત્યે અધમ વર્તન ચલાવો છો તે શું યોગ્ય છે ! તમારી પત્ની સરસ્વતિ જે કે વિદ્યા અને ઉત્તમ ગુણથી શોભા પામેલી પતિવ્રતા સરસ્વતિ કેવળ સરસ્વતિ જેવી છે તેના પ્રત્યેના પ્યારમાં વિષ નાંખીને તથા તે વિવેકશિળ બાઇનું અંતઃકરણ બાળીને તમે આહાવાં અધમ કામ કરો છો એથી પરીણામે કેવું વિપરિત થશે એ વીચારવાનું છે; અરેરે મને આશ્ચર્ય થાય છે કે જેને પેટે જન્મ લૈયે એવા સદ્ગુણી તમારાં માતાપીતા છે તેમનામાં જે ગુણ રહ્યા છે તે ગુણનો અંશ તમારામાં કેમ નથી,—ભાઈ ઉન્મત ! હું તમને ખરેખરૂ કહું છું કે; આવા દુરાચારથી તમે તનનું અને મનનું સુખ ગુમાવશો; તમારા પીતાએ જે દ્રવ્ય સંચિત કર્યું છે તે થોડા વખતમાં ઉડાવી દેશો; કેવળ અપયશ ભેગો કરશો. થોડા કાળમાં તમારૂ શરીર અનેક પ્રકારના રોગથી અશક્ત થશે, મન ક્ષીણ થઈ જશે, યુવાવસ્થા છે તે વૃદ્ધાવસ્થા જેવી થઈ જશે. પેટ તો પશુપણ ભરે છે, વ્યભિચાર તો શ્વાનને પણ આવડે છે; વિષયથી પતંગીયાં પણ ફના થઈ જાય છે; પરંતુ ઉન્મત ! જરા વિચાર કરો કે, તમારૂં કુળ કયું, તમારા માત પિતા કોણ ? તેમણે તેમને સ્વતંત્રતા આપી તો પછી તેનો સારો ઉપયોગ કરવો જોઇએ; મનુષ્ય દેહ તમને દુર્લભ મળ્યો છે છતાં પશુની સંજ્ઞામાં રહેવુ એ તમને ઉચિત નથી; આ મોજશોખ ક્ષણિક છે; લક્ષ્મીનો વ્યય આત્મ ઉન્નતી અને દેશ ઉન્નતીને માટે કરો તો કેટલો બધો પરમાર્થ સિદ્ધ થાય ! અને તેથી

તમે કૃત્ય કૃત્ય ચાઓ, તમારી પતિવ્રતા પત્નિ સરસ્વતિ પ્રત્યે માહારો નિર્મળ પ્રેમ છે; તેણીમાં સદ્ગુણ અને વિદ્યાનો નિવાસ છે; તેણીના માતપિતા કુલીન અને કીર્તિવાન છે; તેણીને ઉત્તમ પ્રકારનું શિક્ષણ મળ્યું છે; તેનું મન દુભાવીને તમે ખોટી વર્તણુકએ ચાલો છો એ કેટલું બધું પાપ છે! તે તમારા આધીનમાં છે. તે તમને પ્રેમ ભાવથી ચ્હાય છે, તે તમારી શેવા ઉત્તમ પ્રકારની બજાવે છે; છતાં તેના પ્રેમની કદર તમે બિલકુલ કરી શકતા નથી, એ કેટલો બધો અવિવેક! તમારી આહાવી રીતભાત જોઇને તેણીનું અંતઃકરણ કેવું બળીને ખાખ થઈ જતું હશે, તેણીના નેત્રમાંથી રાત્ર દિવસ અશ્રુ વેહતાંજ હશે, તેણીનું ખિન્ન થએલું હૃદય કોણ જોઈ શકે તેમ છે! આ પ્રમાણે બોલતી બોલતી નવનીત જરા બંધ થાય છે એટલામાં બંગલાના મેડા ઉપરથી સરસ્વતી જલદીથી ઉતરીને જ્યાં નવનીત ઉભી છે ત્યાં આવે છે તેને જોતાંજ પ્રેમભાવથી ભેટે છે, અને તેણીનો હાથ પકડીને બંગલાના મેડા ઉપર લઈ જાય છે; નવનીત ઉન્મતની સ્ત્રી સાથે મેડી ઉપર ગઈ ત્યાર પછી અનાચાર પ્રવર્તક સભામાં બીરાજેલા અધ્યક્ષ મિસ્તર ઉન્મતના અંતઃકરણમાં જે દુષ્ટ વિચારનું આવર્ણ થયું હતું તે કાંઈક ખસી ગયું, તે પોતાના મનમાં ક્ષોભ પામ્યો, ઝાંખો પડી ગયો, મુખમુદ્રા મ્લાન થઈ ગઈ, નેત્રની દ્રષ્ટિ જમીન ઉપરજ ફરવા લાગી, શ્વાસ મુકતો લાંબો થઇને પડયો છાતી ઉપર હાથ મુકીને પોતાના મિત્રો પ્રત્યે કહેવા લાગ્યો કે, આ કામ મોટું જોખમ ભરેલું અને અનિતિનું કર્યું છે. જુવો તે નવનિત કેવી હુશિયાર, વિદ્વાન અને ચાલાક છે કે તેણીએ આપણને ઉલટી શીખામણ દઇને તિરસ્કારની નજરે જોવા લાગી! અરે એ તો શું! પણ મારા પીતાની સાથે એ નવનિતના પિતાને ગાઢી મિત્રતા છે છતાં જો કે તેને અને મારા પીતાના જાણુવામાં આ વાત આવશે તો કેટલી ફજેતી!

૧ મિત્ર—વાહ વાહ ઉન્મત ભાઇ ! તમે પણ વેદીયા ઢોરમાં ભળ્યા, એ તો મોઢેથી બધી સ્ત્રીયો ડાહી ડાહી વાતો કરે, સતીયો થવા જાય, પણ ભીતરકી તો રામ જાણે, પેલી નવનીતે તમને જરાક સમઝાવ્યું એટલે તો ભોળવાઈ ગયા, જો એમ ભોળા થશો તો મનનું ધાર્યું કામ થાય નહી, હજી પણ તે તમારા સપાટામાં જ છે, તમારી સ્ત્રી તેને મેડી ઉપર લઈ ગઈ છે હવે તે એકલી કયાં જવાની છે ! જો તમારામાં યુક્તીની આવડ હોય તો તમે તમારી સ્ત્રીની મારફતે નવનીતનું ચિત તમારા તરફ વળે એવી તતબીર કરો, તે નવનીત તમારી સ્ત્રીની બેહેનપણી છે, આ ઉત્તમ પ્રકારની અનુકુળતા મળી ચુકી છે; ચાલાકીથી જ સ્ત્રી વશ થાય છે; જેવો વખત હોય તે પ્રમાણે ચાલવાથી જ કાર્યની સિદ્ધિ થાય છે, કેટલીક શોખીન સ્ત્રીયો મરદની સાથે બેશીને શરાબ પીયે છે, જ્યાં શરાબ પેટમાં ગયો કે તે સ્ત્રી જેમ મદારીની સામે મર્કટ નાચે તેમ આધીનમાં રહે છે. પોતાનો પ્યાર અને શરીર અર્પે છે; પ્રિય મિત્ર ! એવા અનુભવ મ્હેં બહુ કર્યા છે, અનુભવિ હોય તે જ સ્ત્રીયોને વશ કરી શકે છે; જુવો પેલા દીપચંદ શેઠની દીકરી ચંપક ઓળખી કે ! લોકો તો એમ જાણે છે કે એના જેવી ભક્તી ઉપર શ્રદ્ધા રાખનારી બીજી કોઈ નથી. બ્હાનું બ્હાય કે, ગદાધરલાલ, શંખધરલાલજી અને શામલાલજીના મંદીરમાં દર્શન કરવા જાય છે. બધાંએ તેને જુવે છે કે દરસન કરવા આવે છે પણ એક કલાકનો એવો વખત મેળવે છે કે યુક્તીથી ચોથા નંબરના માળામાં ચઢી જાય છે ત્યાં મારો મીત્ર મદન રસીક છે તેની પાસે જઇને ઉચામાં ઉચો વાઇનનો ગ્લાસ ગટ કરી જાય છે. બે ઘડી વાત ચીતનો આનંદ મેળવીને ચાલી આવે છે, જ્યાં જય જય જય એવો શબ્દ થયો કે પછી મંદિરમાં દરસન કરવા સારૂ પેશી જાય છે—પ્રિય મિત્ર ! ચોર હોય તે જ ચોરને ઓળખે છે; લોખંડ જ લોખંડને કાપે છે; વ્યભિચારી પુરૂષ હોય તેને જ વ્યભિચારી-

ણીયો મળે છે; જે બિચારો સાત્વિક સ્વભાવનો, સૌમ્ય આકૃતિનો, સભ્યતાનો ડૂંકા બતાવનાર સાદો અને શીળા હોય તેવાને તો તે નવરંગી સ્રીયો બિલકુલ જોતી જ નથી; માટે તમે તો ફાંકડા અને રસીળા છો. તેમાં વળિ યુક્તીથી નવનીતને અહીયાં લાવીને ફસાવી છે, જોઇએ તેવો તક છે પછી વિચાર શો કરવો !

**ઉન્મત**—માહારી સ્રીની માર્ફતે એવું કામ બનવું ઘણુ જ અશક્ય છે; તે આવી બાબતને બહુ જ ધિક્કારે છે; આપણે ગોઠવણુ જે કરી હતી તે ગોઠવણુ સ્રીના જાણુવામાં આવે નહી તેવી હતી. પણુ નવનીતે ઉંચા સ્વરથી ભાષણુ કર્યું. અને તે ભાષણુ મારી સ્રીએ સાંભળયું અને તે આવી પોહોંચી જેથી આપણા કામમાં વિક્ષેપ પડયો;

**૨ જો. મીત્ર**—અરે મેહેરબાન ! મીઠી મીઠી વાતો કરવાથી જ સ્રી વશ થાય છે, ગરજ પડે ત્યારે વખતે ગધેડાને કાકો કહેવો પડે છે; તમે પુરે પુરો પ્રેમ બતાવશો એટલે પ્રેમને આધીન કોણુ ન થાય, પ્રેમની બલિહારી ઔર છે;

**૧ લો. મિત્ર**—પ્યારા ઉન્મત ! બસ એમ જ કરો. હવે રાત્રી પડી છે માટે અમે તમામ અમારે ઘેર ચાલ્યા જઇએ છીએ,

સભા વિસર્જન થઇ ઉન્મત્ એકલો વિચાર અને નિશાના ઘેનમાં હતો તે ત્યાંનો ત્યાં જ ઘોર નીદ્રામાં પડયો; બંગલાના મેડા ઉપર સરસ્વતિએ નવનિતને મળી પણુ તે સરસ્વતિ કેવળ બાહાવરી થઈ ગએલી જણાઇ; તે જોઇને નવનીતે પ્રશ્ન કર્યો કે બેહેન ! તું કેમ બાહાવરી કેમ બનિ ગઈ છું !

**સરસ્વતિ**—બેહેન ! તને જોતાં જ, મારૂ હૃદય ઉછળ્યું રહે છે. મારા શરીરનું રક્ત ઉષ્ણુ થઈ ગયું છે, અને ઇશ્વર પાસે એ જ માગુ છું કે આ દેહમાંથી મારો પ્રાણુ ક્યારે મુક્ત થાય ! ( એમ કેહેતી કેહેતી રોઇ પડી )

**નવનિત**—( સરસ્વતિનાં નેત્રનાં આંસુ પોતાના કપડાથી સાફ કરતી કરતી ) બેહેન ! હોય, દસા વિસી ચાલ્યાં કરે છે, સાહસ કરવાથી શું થાય;

**સરસ્વતિ**—આ દુષ્ટ માણુસોની સોબતનો જ પરીણામ છે, મને તો

બીલકુલ ખબર જ નથી, હું આ મેડી ઉપર વીદુરનીતી વાંચતી હતી; વળી તે વીષય પડતો મુકીને હરીશ્ચંદ્રનું આખ્યાન હું વાંચતી હતી; જ્યારે મ્હે શબ્દ સાંભળ્યો. કે જેમાં કોઇ નિતિનો બોધ કરતું હોય તેવું મ્હે જાણ્યું; મને પણ ઠીક લાગ્યું કે આ પ્રમાણે કોણ બોલનાર છે તે હું જોઈ લેઉં. એટલામાં તો બેહેન ! મેં તને દીઠી, અરેરે ! તે દુષ્ટ લોકોએ તને અહિયાં શી રીતે આંણી ! આટલા દીવસથી હું બંગલામાં રહુ છું તેમાં મારો પતિ પોતાના મુર્ખ સોબતિયો સાથે બેશીને નીશો કરે છે એટલુંજ હું જાણુતી હતી પણ બેહેન ! આ તેઓનું અધમ કૃત્ય તો આજ જ જોયું, તેમાં તને અહીયાં આંણી—અરે રે. હાય હાય. એટલા જ માટે મારૂ હ્રદય ઉછળયાં કરે છે;

નવનિત—બેહેન હું ભાગ્યશાળી છું કે તું અહીંયાં હતી. તારાથી જ મારા શીયળનો બચાવ થયો છે. હું તારો મોટો ઉપકાર માનું છું; મને છળ કરીને તમારો ગાડીવાન લઇ ગયો છે, તે ગાડીવાન તમારા સ્વામીનો નોકર હોવાથી તેણે તે શેવા બજાવી તેમાં તેનો દોશ શો ! હું બાગમાં બેઠી હતી મારી જોડે મારી બેહેનપણી સાગરીકા હતી, ઉત્તમ નિતિજ્ઞ અને વિવેકી મદન ચંદ્ર પણ ત્યાં બેઠા હતા, સાયંકાળ થયો હતો, એટલામાં ગાડીને વેગથી ચલાવતો ત્યાં આવી પોહોચ્યો. તેણે એવી ખબર આપી કે તમારા પિતાજી રતનચંદ શેઠને ત્યાં બેઠા છે, તે શેઠની સ્રીને પુત્ર રત્ન સાંપડયો છે તેની ખુશાલીના મહોત્સવ માટે સારા સારા શેઠ શાહુકાર વિગેરે ત્યાં આવ્યા છે માટે ત્યાં તમને તમારા પીતાજી બોલાવે છે. આ પ્રમાણે સાંભળી મને પણ તે વાત યોગ્ય લાગવાથી ગાડીમાં બેઠી. અને આખરે પરીણામ આ પ્રમાણે થયો;

સરસ્વતિ—મદ્ય પિ શું ન કરે ! મદ્યથી પ્રમત્ત થએલાઓએ અનિતિ કરવામાં કંઈ પણ કસર રાખી છે ! ન જુવે આપ્તવર્ગ કે સગાંસહોદર, અરેરે આ ટેવ કયારે જશે ( એમ કહીને નેત્રમાં આંસુ ભરે છે.

**નવનિત**—બેહેન અફસોસ થતો નહીં; જે થયું તે થયું. જેનો હાથ પકડયો તે પકડયો. હવે કંઈ મિથ્યા થનાર નથી, ઈશ્વર કૃપાથી સર્વે સારાં વાનાં થશે.

**સરસ્વતિ**—બેહેન તું હમણાં નિંદ્રા લે. હું પ્રાત:કાળ પેહેલાં ચાર વાગે ઉઠીને એજ ગાડીવાનને લાલચ આપીને તને ગાડીમાં બેસારીને ઘેર પોહોચાડી દઈશ.

આ પ્રમાણે વિચાર કરીને બન્ને જણીઓ બંગલાના અંદરના ભાગનાં કમાડ બંધ કરીને સુઈ ગયાં. પણ ચિંતાને લીધે નિંદ્રા આવતી નહોતી; સરસ્વતિ પ્રાત:કાળ પેહેલાં પથારીમાંથી ઉઠી ઉભી થઈ; ગાડીવાનને બોલાવીને ખાનગી સુચના આપી, મનમાનતું દ્રવ્ય આપીને નવનીતને તેના પિતાને ત્યાં પોહોચાડવાને કહ્યું, ગાડીવાને કહ્યું કે બાઈ સાહેબ! શેઠજી ગુસ્સે તો નહિ થાય!

**સરસ્વતી**—તેનો તાહારે રજ પણ શોચ ન કરવો, તને પુછે તો મારૂં નામ આપવું.

એટલું કહીને નવનીતને ગાડીવાન સાથે ગાડીમાં જવા કહ્યું જતી વખતે નવનીતે કહ્યું કે સરસ્વતિ! તારો આ ઉપકાર હું જન્મ સુધી ભુલુ તેમ નથી; પરંતુ બેહેન! તું મારા લીધે પતીના કોપનું સ્થાન થઈ પડીશ, સરસ્વતી બોલી—બેહેન! તેની કંઈજ હરકત નથી; તારા માટે હું સર્વે સહન કરીશ, તારા શીયળ વ્રતનું રક્ષણ કરવું એ મારો ધર્મ છે; આહાવાં કાર્ય કરવામાં માહારો પ્રાણ વખતે જોખમમાં આવે તે પણ કંઈ વિશેષ નથી; હવે આ ખરાબ સંગતીથી અટકાવવા મારા સાસુ સસરાને સર્વે વાત વિદિત કરવી પડશે; તે શિવાય, મારૂં અને તેમનું હિત જાળવવાનો એક પણ રસ્તો નથી; કારણ આ અધમ સંગતીમાં વિશેષ સમય વ્યતિત થવાથી એમના જીવને પણ કોઈ દિવશ નુકશાન જેવુંછે;

**નવનિત**—બેહેન! ત્યારે હું રજા લઉં છું. અને અવકાશ મળે ઉપકૃત બેહેનને દર્શન આપી કૃતાર્થ કરીશ;

**સરસ્વતિ**—સારૂ બેહેન.

નવનીત—અહિંથી છુટી પણ ઘોર પ્રારબ્ધ રૂપ વનમાં ચાલી,—જેવા ભાઇ તેવાજ તેમને ગાડીવાન પણ સર્વે ઉપમા જોગ મળયા હતા, આ ગાડીવાન બ્યસની, લંપટ, ચોર, અને લોભી

હતો; કીંમતી જવાહીરથી અલંકૃત થએલી સૌંદર્ય વૈભવથી પૂર્ણ જોઈને રાત્રીના અધિક નિશાની લહેરમાં ગાડીવાનનું મન ચળ્યું; આટલું જવાહીર આપણે હાથ આવ્યું કે પછી નોકરીની પરવા તો આપણને રહેજ નહી, હજી અંધારૂ છે, શી ફીકર છે! હવે બંદાના હાથમાંજ બાજી છે, આ ગાડીને બળદ આપણાજ સમજવાના, દુર નીકળી જઈશું તો પછી ભય શાનો; જંગલમાં કોણ પુછનાર છે, આવી અપ્સરા જેવી બાયડી જેનાં પુરાં ભાગ્ય હોય એનેજ મળે, અહાહા, હું કેવો નસિબદાર, વિધાત્રાએ હાથે ઝાલીને આહાવી મને બાયડી આપી તો પછી હું મોઢું ધોવા જાઉં એ કેમ બને! ચાલ જીવ હવે એમજ કરવુ, એવો વીચાર કરતો ગાડીવાન નવનિતના ઘરનો રસ્તો છોડી પોતાની અભિલાશા પ્રમાણે અનેક અનેક સંકલ્પ વિકલ્પના વેગમાં ગાડીને વેગમાં ચલાવતો નિર્જન પ્રદેશ તરફ ચાલવા લાગ્યો.



## પ્રકરણ ૩ જું.



પ્રિય વાચકો ! આ વારતામાં આવેલી નવનિતને ઓળખવાની હવે જરૂર છે, એજ નવલપુરમાં રત્નચંદ નામનો ધનાઢ્ય શેઠીયો રહેતો હતો તેને પાર્વતી નામની સ્ત્રી હતી. આ બન્ને પરસ્પર પ્રેમથી આનંદમાં રહેતાં હતાં. એક બીજાનો પ્યાર નિર્મળ હતો. તે બન્નેની નિતિ અને ધર્મ ઉપર દૃઢ મમતા હતી, રત્નચંદે અનેક વિષયોનાં પુસ્તકો વાંચ્યાં હતાં.—તેથી તે બહુ શ્રુત હતો. તેના વિચાર દેશઉન્નતીને માટે ઉત્તમ હતા. જ્યાં ત્યાં સભા કરીને લોકોના મનમાં ઉત્તમ કાર્ય કરવાની લાગણી થાય તેવાં ભાષણ કરતો હતો. તે વિદ્વાન પુરૂષને ઘણોજ વ્હાલો હતો. જો કે તે પોતાના કર્તવ્ય કર્મમાં, વ્યાપાર રોજગારમાં સંપૂર્ણ લક્ષ આપીને વખત વ્યતિત કરતો હતો તોપણ તેમાંથી નિવૃત્ત થઇને પુસ્તકશાળામાં બેશીને પુસ્તકો, વર્તમાન વિગેરે વાંચવામાં વખત લેતો હતો, આ રતનચંદ ધનાઢ્ય હતો છતાં તેના અંતઃકરણમાં બીલકુલ ગર્વ નહોતો; તે સર્વેની સાથે સમાન દૃષ્ટીથી ચાલતો હતો, સઘળા માણસોનો તે રતનચંદ ઉપર પ્યાર હતો, નવલપુરના રાજાની સાથે મિત્રતાનો હક ધરાવતો હતો, તેમજ નવલપુરના રાજાનો રત્નચંદ પ્રત્યે અપૂર્વ પ્યાર હતો. રત્નચંદના સત્વ ગુણ સ્વભાવથી સઘળુ નગર ધન્યવાદ આપતુ હતું; આ રત્નચંદે સંસ્કૃત, ઉરદુ અને અંગ્રેજી ભાષાનો અભ્યાસ કર્યો હતો, તેથી તે સઘળા રહસ્યને જાણતો હતો; ઉદ્યોગબળ અને ઐક્યતાનો વધારો થવાને માટે પૂર્ણ અભિમાની હતો; નિરૂદ્યોગીના અંતઃકરણની પીડા જાણવાની જીજ્ઞાસુ હતો, ખળ પુરૂષોના અંતઃકરણ ચિત્ર જોઈ તેનો ચિતાર કરવાને ઉત્તમ ચિતારો હતો; નિર્મળ વૃત્તિવાળા સાત્વિક ભાવમાં શોભા પામેલા રાગદ્વેશ રહિત સુજ્ઞ પુરૂષ, સાધુનો તે દાસ હતો, અને તેઓના વચન ઉપર વીશ્વાસ રાખનાર તે પ્રમાણીક હતો; નવલપુરે રાજાના અંતઃકરણમાં નિવાસ કરનાર

હતો, અને રાજ કાર્ય માટે સલાહકાર હતો; સઘળો પ્રજા વર્ગ તે શેઠના ઉત્તમ વિચાર અવલોકન કરવાને આશાતુર હતો, આ પ્રમાણે રતનચંદ કીર્તિ પામેલો હતો; તે જ પ્રમાણે રત્નચંદની સ્ત્રી પાર્વતી પણ ભણેલી હતી, તે પોતાના પતિ ઉપર સંપૂર્ણ પ્રેમ રાખનારી પવિત્ર અને આનંદી હતી, સેંકડો સ્ત્રી સમુદાયમાં તે શુક્રના તારાની માફક રૂપે અને ગુણે કરીને શોભે તેવી હતી, તેણીના ઉમદા જાતિના વિચાર સ્ત્રિ વર્ગને ભૂષણરૂપ થઈ પડયા હતા, શેઠ અને શેઠાણીની ઉમર પાંત્રીસ વરસની હતી, તે વખતમાં પાર્વતી બાઈને પેટ પુત્રી રત્ન પ્રાપ્ત થઈ હતી. તેનું નામ નવનીત કળા પાડવામાં આવ્યું હતું; પોતાની સંતતીને શી રીતે કેળવણી આપવી જોઈએ. એ વિષયમાં પાર્વતી તથા રતનચંદ એ બન્યો સંપૂર્ણ માહીત ગાર હતાં નવનિતકળાની સોળ વરસની ઉમર થઈ ત્યાં સુધીમાં તેને સંસ્કૃત ભાષાનો અને ઈંગ્લીશ ભાષાનો સારો અભ્યાસ કરાવવામાં આવ્યો હતો; તેણીએ અનેક પુસ્તકો વાંચ્યાં હતાં; તેના માટે રત્નચંદે ઘણા પુસ્તકોનો સંગ્રહ કર્યો હતો; તેને બેસવાને માટે પોતાના વિસ્તિર્ણ મેહેલમાં પુસ્તકાલયનો જુદો જ ભાગ આપ્યો હતો. નવનિતકળાની વિદ્વતા તથા તેનું ઉત્તમ ડાહાપણ અવલોકીને રત્નચંદ અને પાર્વતી એ બન્યો ઘણાં જ સંતોષ પામતાં હતાં; રત્નચંદ જ્યારે કોઈ સભામાં કોઈ પણ વિષયનું ભાષણ કરવાને માટે જાય ત્યારે નવનીતકળાને પણ પોતાની સાથે લઈ જતો હતો. સભામાં આવેલા વિદ્વાન સદગ્રહસ્થો નવનિતકળાની વિદ્વતા અને તેની લાવણ્યતા જોઇને વિસ્મય પામતા હતા; એ સભામાં નવલપુર નગરનો રાજ્ય પુત્ર ધર્મ સિંહ પણ ભાગ લેતો હતો; નવનીત કળા સોળ વરસની ઉમર વાળી થઈ છે છતાં હજુ સુધી તેનું લગ્ન કેમ કરવામાં આવ્યું નહિ હોય ! એવા તર્કવિતર્ક ઘણા લોકો કરતા હતા, પરંતુ તે વિષે ભેદ લેવાને માટે રત્નચંદને પ્રશ્ન કરવાની કોઈની હિમ્મત ચાલતી ન હોતી, નવનિત કળાનું યૌવન પૂર્ણ રીતે ખીલ્યું હતું. તેને જોઇને કેટલાક મોહપાશમાં પડીને ભ્રમિત થઈ જતા હતા, કેટલાક ધનાઢય યુવકો તેને પ્રાપ્ત કરવાની આશાના તરંગમાં સંકલ્પ વિકલ્પના મોજાથી અથડાતા હતા, કેટલાક કુલિન સભ્ય ગ્રહસ્થો રત્નચંદ ઉપર ચીઠી લખીને માગણી કરતા હતા, કેટલાક દુરાચારી પુરૂષો તેને યુક્તીથી સપડા-

વવાને પ્રયત્ન કરતા હતા; પણ રાજભક્ત અને રાજ્યમિત્ર લક્ષ્મીચંદના પ્રતાપનો ભય સઘળા રાખતા હતા, તેથી કંઈ તેમનું વળતું નહોતું.

પાર્વતી પોતાના પતિ રત્નચંદને વારંવાર કહ્યાં કરતી હતી કે નવનિતના રૂપગુણને લાયક વર જોવો જોઇએ; તેમજ તે પાર્વતીના આગ્રહ ઉપર ધ્યાન આપીને રત્નચંદ એ જ કાળજીમાં રહેતો હતો; પણ તે કાળજી તમામ ભુલી હતી; કેમકે નવનિતની બેહેનપણી સાગરીકાથી નવનિતનો વિચાર રતનચંદને જણાઈ આવ્યો હતો; નવનિત પોતાના માતપિતાની મર્યાદા હદથી જુદે રાખતી હતી; તેથી નવનીતના અંતઃકરણના ઉંડા વિચાર પાર્વતી જાણી શકી નહોતી તેમ રતનચંદ જાણી શકયો નહોતો, રતનચંદ ઘણો વિવેકી અને શાણો હતો તેથી નવનિતનો જ્યાં સુધી લગ્ન કરવાનો વિચાર થયો નથી ત્યાં સુધી રતનચંદ ધ્યાન આપતો નહોતો; રતનચંદની ધારણા વાસ્તવિક રીતે જુદી પ્રકારની હતી, જો કે નવનિતે હજુ સુધી પોતાને માટે લગ્ન નિશ્ચયનો નિષેધ કે સફળતાનો ઇરાદો જણાવ્યો નથી તો પણ તેણીની મરજી નહી હોવાથી જુદી પ્રકારની બંધાઇ હતી,

રખેને કદી વિદ્યાકળા અને કાર્ય કુશળ વરને માટે તે નવનિત તક જોતી હોય, એવા વિચારનો તેને દૃઢ નિશ્ચય થયો હતો. તોપણ નવનિતની બેહેનપણી સાગરિકાને બોલાવીને નવનિતના અંતઃકરણના વિચાર લગ્ન માટે કેવા છે તે જાણવાને ઇન્તેજારી બતાવી. તે ઉપરથી સાગરિકા સખી નવનિત પાસે સત્વરથી ગઈ.

**સાગરીકા**—બેહેન નવનિત ! શું કરો છો !

**નવનિત**—આવ્ય બેહેન ! હું વાંચું છું;

**સાગરીકા**—વાંચી વાંચીને આંખોનું તેજ પણ ઓછું કરી નાંખશો, આ તે શું ! વાંચ વાંચ,—શું વાંચો છો !

**નવનિત**—બેહેન ! હું તો આ નળઆખ્યાન વાંચું છું; જેમાં દમયંતીને ભયાનક વનમાં મુકીને તથા તેનું અર્ધ વસ્ત્ર કાપીને, તે અર્ધ વસ્ત્ર પોતે પેહેરીને થોડેક દુર જઇને સંકલ્પ વિકલ્પ ચાલવા માંડે છે, આ તરફ નિર્દોશ, પતિવ્રતા, મહા સતી દમયંતી પોતાના પતિના દુઃખમાં ભાગ

લેનારી નળની સાથે આવી છે, છતાં તેની કદરનો ત્યાગ કરી, પ્રેમમાર્ગનું દ્વાર બંધ કરી, નિર્દયતા અંતઃકરણમાં આદરીને નળ ચાલવા માંડે છે, એક તરફ તે નળને સતિ પ્રત્યેનો પ્યાર નિંદ્રાવશ થએલી દમયંતી તરફ ખેંચે છે, અને એક તરપ કળીનો પ્રવેશ નિર્દય મન કરીને અરણ્ય તરફ નળને ખેંચે છે. અહાહા, આ વિષય વાંચતાં વાંચતાં મારા નેત્રમાંથી અશ્રુનાં બિંદુ ટપકતાં હતાં. મારૂ ચિત આ હકીકત વાંચવામાંજ લીન થઈ ગયું હતું. તેમાં તું આવી પહોંચી. ઠીક થયું તારા આવવાથી પણ ગમત થશે;

**સાગરીકા**—લ્યો લ્યો, હવે તો તમે એવાં એવાં પુસ્તકો વાંચીને ગાંડાં થઈ જશો; કહો જોઈએ વળી આ ટેબલ ઉપર સોનેરી અક્ષરથી પુંઠા ઉપર લખેલું શાનું પુસ્તક છે !

**નવનિત**—( સ્મિત હાસથી ) પ્યારી સખી ! એતો વેદાંતનું પુસ્તક કે જેનું નામ વિચાર સાગર છે, આ ગ્રંથ નિશ્ચલદાસજીએ રચેલો છે. એ નિશ્ચલદાસ મહાત્માએ કેટલાંક ગ્રંથોનું દોહન કરીને વૃતિ પ્રભાકર રચ્યો છે તે ગ્રંથ ઘણો કઠિણ છે તેમજ આ વિચાર સાગર પણ તેવોજ છે.

**સાગરીકા**—એ વિચાર સાગર તો વૃદ્ધાવસ્થામાં વાંચવા યોગ્ય છે અત્યારે તો સંસાર સુખ વિચાર સાગર વાંચો; જવા દો એવી વેદાંતની કથની, કોણ જાણે તમને કંટાળો કેમ નથી આવતો વારૂ !

**નવનિત**—બેહેન ! અફીણનું સેવન કરનારને સાકરથી સુખ થતું નથી, તેજ પ્રમાણે જેને જેમાં સમઝ પડતી નથી તેને આ વિષયો રસ વગરનાં બાવળના કાંટા જેવા લાગે છે પણ જેને આનંદ મળે છે તે તો એમાંજ મસ્ત રહેછે;

**સાગરીકા**—મોટા મોટાં પંદર પંદર શેર વજનનાં પોથાં વાંચવાથી આનંદ મળતો હોય તો પછી અન્ન પણ ખાવાની મરજી નહી થતી હોય, ભુખ પણ નહી લાગતી હોય ખરૂં કે ?

**નવનિત**—જા, જા, તને તો હરવખતે ટીખળ કરવાની ટેવજ છે;

હવે એ વાત જવા દે; બેહેન ! કહે જોઇએ ! કાંઇ નવા-
જુની સમાચાર !

**સાગરીકા**—નવિનમાં તમારા સમાચાર,

**નવનિત**—એમ કેમ બોલે છે ! મારા સમાચાર શા છે !

**સાગરીકા**—તમે યૌવન અવસ્થાએ પોહોચ્યાં છો, યોગ્ય લાયક અને તમારા કરતાં પણ વધારે વિદ્વાન, ડાહ્યો તથા કુલિનને જોવાને તમારા પીતાજી ઇચ્છા રાખે છે;—કેમ બેહેન તારી ઇચ્છા શી છે !

**નવનીત**—હાલ મારી ઇચ્છા નથી,—મારી મરજી ઉપરાંત મારા પિતાજી મારે માટે યોગ્ય વર જોવાને પોતેજ પ્રત્ન કરતા હશે તો તું તેમ કરવા તેમને રોકજે;

**સાગરીકા**—બેહેન ! તું શામાટે માતપિતાને નારાજ કરે છે ! તારૂ લગ્ન કરીને તેમને મોટો લ્હાવો લેવાનો છે; તું આટલી ઉમરે પોહાચેલી છતાં જ્યારે પરણે નહી ત્યારે લોક તરફથી વ્યવહારિક અપવાદ તારા માતપિતાને પણ લાગે, લોકો હાંસી કરે, કહો જોઇએ એમ થવાથી કેવું દેખાય !

**નવનીત**—બેહેન ! હાલની રૂઢીમાં ફસાયલા લોકો પોતાની સંતતીના સુખનાં સાધનો ઉપર બિલકુલ લક્ષ આપતા નથી, જેજે અનીતીનો સડો પડેલો છે તે સડામાં દુઃખ પામીને આનંદ માનનારી સ્ત્રીયોની આજ્ઞાને આધીન રહેલા પુરૂષ વર્ગ રૂઢી દેવીની જાળમાં રહીને બાળાના જન્મનું સાર્થક કરતા નથી, એ વિશે તને હું શું વિશેષ કહું ! મારા પિત્તાજી વિવેક નિપુણ છે, મારી માતુશ્રી સંતાનને શિક્ષણ આપવામાં અને સુવિચારમાં કુશળ છે તેથી મને સંપૂર્ણ આશા છે કે માહારા વીચારની બાહેર કદી પણ પગલું મુકશેજ નહીં;

**સાગરીકા**—મને ખાસ રીતે તારો વિચાર જાણવાને માટેજ તારી તરફ તારા માત પિતાએ મને મોકલી છે;

**નવનિત**—હાલ મારો વિચાર નથી. પછીથી અનુકુળ આવે હું તેમ કરવાને માત પિતાના વિચારને આધીન થઇશ,

**સાગરીકા**—હજુ પણ હાનુ ખસેડતી જાય છે, તું ક્યાં સુધી આવીને આવી સરસ્વતિની માફક પરણ્યા વિનાની રહીશ;

**નવનિત**—એજ, મેં તને ઉદ્દેશ હાલને માટે જણાવ્યો છે તે તું માતા પીતાજીને કહી દેજે,

**શાગરીકા**—વારૂ બેહેન;

થોડીકવાર સાગરીકા નવનિત પાસે બેસીને ત્યાંથી રત્નચંદ અને પાર્વતી પાસે જઈ પોહોચી. સાગરીકાએ નવનીતના અંતઃકરણનો વિચાર દર્શાવી દીધો. રત્નચંદ શેઠજીએ એ વાત માન્ય કરી, ત્યાર પછી એક પટાવાળો પત્ર આપી ગયો તે વાંચવામાં શેઠજીએ લક્ષ આપ્યું એટલામાં નવનિત પોતાના પિતા પાસે આવી પોહોચી, નવનીતે પીતા પ્રત્યે પ્રશ્ન કર્યો કે પિતાજી ! શું વાંચોછો !

**રત્નચંદ**—નવનિત ! તું પુછતી હતી કે શિવપુરના પ્રધાન પુત્ર મદનચંદ્ર બહુ વિદ્વાન છે, ગ્રેજ્યુએટ છે, દેશ ઉન્નતી, ધર્મ ઉન્નતી આત્મ ઉન્નતીનાં વ્યાખ્યાન આપે છે. એવું સાંભળવામાં છે તે સત્ય છે; એજ મદનચંદ્ર કાલે આપણે ત્યાં આવનાર છે, બીજા પણ કેટલાક ગ્રહસ્થો વ્યાપારીયો, સત્તાધિકારીયો, આપણા પાર્કના બંગલામાં એકઠા થશે, કાલે છ થી તે આઠ સુધી પર્યટન વિષય ઉપર એમનું વ્યાખ્યાન છે; મ્હેં એમની પ્રશંષા બહુ સાંભળી છે; માટે તું અને તારી માતુશ્રી તથા સાગરીકા વિગરે સૌ ત્યાં આવજો. તમારી બેઠક ઈલાહીદારૂમમાં ગોઠવીશું;

બીજે દિવસે નિયમસર અગાઉ એક કલાક મદનચંદ્ર, રત્નચંદને ત્યાં આવ્યા, શેઠે તેમને આદર સત્કાર સારો આપ્યો, મદનચંદ્રે નવનિતની તરફ દ્રષ્ટી કરી હતી, તેણે પણ નવનીતના ઉત્તમ ગુણ અને વિદ્યાની પ્રશંષા સાંભળી હતી તેથી તેના મનમાં નવનીતને જોવાની જીજ્ઞાસા સ્ફુરાઈ હતી, તે જ પ્રમાણે નવનીતે પણ મદન ચંદ્રનો તુરતને માટે ઉતારો નવનિતને ત્યાં હતો, તેથી નવનિત પ્રત્યે મદનચંદ્રની અને મદનચંદ્રની નવનિત પ્રત્યે પરસ્પર નેત્ર ઇંદ્રીયદ્વારા નિર્મળ દ્રષ્ટીનું આકર્ષણ સંસ્કારીક પ્રેમ ભાવનું તે જ વખતે થઈ ગયું હતું; એટલામાં રત્નચંદ શેઠજી એ જ મદનચંદ્રને કહ્યું કે—મદનચંદ્રજી ! આ માહારી જમણી બાજુએ બેઠી છે તે નવનીત નામની માહારી પુત્રી છે. અને આ બીજી છે તે મારા બાહાની પુત્રી છે;

**મદન**—( નવનિત તરફ દ્રષ્ટી કરીને ) શેઠજી ! મેં સાંભળ્યું હતું તેવુંજ હું આજ માત્ર નવનિતના સભ્ય મુખ દર્શનથીજ અનુભવું છું. એમનું દર્શનજ વિદ્યા અને જ્ઞાનથી વિશિષ્ટ હોય એમ સુચવે છે; અને એમનો જન્મ પણ આર્યાવર્તની ઉન્નતી કરે છે, નહિ તો આ અવસ્થાએ આટલો વિદ્યા અને જ્ઞાન વૈભવ ક્યાંથી હોય ! ( આ પ્રમાણે વચન કહીને નવનિત તરફ દ્રષ્ટી કરીને નવનિત પ્રત્યે મદનચંદ્રે પ્રશ્ન કર્યો કે )નવનિત ! તમે ઇંગ્રેજી અભ્યાસ ક્યાં સુધી કર્યો છે !

**નવનિત**—સેજ સાજ લખવા વાંચવા જેટલો;

**મદન**—ઠીક ઠીક આપના બોલવાથીજ જણાઈ આવે છે કે તેનું ભાષાનું સારૂ જ્ઞાન મેળવેલુંજ હોવું જોઇએ;

**નવનિત**—આપનો તર્ક યોગ્યજ હોય;

આ પ્રમાણે વાર્ત્તા વિનોદ થઈ રહ્યા પછી સર્વે પાર્કમાં એકઠા થયા, અને મદનચંદ્ર મધ્યસ્થ ટેબલ પાસે ઉભા રહી પર્યટન વિષય ઉપર ભાષણ આપવું શરૂ કર્યું—

આર્ય બંધુઓ !

જગતકર્ત્તા ઈશ્વર જગતનું કલ્યાંણ કરો, જગત નિયંતા ઈશ્વરનું વંદન કરીને કહું છું કે, આજનું વિવેચન પર્યટન વિષયપર છે; અર્થાત્ મનુષ્યે ઘરમાં બેશી રહેવાથી અને દેશ વિદેશ ન ફરવાથી શા શા ગેર લાભ છે અને દેશ વિદેશ ફરવાથી શા લાભ થાય છે; તે વિષય માટે હું ટુંકમાં કહેવા ધારૂં છું—

જ્યાં સુધી મનુષ્યે અન્ય મનુષ્યનાં મન અને તન મહત્વ કે લાઘવ્ય અવલોક્યું નથી ત્યાં સુધી તેને પોતાના મન અને તનના સ્વરૂપ સામર્થ્યનું યથાર્થ જ્ઞાન થતું નથી; જ્યાં સુધી મનુષ્ય સ્વદેશ છોડી વિદેશ વિચરતો નથી, ત્યાં સુધી તે પોતાના દેશની પણ તુલ્યના કે ઉન્નતી કરી શકતો નથી; અન્યને અવલોકવાથીજ પોતાને અવલોકવાનું સામર્થ્ય આવે છે; અને જન્મથીજ આત્મદર્શન જેને થયું છે, એવાં ચિંતતો વિરલાંજ છે; દેશ વિદેશ વિચરવાથી મનમાં સૌર્ય ધૈર્ય અને પરાક્રમની વૃદ્ધિ થાય છે, ચિત પ્રફુલ્લિત રહે છે; અને શરીર મજબુત તથા પુષ્ટ થાય છે; બુદ્ધિ સુક્ષ્મ થાય છે; અને જ્ઞાનમાં ભિન્ન ભિન્ન અનુભવ સ્વરૂપનો ઉમેરો થાય છે;

સર્વ શક્તી તેજ થાય છે; દ્રવ્યની પ્રાપ્તી થાય છે; નવનવિ વિદ્યા કળાનું પરિશીલન થાય છે, ઈશ્વરની રચનાનું દર્શન થાય છે; નવ નવાં ચિત અવલોકવાથી આત્મ પરિક્ષાનું જ્ઞાન થાય છે; સુખ દુઃખના દ્વંદ અવલોકાય છે; ભિન્ન ભિન્ન વાયુ જળ અન ઔષધિ સેવનદ્વારાએ હિતકર થાય છે; મમત્વ અને દુરાગ્રહ છુટી જાય છે; ચિત આખરે ઉપશય દશાને પામે છે; પર્યટન શિવાય કોઈની ઉન્નત દશા જોવામાં આવી નથી; ઘરમાં ભરાઈ રહીને કોઇ વિદ્વાન, કળાવાન, બુદ્ધિવાન કે અનુભવી થયો નથી; જે જે કોઇએ જે જે પ્રકારની ઉન્નતી કરી છે તે સૌ પર્યટનના પ્રતાપે કરીનેજ; ઘરમાં ભરાઇ બેશી રહેનાર અજ્ઞાનીને કંઇ નિમિત્તસર વિદેશ જવાની જરૂર પડતાં. સ્ત્રીની પેઠે, સ્ત્રી, માતા પિતા ઘરને જોઇને આંસુ પાડે છે; તેનાથી કોઈ પણ પ્રકારનું સાર્થક શું થાય ! આહાવા જીવન આર્યાવર્તમાં ઘણા છે. અસ્તુ !

આજકાલ અંગ્રેજો સર્વ કરતાં અધિક ઉન્નતિપર છે તેનું કારણ માત્ર પર્યટન અને પુરૂષાર્થ છે; તેઓ પણ બીરૂની પેઠે ઘરની કોઠીમાં ભરાઈ બેસી રહ્યા હોત તો તેઓના હસ્તકમાં આ આર્યાવર્ત સુવર્ણ ભૂમિ કયાંથીજ આવત ! અને આજકાલ રિદ્ધસિદ્ધ, બળ, કળા, વિદ્યાથી પરીપૂર્ણ, પ્રકાશી રહ્યા છે તે કયાંથી પ્રકાશ ! પરંતુ તેઓ તો ઘરની કોઠીમાં ભરાઇ ન રહ્યા, પરંતુ ખાલી કોઠીયો વિદેશમાં લાવી, તે દ્રવ્યથી પૂર્ણ ભરી સ્વદેશ મોકલવા લાગ્યા, તેથી આખા યુરોપની દ્રષ્ટીએ હિંદુસ્થાન ચઢયું. પરંતુ હિંદુસ્થાનના પ્રતાપે ટુંક સમયમાં દ્રવ્યના સાહીત્યથી લક્ષ્મીવાન, કળાવાન, વિદ્યાંવાન, શોર્યવાન, અને બુદ્ધિવાન થએલ ઇંગ્લાંડ સામે કોઇથી જોવાઈ શકાયું નથી; મિત્ર, થઇને, ગુરૂ થઇને, રાજા થઇને, શુદ્ર થઇને, હિત બતાવીને પણ કંઇક અહિત કરીને વૈશ્ય થઇને, કારીગર થઇને, ક્ષત્રીય થઇને, રાજી કરીને પણ થોડુક રોવરાવીને, પરમાર્થ બતાવીને પણ સ્વાર્થ સાધીને, ભિક્ષુકથી તે શ્રીમંત સુધી ભર્યના ભંડાર ખાલી કર્યા એટલું જ નહી પણ સર્વેને પોતાને વશ કરી લીધા, ભિક્ષુક સ્થિતિ હોય તો પણ વિદેશની બનાવટની દિવાશળી વિના ચાલે નહી, સારો અવસર આવે ત્યારે પરદેશનો કપડમાળ કરજ કરીને પણ વ્હોરે ત્યારે શ્રીમંતોની તો વાતજ શી કરવી ! પ્રીય બાઇયો ! આ સહુ પ્રતાપ પર્યટનનાજ, ! કળાકૌશલ્યતાજ, પુરૂષાર્થ-

નાજ, ત્યાં સુધી સ્વદેશ ભાઇયો, ઘરમાં પેસી રહો, વિદેશ વિચરી ભિન્ન ભિન્ન પ્રકારની વિદ્યા કળાની સંપૂર્ણ માહીતી મેળવી તેમની રાજ્ય વિદ્યા યુદ્ધવિદ્યા ક્ષાત્રવિદ્યાનું યથાર્થ પરિશીલન તેમની બરોબર અથવા તો તેમનાથી અધિક વિજયી નહિ નીવડે ત્યાં સુધી અહીં બેઠે સર્વ વિચાર હવામાં કિલ્લા બાંધવા સમાન છે; હાલ સર્વ પ્રકાર ઉપયોગમાં લેવાતી વપરાતી, ભિન્ન ભિન્ન વસ્તુઓ માટે જ્યારે ઓર્ડર લખતા બંધ થશે અને સ્વદેશિય વસ્તુ સામે પરદેશની વસ્તુ આવતાંજ જ્યારે હૃદયમાંથી છીટ શબ્દનું ઉચ્ચારણ થશે ત્યારેજ લક્ષ્મીની આર્યાવર્તપર કૃપા થશે; અને લક્ષ્મીની કૃપા થએજ બ્રહ્મવિદ્યા ક્ષાત્રવિદ્યા, વૈશ્યવિદ્યા, શુદ્રવિદ્યા, શિલ્પવિદ્યા, રાજવિદ્યા, પ્રજાવિદ્યાનું સ્વદેશિય વિદેશિય જ્ઞાન થઇને સ્વતંત્ર થવાશે; વિજય મેળવાશે, જે જે દેશ ઉન્નતી દશાપર આવેલા છે તે તે અન્યદેશની સર્વ પ્રકારની કલા અને વિદ્યાના અધ્યયનેજ કરીને છે;

વીલાયતમાં જઈ ડીનર આપીને ઝબ્બો પેહેરી આવ્યા તેથી શું રંધાણું ! વિદેશ વિચારવાનો ઉદ્દેશ તો કાંઈ ઓર જ છે;

આર્યવર્તના કારીગરે વિલાયત પોતાની બનાવટી વસ્તુ મોકલીને અધિક પ્રશંષા મેળવી છે કે ! અથવા ત્યાં જઇ તેમની વિદ્યા કળા શીખી તેમનાથી અધીકતા શું મેળવી ! કે કોઇ ક્ષાત્ર વિદ્યા સંગ્રામ વિદ્યામાં નિપુણ નિવડીને તેમનામાં અધ્યક્ષપણું મેળવ્યું ! દિલગીર કે જે પોતાના ઘર બાહાર પગ મુકતાં જ આંસુ ઢાળે છે અને જનાનામાં રહી સ્ત્રીના મુખ સામુ જોઈ રહી સમય ગુજારે છે તેનાથી શું સાર્થક થવાનું !

પર્યટન અને પુરૂષાર્થ સિવાય વિદ્યા કળા અને જ્ઞાનની પ્રાપ્તી નથી, વિદ્યાકળાની પ્રાપ્તી શિવાય દ્રવ્ય મળતું નથી, અને વિદ્યાકળા જ્ઞાન અને દ્રવ્યના યોગથી દેશની ઉન્નતી થાય છે;

સર્વ કાર્યની સિદ્ધી સમાજથી જ છે. અને સમાજના મુળને પ્રયત્નથી આચ્છાદન કરીને અનેક સદ્પુરૂષોનો સમુહ કરવો એ સત્યવક્તા વિવેકી અને બુદ્ધિવાન પુરૂષોનું કામ છે; માટે હે આર્ય ભાઇયો ! પર્યટન અને પુરૂષાર્થથી જ દેશની ઉન્નતી કરો, તથાસ્તુ,

( ધન્યવાદની તાળીયો પડી અને સભા વિસર્જન થઇ )

નવસપુરીમાં મદનચંદ્રની પ્રતિષ્ટા વધી; સર્વે એની વિદ્વતા અને જ્ઞાનનાં વખાણ કરવા લાગ્યાં, તેની સ્વદેશ શેવાથી સર્વે કોઈનાં મન તેનાથી આકર્ષાયાં, અને નગર શેઠ રત્નચંદનું તેના પ્રત્યે અધિક મમત્વ બંધાયું; તેમાં વિશેષ કરી મદનચંદ્રનો શુદ્ધ હૃદય—સત્કાર નવનીતે કર્યો અને નવનીતના હૃદયનો વિલાસ મદનચંદ્ર થઈ પડયો હતો મદનચંદ્ર પણ નગરશેઠની પુત્રી નવનીતકળાના વિમળ હૃદય લાવણ્યથી આકર્ષાવા લાગ્યો; સ્વભાવે બન્નેની ઉન્નતેચ્છાનું ઐક્ય હોવાથી પરિચય દિનપ્રતિ દિન વધતો ગયો. તે એટલે દરજ્જે કે એક બીજાને મળયા શિવાય ચાલે જ નહી;હૃદયના શુદ્ધ લાવણ્ય—સત્વનું અન્યો અન્ય પરિશીળન થતાં ગાઢી મૈત્રી થઈ, મૈત્રી થતાં યુવાવસ્થાએ વિજયિના દ્વાર ઉઘાડી સુક્ષ્મ વાયુરૂપે બન્નેના શુદ્ધ હૃદયમાં પ્રવેશ કરી આર્દ્ર કરી નાંખ્યાં, અને દેશ શેવાના પ્રરોહના ઉદય સાથે પ્રેમ પ્રેરોહ પણ સ્નિગ્ધ રસ ભરી હૃદય ભુમિમાંથી ઉદ્દિપન થવા લાગ્યાં સમુદ્ર તટ પર બાગમાં શેઠ તથા નવનીત સાગરીકા અને મદનચંદ્ર સ્વચ્છ હવાના વ્યાપાર અર્થે જતા ત્યાં પણ ભિન્ન ભિન્ન વિષયો ચર્ચાતા, કોઇ વાર વાગ વિલાસમાં નવનીત વિજય મેળવતી હતી, અને કોઈ વાર મદનચંદ્ર વિજય મેળવતો હતો; મદનચંદ્રના ઉત્તમ ગુણ અને પ્રમાણીક પણા ઉપર રત્નચંદ પુર્ણ સંતોશ પામ્યો હતો. તે સાથે રત્નચંદ સેઠના મનમાં નવનિતને માટે મદનચંદ્ર લાયક વર છે એમ નિશ્ચય કરી મુકયું હતું; એટલા જ માટે મદનચંદ્રને પોતાને ત્યાં જ ઉતારો આપ્યો હતો, મદનચંદ્રે શેઠની પાસેથી આજ્ઞા માગી હતી, વીદેશ વિચરવાને પોતાની જીજ્ઞાસા જણાવી હતી. પણ તે ઉપર રત્નચંદે લક્ષ ન આપતાં ઘણા આગ્રહથી એક વરસ માટે પોતાની જ પાસે રેહેવાને રોકયો હતો. મદનચંદ્રના સહવાસથી રતનચંદને ઘણો જ આનંદ વધતો હતો એકજ ઘરમાં એક બિજાની સાથે વાગ વિનોદનું સંઘટન હોવાથી નવનિતનો નિર્મળ નિખાલસ પ્રેમ મદનચંદ્ર પ્રત્યે અનહદ થયો, નવનિત કેવળ સુમતિ કુશળ હતી, તેણીના હૃદયમાં મદનચંદ્ર પ્રત્યેનો નિર્વિકાર પ્રેમ હતો તે પ્રેમ એવો હતો કે મદનચંદ્રને ક્ષણ માત્ર જોવામાં જો ન આવે તો તે નવનિત બે ચેન રહેતી હતી, તે જ પ્રમાણે મદનચંદ્રનું પ્રેમાળ હૃદય નવનિત્ત પ્રત્યે નિર્મળ હતું;

નવનિત અને મદનચંદ્રનો પરસ્પર નિર્વિકાર અને વિમળ પ્રેમ જોઇને રત્નચંદ શેઠને આનંદનો પાર રહેતો નહોતો; રત્નચંદ દેવગ પરિક્ષક અને નિદાન કરનારો હતો; તેની દિર્ઘ દ્રષ્ટી હતી, તેના વિચાર કેવળ તૈલ પ્રસાક ચપળ હતા; માણસ માત્રના શરીરમાં પ્રકૃતિ સ્વભાવનું કેવું હલન ચલન છે તે વિશેનું ચિત્ર જોવામાં રત્નચંદ્રની વિલક્ષણ બુદ્ધિ હતી;

એક વખતે શેઠાંણી પોતાની બેહેનને ત્યાં ગયાં હતાં. અને શેઠ લાયબ્રેરીમાં ન્યુઝ વાંચવા સારૂ નગરમાં રોકાયા હતા, જેથી તે શેઠના મોટા અવાસમાં નોકર ચાકરો પોતપોતાનાં કામમાં જ ગુંથાયા હતા, તે મહેલના તીસરા મજલામાં નવનિત પોતાના પુસ્તકાલયમાં મદનચંદ્રની જોડે બેઠી હતી, જો કે ઘરમાં શેઠ કે શેઠાંણી પૈકી કોઇ હતું નહી છતાં એકાન્ત હતી તો પણ નિર્મળ પ્રેમની પરિક્ષા નિર્મળ મનવાળા જ કરી શકે છે; મદનચંદ્ર અને નવનિતના વચ્ચે એક વિષયની વાત શરૂ થતી હતી, એટલામાં રતનચંદ શેઠ ઘરમાં આવી પોહોચ્યા, તે બોલ્યા ચાલ્યા વિના તે પુસ્તકાલયની જોડે બીજા ભાગમાં ગુપ ચુપ થઇને એક આરામ ચેર ઉપર પડે પડે હાથમાં એક પુસ્તક લઇને વાંચતા હતા. શેઠના જાણવામાં હતું જ કે ઘરમાં શેઠાણી નથી, માત્ર નવનિત અને મદનચંદ્ર એ બન્યો વાત કરે છે, તે શા વિષય ઉપર વાર્તા ચરચાવે છે! તે સાંભળવાને માટે શેઠ શાંન્ત વૃતિથી કાંન ધરીને બેઠો હતો.

હવે આ બાજુએ પરસ્પર વાત થાય છે તે સાંભળો;

**નવનિત**—પ્રિય મદનચંદ્ર! પ્રેમ એ શી વસ્તુ હશે!

**મદન**—એક બિજાની શુદ્ધ વૃત્તિનું આકર્ષણ એજ પ્રેમ છે, પણ તે પ્રેમ બે પ્રકારના છે. એક નિર્મળ પ્રેમ અને બીજો સ્વાર્થ પ્રેમ છે; સમાન સ્વભાવ, અને સમાન વિચાર હોય છે ત્યારે પ્રેમનો ઉદય થાય છે, સાત્વિક સ્વભાવ વાળાને સાત્વિક સ્વભાવવાળા સાથે શુદ્ધ પ્રેમ રહે છે; તે પ્રેમ અખંડ અને ધન્યવાદને પાત્ર ગણાય છે;—સ્વાર્થ પ્રેમ ઘણી વખત સુધી નભતો નથી, વિકારી પુરૂષોનો સ્વાર્થ પ્રેમ હોય છે, તે પ્રેમમાં પ્રથમ સુખ પ્રાપ્ત થાયછે,

અને પછીથી કલહ પ્રગટ કરાવે છે; લોભી પુરૂષો દ્રવ્ય પ્રાપ્ત કરવાને માટે ધનાઢ્ય પુરૂષોની સાથે પ્રેમ બાંધીને તેની ખુશામત કરીને આધીન રહે છે; વ્યભિચારી પુરૂષોનો પ્રેમ સ્વપ્નવત્ જેવો કેવળ દુઃખદાયક છતાં તેઓ તેમાંજ સુખ માંનીને મસ્ત રહે છે. તેઓનો પરસ્પર પ્રેમ કેવળ એક બીજાના નાશકારક યૌવનના દેખાવ ઉપર મોહલુબ્ધ માર્ગનોજ છે; જ્યારે તેઓનું અંગશિથિળ થાય છે, જ્યારે શક્તી હીન થાય છે, જ્યારે વ્યાધીસ્થ થાય છે ત્યારે તેઓનો પરસ્પરનો પ્રેમ આકાશના વાદળાંની પેઠે વિખેરાઈ જાય છે; અર્થાત્ સ્વાર્થે પ્રેમને ધિક્કારવામાં આવે છે;

**નવનિત**—બ્રહ્મ સત્ય અને જગત મિથ્યા–એવો વેદાન્તીયોનો મત્ત છે, જ્યારે તે મત્તનો અંગીકાર કરીયે તો આ શરીર અને જગત્ તમામ જુઠું છે, ફના થઇ જાય છે; તોપછી પ્રેમ ક્યાં રહ્યો! પાંચે તત્વ પાંચ તત્વમાં મળી જાય છે; ઇશ્વર તો અક્રીય અને નિરાકાર છે; અર્થાત્ તેને બ્રહ્મ (ઇશ્વર) અને જીવ તથા પ્રકૃતિ એમ ત્રણે આનંદી માની છે, કેટલાક કલ્પના કરનાર ફીલસોફરો (તત્વવેત્તાઓ) શરિરીક રચનાને માટે અને તેના કર્તાને માટે વિલક્ષણ પ્રકારના તર્ક બાંધે છે, તે સમગ્ર તર્કમાં વેદાન્ત વિષયના તર્ક ઉપર ઘણાક વિદેશીયો અને આર્યવાશીયો વધારે દૃઢ વિશ્વાસ રાખે છે, તે અધારે જોતાં તે ત્રણે જુદા એટલે બ્રહ્મ–જીવ અને માયા કહેવાય છે, બ્રહ્મની સત્તામાં જીવ અને માયા છે, જીવ કર્મ કરનારો ગણાયો છે, બ્રહ્મ અકર્મ છે અને જગતનું ઉપાદાન કારણ માયાને ગણી છે. આમ ત્રણે ભાગ નિર નિરાળાં કલ્પ્યાં છે, છતાં આ સ્થુળ દેહમાં જ્યાં સુધી જીવ છે ત્યાં સુધી પાંચ જ્ઞાનેંદ્રીય આદીથી દ્રષ્ટા થઇને કર્મ કરે છે જીવ દ્રષ્ટારૂપે રહેલો છતાં કર્મને જુવે છે જો કે પોતે કાંઈ કરતો નથી, પણ અહંભેદથી હું કરૂંછું એમ જ્યારે માને છે ત્યારે અહંભેદ વૃત્તિને અજ્ઞાનમાં ગણે છે; આ પ્રમાણે ટુંક મતલબ જોતાં પ્રેમ ભાવને માનનાર કોણ છે!

**મદન—**હે નવનિત ! આજનો તમારો વિષય મને ઘણો જ આનંદ આપનારો થઈ પડયો છે,–પ્રેમ ઉર્મિએ ચિત, બુદ્ધી, મન આદી શુદ્ધ હૃદયસ્થાનમાંથી શુદ્ધ નિર્વિકાર વૃતિદ્વારાએ જ સ્ફુરે છે. અને તેને પ્રગટ કરનાર જ્ઞાન છે; જેટલા દરજ્જે અનુભવ જ્ઞાનની શકતી હોય છે તેટલા દરજ્જે પ્રેમની પ્રબળતા રહેલી છે જુવો કે ગાય, પશુ છતાં તુરત જન્મેલા વાછડાને સંભાળે છે, તેને મુકીને ક્ષણ માત્ર ખસતી નથી; તે વાછરડા ઉપર વિપત્તિ આવી હોય તો પોતાનો પ્રાણ અર્પવા તૈયાર થઈ જાય છે; અહા ! તે પશુ છે તો પણ કુદરતિ માયા ( પ્રેમ ) કેવી રીતે બનિ જાય છે ! પણ ફેર એટલો છે કે જ્યારે તે વાછરડુ મોહોટુ થાય છે ત્યારે તે ગાય તમામ પ્રેમ ભૂલી જાય છે; જે પ્રેમનું આવર્ણ તે ગાયમાં હતું તે આવર્ણ ખશી જાય છે; એમ થવાનું કારણ એટલુ જ છે કે તે પશુમાં પ્રેમ માયા અનુભવનું તેટલા જ પુરતુ થોડા કાળને માટે જ જ્ઞાનનું આરોપણ રહેલું હતું; પ્રિય નવનિત ! તમારા સ્થુળમાં જે તત્વ છે તે તત્વનું પ્રથકરણ કરવાને વા તેને સમઝી શકવાને અને તે સમઝાયા પછીથી સ્પષ્ટીકરણ સાથે વિવેચન કરવાને શકતીવાન તમારામાં કોણ છે ! એ જ્યારે જોશો ત્યારે તે જોવાને કોણ શકતીવાન છે ! એજ પેહેલું વિચારવાનું છે; તે વિચાર કરીને અવલોકન કરશો ત્યારે ખાત્રી થશે જ કે અનુભવ જ્ઞાન છે; એ જ્ઞાન, પંચેંદ્રીય મન, બુદ્ધિ, ચિત અને કર્મેન્દ્રીય સાથે સંબંધ રાખનાર છે; કાનથી શબ્દાદીકનું નેત્રથી જોવામાં આવે છે તેટલા પદાર્થનું શરીરથી ઉષ્ણ શીતાદીકનું જીભથી સ્વાદનું નાશિકાથી સુગંધી આદીક વસ્તુનું અને કર્મેન્દ્રીયથી પાંચે વસ્તુથી થતી ક્રીયાનું અનુભવ જ્ઞાન થાય છે, તે અનુભવ લેતાં પણ અગમ્ય વસ્તુને માટે તર્ક અને ન્યાય દ્વારાએ સપ્રમાણ અનુભવાદીક માર્ગે જ્ઞાન પોહોચાડવામાં આવે છે ત્યારે તે માર્ગે જે અવલોકન થાય છે તેનું નિર્ણય કરનાર પણ જ્ઞાન છે. તે સમયમાં પ્રધાન્ય વૃત્તિ છે.

અને વૃત્તિ દ્વારાએ પ્રેમનું આરોપણ થાય છે; અને એ જ પ્રેમ ભાવને માનનાર છે; જ્યારે પરસ્પર સ્વભાવ મળતો હોય છે ત્યારે પરસ્પર અંતઃકરણ ઐક્યતાને પામે છે; એક બીજાને હર વખતે મળવાની જીજ્ઞાસા રાખે છે જ્યારે મળે છે ત્યારે જ પરસ્પર આનંદ માને છે એ જ પ્રેમની બલિહારી છે;

**નવનિત**—ધન્ય છે, ધન્ય છે. મદનચંદ્ર! જેઓ પ્રેમના રહસ્યને જાણે છે, તથા જેઓ પ્રેમનાજ આધિનમાં છે તેજ પુરૂષ કે સ્ત્રી આ સંસારમાં સુખને અનુભવે છે; જંગલમાં પહાડી પ્રદેશમાં રેહેનારા જંગલી ભીલ્લ લોકો પુરૂષ સ્ત્રીની જોડ પ્રેમયુક્ત રહે છે; તેઓનો પ્રેમ અને જ્ઞાની પુરૂષો પરસ્પર મળીને જે પ્રેમનો રંગઢંગ જાણી આનંદ રહે છે તેઓના પ્રેમમાં કંઇજ ફેરફાર નથી. કેમકે પ્રેમ ભામતો એકજ રંગની છે; તથાપી વિદ્વાન વિવેકી પુરૂષો વિવેક દ્વારાએ પ્રેમાધીન થાય છે તે આધીનતાનુ સુખ અને રંગ વિદ્વાનજ જાણે છે;

**મદન**—મ્હેં પ્રથમથી કહ્યું છે કે વિવેક દ્વારાએ વિદ્વાનોનો પ્રેમ નિર્મળ હોય છે, નિર્મળ પ્રેમની જુદીજ બલિહારી છે; નળરાજા રાજનો ત્યાગ કરીને વનવાસ નિકળ્યો હતો, નિર્મળ પ્રેમવાળી દમયંતીએ પતિ સેવા માટે નળ સાથે વિકટ અરણ્યમાં પ્રવાસ કર્યો હતો; કળીના પ્રભાવથી જો કે નળની બુદ્ધિ ફરી હતી, નળમાં ક્રોધે સમાવેસ કર્યો હતો તેથી કરીને નિર્દયતાએ નિવાસ કર્યો હતો, નળ રાજાની આટલી બધી દુર્વૃત્તિ થઇ હતી તોપણ નિર્મળ પ્રેમની પ્રેમવાળી પ્રેમાળ દમયંતીએ પતિના અવગુણ ઉપર બિલકુલ ધ્યાન આપ્યું નહતું. દમયંતીને નિદ્રાવશ સ્થિતિમાં અરણ્યમાં એકલી મુકીને તથા તેના અંગનું અર્ધ વસ્ત્ર કાપીને નળરાજા તે પવિત્ર સતિનો ત્યાગ કરીને ચાલ્યો ગયો હતો; અહાહા! તે નળના અંતઃકરણમાં કેવી નિર્દયતા વ્યાપી હતી! છેવટે વિચાર કર્યા વિના ચાલ્યો ગયો તોપણ અખંડ અને નિર્મળ પ્રેમવંતી દમયંતીએ નળ, નળ

એવો ઉચ્ચાર કરતી કરતી ભટકતી ભટકતી, અનેક દુઃખ સહન કરતી પરતંત્રતા ભોગવતી મિથ્યારોપનું દુઃખ સહન કરતી. પતિનું નામ રટતી રટતી, અનાયાસે પોતાના પીતાને ત્યાં કાળે કરીને પોહોચી. યદ્યાપિ નળનું ચિત્ર તેણીના અંતઃકરણમાંથી ખસ્યુ નહતું; અહાહા! તે કેવો પ્રેમ! હે નવનિત! વિમળ પ્રેમ તો તેનેજ કહે છે; એવો પ્રેમ રાખનાર મિત્ર હોય તો આ જીવન કેટલું ધન્ય પામે!

**નવનિત**—પ્રિય મદનચંદ્ર! તમારૂં કહેવું સત્ય છે; તેવો પ્રેમ નિર્મળ અંતઃકરણમાંજ રહે છે, જેઓનું અંતઃકરણ નિર્મળ છે તેના ચિતમાં તેવો પ્રેમ શા માટે ન રહે! હે મદનચંદ્ર! મને ખાત્રી છે કે તમારા અંતઃકરણમાં તેવોજ પ્રેમ વસવો જોઇએ; અને તમારી સાથે વાત કરનારી નવનિત તેવાજ પ્રેમને સ્વીકારે છે.

**મદન**—હું તમારો મોટો ઉપકાર માનુછું, એજ પ્રેમ સુક્ષ્મ દેહમાં રમશે. એજ પ્રેમ કારણ દેહના કેંદ્રમાં ઘુમશે. અને એજ પ્રેમ પ્રકૃતિ મહામાયાના સુક્ષ્મમાં સુક્ષ્મ અંશ છે તેમાં નિવાસ કરશે, અને એને લીધે એજ પ્રેમ મોટા વિસ્તારને પામશે. અસ્તું એમજ થાઓ;

મદનચંદ્રનું વચન સાંભળી નવનિતે નીચું જોયું; 'કેટલીકવાર શાંત થઇ ગઈ; તો પણ તેંણીના અંતઃકરણમાં જાણે મદનચંદ્ર ચીતરાઈ ગયો હોય તેવુંજ દેખવા લાગી; પુસ્તકાલયમાં આ પ્રમાણે ભાષણ શાન્ત થયું એટલામાં તો રત્નચંદે ત્યાંજ પ્રવેશ કર્યો. શેઠને આવેલા જોઇને મદનચંદ્ર અને નવનીતકલા બન્યો સભ્ય મુદ્રાએ એક બાજુએ ઉભા રહ્યા, રત્નચંદ એક ખુરશી ઉપર બેશી ગયો, પછી નવનીતને અને મદનચંદ્રને બેસવાનું કહ્યુ તેથી તેઓ ખુરશી ઉપર બેશી ગયા; રત્નચંદ બન્યો તરફ દ્રષ્ટી કરીને બોલ્યો કે સાબાશ, સાબાશ, આજનું તમારૂ પરસ્પર ભાષણ મેં સાંભળ્યુ તેથી મને અનહદ આનંદ થયો છે, તમારી પરસ્પર નિખાલસ વૃત્તિ એજ પરસ્પર ઉત્તમ વિવાદ કરાવ્યો છે, તે વિવાદ હું મારા ખાનગી ઓરડામાં ન્યુઝ વાંચતો હતો તે વખતે સાંભળતો હતો, જો કે હું અહિયાં આવ્યો છું તે વાત તમે બિલકુલ જાણતા નહો-

તા, તો પણ તે વિવાદ સાંભળવાને મને ઈચ્છા થવાથી હું શાન્ત થઈને બેશી રહ્યો હતો, જેમાં છેવટે આનંદના આવેશમાં હું આવેલો તમને ધન્ય આપવા આવ્યો છું.

**મદનચંદ્ર**—શેઠજી ! તમે વિદ્વાન છો, સારા સાર વિચારને જાણુવા વાળા છો, દેશ કલ્યાણ થવાને માટે આમ તેમ પરીશ્રમ કરો છો, ઉન્નતીનું સ્વરૂપ ઘડવાને માટે તમે જીજ્ઞાસુ થયા છો અને વિદ્વાન પુરૂષોની શેવા બજાવો છો, અનહદ પ્યાર બતાવો છો, તેઓ પ્રત્યે વિચાર લાવો છો; તો પછી આ વિષય માટે આપને આનંદ કેમ ન થાય ! તમારી મારા પ્રત્યે જે મમતા છે તે આ નવલપુરના સર્વે ધનાઢ્ય પુરૂષો જાણે છે; તમારો મારા પ્રત્યે કેટલો આગ્રહ છે તે કોઈનો અજાણ્યો નથી. તમારા મે પ્રેમને અહીયાં બાંધ્યો છે; અને તે જ બંધનમાં તમે ઉદારનું આનંદ જનક મુખ નિરંતર જોઉ છું. મારો સઘળો દીવશ આ ગુણજ્ઞ નવનિતના સહવાસથી જ આનંદમાં વ્યતિત થાય છે, મદનચંદ્રનું ભાશણુ સાંભળી રત્નચંદને સંતોષ થયો થોડીક વાર થઈ એટલે ભોજન શાળામાં જમવા સારૂ સઘળા ઉઠયા.

પ્રિય વાચક વંદ ! આપને સ્મર્ણુ તો હશે જ કે આ નવલ કથાના આરંભમાં સમુદ્ર કિનારે કુસુમ બાગ સમિપ બે જણાં મનહર વાત વિનોદ કરી રહ્યાં હતાં તે આજ મદન અને નવનીત હતાં, તેમાં દૈવ્ય ઈચ્છાથી ખળ પુરૂષોએ કપટ જાળ પાથરી ગાડીવાન માર્ફતે તેનું હરણુ કરાવી તેમાં તેને ફસાવી હતી, ત્યાંથી ઉન્મતની પતિવ્રતા પત્ની સરસ્વતિની સહાયથી છુટી ગાડીવાનના હસ્તકમાં આવી તે આપણે ગયા પ્રકરણમાં અવલોકી ગયા છીએ એથી કરીને તે નવનિતની શી સ્થીતિ છે તે જાણવાને આતુર છીએ, પરંતુ નગરશેઠ જેવાને ત્યાંથી છળ કપટ થાય તેની ખબર તે શેઠને આપ્યાવિના વગરસાહિત્યે નવનિત પાછળ દોડીએ તેથી શું ફળ સિદ્ધિ !

## પ્રકરણ ૪ થું.

**દોહરો.**

પ્રભુ ઇચ્છા બળવાન છે, નથિ પુરૂષ બળવાન,
મનનું ધાર્યું કયાં રહે, થવા કાળ સ્થિર જાણ,



પુનમચંદ શેઠના પુત્ર મહોત્સવમાંથી નિવૃત થઈ શેઠ રતનચંદ રાત્રીના દસ વાગતાં પોતાને ઘેર આવ્યા, આવતાં જ શેઠાંણી પાર્વતીએ નવનિતને ન જોવાથી નવનિત વિષે શેઠને સમાચાર પુછ્યા; શેઠે નવનિત વિશે અજાણપણું બતાવ્યું; શેઠાણીએ શોક અને ગભરાટથી પુછ્યું. હેં ! આપ શું કહો છો ! સાગરીકા કહેતી હતી કે શેઠે ગાડીવાનને મોકલી પોતાની પાસે તેડાવી હતી અને તમે આ શું કહો છો ! કહોને સાચુ ! માહારો તો એના વિના જીવ ઉંચો થયો છે; આહાવી બાબતમાંયે તમે શું હસતા હશો !

**રતનચંદ**—( શેઠાણી પ્રત્યે ) નાના, ત્હારા સમજે હું હસતો હોઉ તો ! આહાવી બાબતમાં તે હસતું હોય કે ! હું સાચુ કહું છું;

**પાર્વતી**—હાય હાય, ત્યારે મારી નવનીત કયાં ગઇ ! મુવો ગાડીવાન એને કયાં લઈ ગયો હશે ! અરે ! રડયો ગાડીવાન એ કોહાનો હશે ! અલ્યાએ એ રાંમલા ! કયાં મુવો; બેહેરો છે કે શું ! સાગરીકાને બોલાવ્ય;

**રામલો**—સારૂ માજી જલદીથી બોલાવી લાવું છું ( એટલામાં મદનચંદ્ર આવે છે ) તેમને જોઇને શેઠ રતનચંદે કહ્યું— )

**રતનચંદ**—મદનચંદ્રજી ! તમે કુસુમ બાગમાં નવનિત જોડે ગયા હતા કે ! હાલ તમે કયાંથી આવો છો !

**મદનચંદ્ર**—( વિચારમાં પડેલો ) હું એક મિત્રને ત્યાંથી આવું છું હું કુસુમ બાગમાં નવનિત પાસે હતો. જુવો આ સાગરીકા પણ આવે છે તે પણ ત્યાં જ હતી, કેમ વારૂ ! શું થયું !

**રતનચંદ**—કોઈ ગાડીવાન, ગાડીમાં બેસારીને લઇ ગયો છે એ-

ની ખબર પ્રથમ આ સાગરીકા આપીને ગઇ હતી પણ તે કોણ ગાડીવાન એ કંઈ સમજાયું નહી;

**મદનચંદ્ર**—કુસુમ બાગમાં હું નવનિત. અને સાગરીકા એમ ત્રણે બેઠા હતા, સાયંકાળ વખતે એક ગાડીવાન ત્યાં આવ્યો તેણે એવી ખબર આપી કે પુનમચંદને ત્યાં પુત્રોત્સવ માટે સારા સારા સદગ્રહસ્થો આવેલા છે તેમાં રતનચંદ પણ આવ્યા છે તે શેઠજીએ આ ગાડી સાથે મને મોકલ્યો છે અને કહ્યું છે કે બેહેન નવનિતને જલદીથી આ મહોત્શવમાં મારી પાસે લાવો, આ પ્રમાણે દાખલા દલિલ સાથે તે ગાડીવાન ગાડીમાં બેસારીને લઇ ગયો છે.

**સાગરીકા**—હા, માજી ! એમજ થયું છે, એ ગાડીવાન શેઠજી તરફથી આવ્યો છે એમ ખાસ જણાવ્યું હતું;

**મદનચંદ્ર**—( શેઠપ્રત્યે ) મ્હે તે ગાડીવાનને ઉલટ પાલટપ્રશ્ન કર્યા હતા તેમાં એમ પુછ્યું હતું કે રતનચંદ શેઠનો ગાડીવાન અને તેમની ગાડી કેમ ન આવી ! તને મોકલવાનું શું કારણ! તેના પ્રત્યુત્તરમાં તેણે એવો ઉતર આપ્યો કે રતનચંદ શેઠની ગાડી કોઈ બીજા સદ ગ્રહસ્થને બોલાવવા મોકલી છે અને હું પુનમચંદ શેઠનો ગાડીવાન છું, તેથી મનેજ મોકલ્યો છે, તેનો આ પ્રમાણે જવાબ મળવાથી અમારા મનમાં વહેમ રહ્યો નહોતો;

**શેઠાણી**—અરેરે મને નવનિત વિના ક્ષણ માત્ર જંપ નથી પડે, ઓ બેટા નવનિત ! તું કયાં અદષ્ય થઇ ! અરેરે લુચ્ચા લોકો દ્રવ્ય માટે એના જાનનું નુકશાન કરશે, અત્યારેને અત્યારે સર્વે જગોએ તપાસ કરાવો, મારે તો દ્રષ્ટી કરવા માત્ર એજછે; ( એમ કહીને નેત્રમાંથી આંસુ કાઢવા લાગી, )

**શેઠ**—( શેઠાણીપ્રત્યે ) તું શા માટે ગભરાય છે ! હાલ તેનો તપાસ કરાવું છું.

**મદનચંદ્ર**—( શેઠજીપ્રત્યે ) આપની આજ્ઞા હોય તો હું છાપખાનામાં તથા વર્તમાનમાં ખબર નોખાવું તેમજ પોલીસ વીગરેને ખબર આપુ તેમાં તે બાબત જાહેરનામાં કઢાવું,

શેઠ—ભાઈ ! અત્યારે રાત ગઈ છે, તમે ખાણુ કરીને તે કામમાં જાઓ;

મદન—મને નવનિત વિના અન્ન ખાવું રૂચતું નથી, મારા કંઠમાં એક ગ્રાસ પણ ઉતરશે નહી, ( એમ કહીને મોટો નિશ્વાસ મુકયો તે જોઇને )

શેઠ—( શેઠાણી પ્રત્યે )જો, જો, આ મદનચંદ્રનો નવનિત ઉપર કેટલો બધો પ્રેમ છે ! કેટલી બધી મમતા છે ! નવનીત કોહોને અળખામણી છે ! બોલ્ય જોઈએ !

( મદનચંદ્ર ભોજન લીધા વિના એકદમ નવનીત માટે બાહેર નીકળી પડે છે. )

રતનચંદે જમાદારને બોલાવીને કહ્યું કે તમે પુનમચંદ શેઠને ત્યાં જઇને તપાસ કરો અને પુછો કે નવનીત ત્યાં છે કે નહી ! તેમજ બે ત્રણ બીજા માણસોને જ્યાં છાકટા ટોળીયોનો એકાંત સંકેત સ્થાન હોય ત્યાં ત્યાં અત્યારે ને અત્યારે મોકલી તપાસ કરી મને ખબર આપો, શેહેરની આસપાસ નજદીક તપાસ કરવા બીજાઓને મોકલો આ પ્રમાણે બ્યવસ્થા કરી ઉદાસિન વૃતિએ શેઠ આરામ ખુરશી ઉપર પડયા, એકાએક કેવળ સરસ્વતિ જેવી વિચિક્ષણ પુત્રિ કયાં ગઇ હશે, શું થયુ હશે ! એ વિગરે વિચારના ભ્રમચક્રમાં ચઢેલો, બહાવરો બનિ ગએલો, ચિંતાની ચિતામાં બળતો, અસહ્ય વેદનાથી ઘેરાઇ ગએલો, ઉંડા વીચારમાં લીન થયો; કેવળ દીન થઇ ગયો; હૃદય નરમ થઇ ગયું, તકિયા ઉપર માથુ મુકી નિઃશબ્દ અશ્રુ ધારા અશ્રુથી તકીયાને પલાળવા લાગ્યો; આ વખતે કોઈ કોઇને ધૈર્ય આપવા રહ્યું નહી,

આહાવો સમૃદ્ધિવાન શેઠ ઉપર પણ દૈવે પોતાની સત્તા પાથરી દીન કરી દીધો તો સાહીત્ય વીનાનો રંક માણુસ શા હીસાબમાં ! શેઠાણીના કિંચિત પણ કોપનું નિમિત્તસ્થાન થનારનું જીવન નષ્ટ ભ્રષ્ટ થાય પરંતુ જ્યાં દૈવ દૈવ્ય કોપિત થાય ત્યાં તેનો શું ઇલાજ ! પાર્વતીના એક એક અશ્રુબિંદુ માટે શું ન થાય ! પરંતુ તે દૈવ્ય વશ; દૈવને શું કરી શકે !

મદનચંદ્ર વિદ્યા કળા અને જ્ઞાનથી પુર્ણ છતાં પણ દૈવે તેના દિર્ઘદ્રષ્ટીવાળા વિચારનો પરાભવ કર્યો; તેની જ્ઞાન પ્રભા પર દૈવ્ય

આવી બળ રૂપ અજ્ઞાન તિમિર છવાઈ ગયું; અલ્પજ્ઞને છેવટે દૈવે અલ્પજ્ઞ જ બનાવ્યો; વિદ્વતાને ક્ષણ માત્રમાં વિખેરી નાંખી, નહિ તો પ્રાણ જતાં પણ મદનચંદ્ર વિપત્તિમાં ઘસડાવવાને નવનિતને જવા દેત નહીં, પરંતુ પોતાનો પરાભવ પોતાથી થઈ શકતો નથી; અને થાય છે તો પછી કંઈ ઉપાધી રહેતી નથી; દૈવના સ્ફુર્ણ અ-સ્ફુર્ણનું યથાર્થ જ્ઞાન વિદ્વાન યોગી જનોને જ હોય છે; દૈવની જે સનાતન નિતિ તેનું ઉલ્લંઘન કરવાને કોઈ સમર્થ નથી; પણ વિ-દ્વાન યોગી તેના સ્વરૂપને યથાર્થ જાણે છે; મદનચંદ્રે સર્વને વિદ્યા જ્ઞાન કળાથી વશ કર્યા હતા પણ દૈવ આગળ તેનું કંઈ જ ચા-લ્યું નહી; સંસાર મંડળ આખુ પ્રારબ્ધ કર્મથી પુરિત છે, તો ગ-રીબ મદનચંદ્ર બાહાર ક્યાંથી હોય ! દૈવ અને ઇશ્વર પ્રથક નથી તેમ જ કર્મથી જીવ પ્રથક નથી; ઇશ્વિર દૈવ્ય વ્યવસ્થામાં સ્વતંત્ર છે; અને જીવ કર્મમાં જ સ્વતંત્ર છે; ઇશ્વર જીવ વ્યવસ્થાનો યથાર્થ અવલોકવામાં જ પ્રાપ્તવ્ય જ્ઞાતવ્ય અને સંજ્ઞા છે; એના અવલોક-નથી થતો સ્વપ્રકાશ અનિર્વચનિય છે;

નવનીતને વિપદ દ્વારા કસવાને, ઘડવાને ઇશ્વિરે તેને દુ:સહ સાગરમાં નાંખી હશે ! કે દૈવેચ્છાનો સત્કાર કરવો જોઇએ, એ વિ-વેકથી સ્વેચ્છાએ દુ:ખ સાગરમાં પ્રવર્ત થઈ હશે ! કે પોતાનું શુદ્ધ સ્વરૂપનું જગતને સિક્ષણ આપવા આ વર્તન ચલાવ્યું હશે ! કે દૈવેચ્છા પ્રબળ છે, ક્ષણમાં તે શું કરશે તેનું પુર્વથી કોઇને જ્ઞાન સ્મરણ થતું નથી તેથી નવનિત પણ દૈવ જાળમાં ફસાઈ હશે ! વિગરે કલ્પવુ વાચક આધીન છે;

અપ્રાચિત પ્રારબ્ધ કર્મના પ્રવાહમાં વહે છે; અને આપણે તેમને સુખમાં, દુ:ખમાં, રાગ દ્વેશમાં, ઉદયમાં, અસ્તમાં, પ્રકાશમાં, અંધકારમાં, પ્રવર્તાયલાં જોઇએ છીએ; પરંતુ વસ્તુત: તેમનું હાર્દ અંત; કરણ અવલોકિયેનો શાંત અને વિચલિત હોય છે; એવા આપ્તચિત વંદનીય, પુજનીય છે;

પરંતુ સંસાર માયાથી વિંટાયલા ક્ષુદ્ર માનવ ચિત્ત આશા અને તૃષ્ણામાં ચઢતાં ચઢતાં શરીરે કષ્ટ સહી સહી જ્યાં છેક ઇચ્છિત સ્થાનની શિમા લગભગ આવી પોહોચેછે; તેટલામાંતો દૈવતે તૃષ્ણામાં લિપ્ત થએલાને ત્યાંથી ઉપાડીને એક મોટી ખાઇમા ફેંકી દેછે, કે

જ્યાંથી તરફડીયાં મારતાં પણ તેનાથી નીકળી શકાતું નથી; એવી દૈવની વિચિત્ર ગતી છે;

રાત્રીના બાર વાગ્યા પછી જમાદાર આવીને હાજર થયો તેણે શેઠને જાહેર કર્યું કે તમામ જગોએ તપાસ કર્યો. પણ નવનીતનો પતો લાગતો નથી; ઘણા ખરા માણસોને શેહેરની અંદર શોધ માટે દોડાવ્યા છે, જ્યાં જ્યાં છાકટા ટોળીયોના ગુપ્ત સંકેત હતા ત્યાં ત્યાં તપાસ સારી રીતે કરાવ્યો છે, પણ તે જગાએ કંઇજ પતો લાગ્યો નથી; જમાદારનું વચન સાંભળી શેઠ ઘણોજ નિરાશ થયો; હૃદયમાં અજંપાએ પ્રવેશ કર્યો; છેક ઘેલો થઈ ગયો હતો, નવનિત જેવી સકોમળ તનયા જેકે ચક્ષુથી પણ દુર રહેતી નહોતી, તે એકાએક ગુમ થઇ જવાથી તેના દુઃખ માટે થતી અસર કેવળ અસહ્ય વેદના થઈ પડી હતી; ભીત ઉપર નીર્જીવ ચિત્ર જેમ ચિતરેલું હોય છે તેજ પ્રમાણે ચિત્ર તુલ્ય થઈ ગયો હતો, હવે શું કરવું ! નવનીત ક્યાં હશે ! ક્યાં તપાસ કરવો ! એ વીગરે વિચારની સંકલનામાં તે શેઠને કંઇજ સુઝ પડી નહી,

થોડી વાર થઈ એટલે મદનચંદ્ર આવી પોહોચ્યો, તેણે પોલીસમાં ઝાહેરાત આપ્યાની વાત કરી; કેટલાક ન્યુઝમાં ખબર આપ્યાની હકીકત શેઠને જણાવી, યદ્યપિ મદનચંદ્ર ના હૃદયમાં નવનિતને માટે જે દુખની અસર થઈ હતી તે અસર અવર્ણનીય હતી; મદનચંદ્રની મુખમુદ્રા સદૈવ્ય મંદવિકસિત પ્રફુલ્લ અને તેજસ્વી રહેતી હતી તે આજ તદન સંકોચાઇ ગઇ હતી; તેના બે કપોળ પ્રદેશ ગુલાબ પુષ્પ તુલ્ય સુરંગ હતા તે કેવળ બદરંગ થઇ ગએલો જણાયો; સ્મિત નિમિત્તથી જે કપોળ પ્રદેશ પર ખાડા પડતા હતા તે ગાલ ઉપર આજ લાંબા શેરડા પડેલા જણાયા, જે લલાટ અમરપર તંદુરસ્તી સાથે વિશેષ વાંચન કરવાથી પરસ્વેદનાં બિંદુ મુક્તાની માફક શોભતાં હતાં તે આ વખતે ચિંતા અને વ્યાકુળતાને લીધે બાઝેલા પરસ્વેદ શરીરને કંપાવતા હતા; મોટી મોટી સભાઓમાં સિંહની માફક રસમય વાણીથી ગર્જના કરીને સભા ગજાવતો હતો તે અત્યારે દીન શુન્ય જેવો દેખાવા લાગ્યો; તે ઉપદેશક છતાં આજ ઉપદેષ્ટા જેવો દેખાવા લાગ્યો; સૌને દેખવામાં આજ તે ભિન્ન તરેહનો દેખાવા લાગ્યો; મદનચંદ્ર શાંત વૃતિથી શેઠ પ્રત્યે

કહેવા લાગ્યો, મહેરબાન ! ધૈર્ય રાખો, આપ એક હીમત હારીને શુન્ય થતા નહી; નવનિતને શોધ માટે જનતો ઉપચાર કરવામાં આવ્યો છે; નવનિત શુદ્ધ અને પવિત્ર છે, તેની દયાશીળ પરોપકાર વૃતિના પ્રભાવે કરી તેણી પર વિપત્તી આવે તોપણુ તેનો બચાવ સાક્ષાત ઇશ્વર કરશે જ; અને હું પણુ આખી રાત્રી તેણીની શોધ માટે અત્યારે બાહેર નીકળી પડું છું. મને ખાત્રી છે કે ઇશ્વર કૃપાથી પ્રાત:કાળમાં હું ગમે તેવી પણુ નવનીતની ખબર આપને કહીશ;

આ પ્રમાણે શેઠને આશ્વાસન આપીને નવનિત નગરમાં નિકળી પડ્યો; નગર રક્ષકોની મારફતે છાકટા અને લુચ્ચા માણુસોના સંકેતની બાતમી મેળવતો મેળવતો મદનચંદ્રે આખી રાત્ર નગરમાં ભ્રમણુ કર્યું, પ્રાત:કાળ થયો, આકાશમાં પૂર્વ દીશાની કક્ષાએ સફેત રંગનું દર્શન કરાવ્યું. ધીરે ધીરે લાલરંગનો પ્રકાશ થવા આવ્યો, આ વખતે મદનચંદ્ર નિશ્વાસ મુકતો આમથી તેમ ફરતો, શોક સમુદ્રમાં ડુબકાં મારતો આમ તેમ દ્રષ્ટી કરતો, અનેક વિચારના જાળમાં ઠરતો, ધીમે ધીમે પગ ભરતો ભરતો; ઉમંગ ભંગ થએલો નગરના દરવાજાનો ત્યાગ કરીને નગરમાં પ્રવેશ કરવા લાગ્યો; આ વખતે એક સ્ત્રી દરવાજામાં થઇને નગરમાં પ્રવેશ કરતી જોવામાં આવી; મદનચંદ્રે વિચાર કર્યો કે હજુ સુર્યનો પૂર્ણુ પ્રકાશ થયો નથી. છતાં આ બાઈ દરવાજા બાહેરથી નગરમાં જાય છે તે કોણુ હોવી જોઇએ ! એવી શંકાથી તે બાઇની પાસે નજીક ગયો, તે જ વખતે તે બાઇએ મદનચંદ્રને જોતાં જ એમ કહ્યું કે કોણુ મદનચંદ્ર !

**મદન**—હા બેહેન, હુંજ છું તમે કોણુ છો ! દરવાજા બાહેરથી તમે એકલાં છતાં આ વખતે નગરમાં કયાં જાઓ છો ! અગર તમે દરવાજા બાહેર કયાંથી !

સ્ત્રીયે જવાબ આપ્યો કે હું તમને ઓળખુછું; જાણું છું, પણુ તમે મને ઓળખી શકો નહી. એ વાસ્તવિક છે; હું અત્યારે રત્નચંદ શેઠને ત્યાં ઘણીજ જરૂરીયાત કામને માટે જાઉછુ;

**મદન**—તમે તે જરૂરીયાત કામ હોય તે કદાપી તમે કહો કિંવા ન કહો એ તમારી મરજી ઉપર છે. પણુ રત્નચંદતો નવનિત ગુમ થઈ જવાથી મોટી ચિંતામાં છે. અને નવનિતની શોધ માટે આખી રાત હું ફર્યા કરું છું. ! તમે કોણુ

તે હું જાણુતો નથી માટે ક્ષમા માગું છું. પણ અત્યારે તો શેઠજી અસાધ્ય વ્યાધીમાં ફસાયા છે,

સ્ત્રીએ મદનચંદ્રનું વચન સાંભળ્યું, તેણીએ રાત્રીની વખતે બનેલો હેવાલ મદનચંદ્રને કહ્યો, તે ઉપરથી મદનચંદ્ર અને તે સ્ત્રી જે કે ઉન્મતની સ્ત્રી સરસ્વતિ હતી તે બન્યો જણાએ રત્નચંદ શેઠને ત્યાં પ્રાતઃકાળમાં તેમના આવાસમાં પ્રવેશ કર્યો;

શેઠ અને શેઠાણી એ બન્યો, પરિતાપને લીધે આખી રાત્ર ઉંઘ્યાં નહોતાં. પ્રાતઃકાળમાં શેઠજી પોતાના અવાસના ઝરોખામાં આમ તેમ ફેરા મારતો હતો, કોઈ પણ મને ખુશિની ખબર કેહેવા આવશે એવી ઇચ્છા રાખતો હતો તેટલા માટે વારંવાર ચારે તરફ દ્રષ્ટી કરતો હતો, પ્રાતઃકાળમાં અનેક આશાએ ભરેલો રત્નચંદ ઝરોખામાં ઉભો રહેલો તેણે મદનચંદ્રની સાથે શેઠ લક્ષ્મીચંદના પુત્ર ઉન્મતની વહુ સરસ્વતિને આવતી દીઠી, સરસ્વતિનું મુખ દીન થઈ ગએલું શોક ગ્રસ્ત થએલું રત્નચંદે દુરથી જોયું. તે ઉપરથી તે શેઠના હૃદયમાં નવનવીન વિચાર તુરત જ સ્ફુરવા લાગ્યા. એટલામાં મદનચંદ્ર અને સરસ્વતી મેડી ઉપર શેઠ પાસે આવી પોહોચ્યાં, સરસ્વતિને જોતાં જ શેઠે પ્રશ્ન કર્યો કે સરસ્વતિ ! તું અત્યારમાં અહિં ક્યાંથી ! નવનિતના કાંઈ સમાચાર તો લાવી નથી ને !

સરસ્વતિ—ક્ષમા કરો; મારાથી આપનો મોહોટો ગુન્હો થયો છે; દુષ્ટ ચાલના મારા પતિયે છાકટા લોકોની સોબતમાં ભળી તેઓની શીખવણીથી બેહેન નવનીતને છળ કરી ગાડીવાન દ્વારા ત્યાં બોલાવ્યાં; એમ કરવાથી જો કે તે પાછળથી બહુ પસ્તાયા, તોપણ મને મંદમતિ દુર્ભાગી દુષ્ટાને એમના પર બરાબર વિશ્વાસ ન આવવાથી પ્રાતઃકાળમાં વ્હેલા ચાર વાગતાં ગાડીવાન દ્વારા આપની તરફ રવાના કર્યો; હે પિતાશ્રી ! ગાડીવાનને મ્હેં પ્રથમ આહાવો લુચ્ચો ચોર જાણ્યો નહોતો નહિ તો મારા પ્રાણ તુલ્ય નવનિત બેહેનને હું તેની સાથે બગીમાં બેસારીને મોકલું ખરી કે ! તેમ જ મારા પતિથી પણ છળ કરી તેમના ઠપકાને પાત્ર થાઉં કે ! પણ મનુષ્ય પોતાની સમજુત પ્રમાણે સમજી કરવા જાય છે અને ભાવી યોગે કરી અવળું થાય

છે; ગાડીવાળો પાછો આવ્યો નહી, તે ઉપરથી મને ફાળ પડી, કે આ માટે તે આવ્યો નહી, પ્રાતઃકાળ થવા આવ્યો તો પણ ગાડી બળદ અને ગાડીવાનનું હજુ સુધી કેમ ઠેકાણું પડતું નથી! આહાવા વિચારમાં હું ગભરાઇ ગઈ, ગાડીવાને જરૂર છળ કર્યું હોવું જોઇએ, એમ ધારીને તુર્ત આપને ખબર કહેવા સારૂ આવતી હતી, દરવાજા બાહેર આ મદનચંદ્ર પણ નવનીતની ખબર માટે આખી રાત્ર પરીશ્રમ કરતા હશે તે પણ મને રસ્તામાં મળ્યા. તેમણે મને પ્રશ્ન કર્યો. મ્હેં સઘળી હકીકત કહી,—અને હું આપ પાસે આવી; તુરત આપને મ્હેં ખબર આપી. કારણ કે બખતે વિલંબ કરવાથી, અનિષ્ટ ફળ આવે; પીતાશ્રી આપ સત્વર તપાસ કરાવો, હજુ પણ આટલામાંજ શેહેરની નજીકમાંજ હશે, દુર લઈ જઇને એ કેટલે દુર ગયો હશે! દ્રવ્યથી એ મુવાનું મન ચળયું હશે; આપની સત્તા એવી છે કે શેહેરમાં એનાથી રહિ શકાય તેમ નથી;—પાર્વતી બા! આપ આમ શુન્ય મુન્ય કેમ થઇ ગયાં છો! શેઠની સત્તા એવી છે કે બેહેન નવનિત એકલાં હશે તો પણ વાંકો વાળ કોઇ કરી શકે તેમ નથી, કદાચ દાગીના લેવા હશે તો તે લઇને ડરનો માર્યો નાશી જશે, આપ રૂદન કરો નહિ; તપાસ માટે ચોગરદમ માણુસો છુટયાં હશે;

એમ કહીને અને ક્ષમા માગીને સરસ્વતિ પોતાને ઘેર ચાલી ગઇ;

સરસ્વતિનું શાણુ પણ અને તેણીએ જે ઉપકાર નવનિત ઉપર કરેલો હતો તે સઘળી બિના સાંભળીને રત્નચંદને ઘણું સારૂ લાગ્યુ; પણ તે વિકળ હૃદયમાં સારૂ લાગવા પણાનો વિવેક રહી શકયો નહિ, માત્ર નવનિત કયાં હશે! શું કરતિ હશે! તેની અત્યારે કેવી સ્થિતિ હશે! તેને કોણ હરી ગયું હશે! એ વિગરે વિચાર જાળમાં રત્નચંદ ફસાઇ ગયો હતો; પોતાથી બને તેટલો પ્રયત્ન ચોગરદમ માણુસોને દોડાવીને કરી ચુકયો હતો; પણ જ્યાં સુધી ફતેહમંદ કાર્યનો જવાબ મળી શકયો નહોતો ત્યાં સુધી તે પોતે તથા પાર્વતી શેઠાણી એ બન્નો વિવ્હળ થઇ ગયાં હતાં;

શોક અને ફિકરના સમુદ્રમાં ડુબકાં ખાવા લાગ્યાં હતાં, જળમાં ડુબી જવાની સંધી વખતે જેમ હૃદય અને આખુ શરીર રૂંધાઇને વ્યથાને પ્રાપ્ત થાય છે તેવી રીતે તે બન્નેના હૃદયમાં ચિંતા રૂપી શળગતિ ચિતાએ વ્યવસ્થા કરી હતી; જો કે તેઓનાં નેત્ર ખુલ્લાં હતાં પણ તે નેત્રમાં જગતના કોઇ પણ પદાર્થ ઉપર દ્રષ્ટી કરતાં નહોતાં, પણ તે નેત્રમાં કેવળ નવનિતના સ્વરૂપનું તાદ્રષ્ય ચિત્ર વારંવાર દરસાઇ આવતું હતું.

બીજી તરફ મદનચંદ્રની પણ એ જ સ્થિતિ થઇ હતી; એક તરફ પિતાનો પુત્રિ ઉપર વાત્સલ્ય ભાવ દરસાતો હતો, ત્યારે બીજી તરફ મદનચંદ્રના અંતઃકરણમાં શુદ્ધ સાત્વિક પ્રેમ ભાવ દરસાતો હતો, એક તરફ નવનિતના માતા પિતાના નેત્રમાંથી નવનિતના વિયોગ વિરહ વેદનાનાં અશ્રુ નિકળતાં હતાં તો બીજી તરફ મદનચંદ્રના હૃદયને નવનિતના ઉત્તમ ગુણોનું આચ્છાદન પટ વિખેરાઇ ગએલું મર્મભેદક વાણીવિલાસ અને તેણીની પ્રેમાળ મુર્તિ વિયોગ વિરહ ભેદન કરનાર નેત્રમાંથી અશ્રુ કઢાવતાં હતાં,

મદનચંદ્ર ધીરે રહિને ધૈર્ય આપતો રતનચંદ પ્રત્યે બોલ્યો કે મેહેરબાન ! તમે ગભરાશો નહી; વિપત્તિ તો હરેક માણસો ઉપર આવે છે, પરંતુ તેમાં ધીરજ રાખવું એજ મુખ્ય કામ છે; થવાકાળ આગળ કોઇનું ચાલતું નથી; પુર્વે મોટા મોટા ભુમિપતિ રાજેંદ્રને પણ દુઃખ વેઠવું પડ્યું છે; મને ખાત્રી છે કે નવનિત બહુજ શીલ સ્વભાવની અને સદાચરણ વાળી છે તેથી ભલે કદિ ભાવી બળ યોગે દુઃખ પડે તોપણ તે પોતાનો કુળ ધર્મ ત્યાગ કરશેજ નહિ;—તે જ્યાં હશે ત્યાં પરિતાપ, ભય, કલેશ, દુઃખ વિપત્તિ ઇત્યાદિકના સપાટામાં હશે તોપણ તે તમામનું સહન કરવાની તેનામાં શક્તિ છે; તેથી સમયને ઓળખીનેજ વર્તન કરશે એમ મને તેના સહવાસથી ખાત્રી થાય છે, તોપણ તેના શોધ માટે પુરૂષાર્થ કરવો અવસ્ય છે;—હું કેટલાક બીજા કામ સાધ્ય કરવા સારૂં બાહેર નીકળી પડ્યો છું છતાં તે તમામ કામ બાજુએ મુકીને તેના શોધ માટે નીકળી પડવા ધારૂં છું મને ખાત્રી થાય છે કે નવનિત આ નગરમાં છેજ નહિ; પણ હદ વટાવીને બાહેર જતા

પામી છે; માટે હું પણ તમામ બીજા કામ મુકીને જ્યાં મને અનુકુળ આવે ત્યાં નીકળી પડું છું; માટે આપ ધૈર્ય રાખો

રત્નચંદ્ર બોલ્યો કે—હે ભાઈ ! તમારી મમતા નવનિત ઉપ બેહદ છે; નવનિતને તમારો સહવાસ આનંદપ્રદ થઈ રહ્યો હતો; જેટલો પ્રેમ તમારા પ્રત્યે નવનિતનો હતો તેટલો મ્હે તેનો બીજા પ્રત્યે લેશ પણ જોયો નથી. તમારો નિર્વિકાર પ્રેમ મ્હેં જાણી લીધો છે. અને તે બાબતની લાગણી તમારા અંતઃકરણમાં જે થઇ છે તેનું દર્શણ અત્યારેજ તમારા હ્રદયમાંજ થઈ શકે છે. તમે મ્હારૂં અંતઃકરણ છો મારા અંતઃકરણમાં નવનિતના વીયોગનું જે દરદ છે તેજ દરદ તમારા અંતઃકરણમાં છે એમ મને પક્કિ રીતે પ્રતિત થાય છે; તમે તેનો શોધ કરવા નીકળો છો તેથી મને ઠીક લાગે છે; ખરો ભરોસો તમારોજ છે; નોકર ચાકર ઈત્યાદિક તો પોતાના શામ ધર્મ પ્રમાણે નોકરી કરવાના ધોરણ ઉપર જશે પણ નિર્મળ હ્રદયમાં સમાન સખ્યતાનો જે ભાવ છે તે ભાવથી ઉતમ કાર્ય થઈ શકે છે એજ માયાનું આવર્ણ છે; અને તેના યોગેજ પુર્વના સંસ્કારો સ્ફુરે છે, સંસ્કારથીજ વસ્તુ મળી આવે છે, જડ વસ્તુ ચુંબક છતાં લોહને ખેંચી લે છે તે પણ એક પ્રકારનો ગુણ છે; તો સજીવન દેહમાં વિવેકદ્વારાએ વસેલો પ્રેમ ભાવ શું ન કરિ શકે ! હે ભાઇ ! આ નગરના રાજા આનંદપ્રભ મારી સાથે ઘણો સ્નેહ રાખે છે; તેમનો પુત્ર વિનોદચંદ્ર વીસ વરસની ઉમરે પોહોચેલો વિવેકી અને વિદ્યા કલાનિપુણ છે તેણે નવનિતને બેહેન કહીને બોલાવી છે; તે વિનોદચંદ્ર દરવરશે ભાઈપસલીમાં ઉમદા પોશાક આપે છે; જુવો આ વખતે તેનો પત્ર આવ્યો છે તેમાં વિનોદચંદ્ર લખે છે કે નવનિતના તપાસને માટે મ્હેં મારા ભરોંસાના કેટલાક માણસોને ગામ પરગામ મોકલ્યા છે; હું ઘણો નારાજ થઇ ગયો છું મારી ગુણવતિ આનંદપ્રદ વિવેકી નવનિત બેહેનને હું ક્યારે જોઈશ; આ પ્રમાણે ચીઠી લખી છે; તપાસ કરવાને માટે મારૂં કામ લુલુ નથી પણ ભાવીબળ કેમ હશે તે બાબત કંઇ સમજાતું નથી.

મદનચંદ્રે કહ્યું કે એ ચીઠી મારી પાસે હાલ રહેવાદ્યો કેમકે

બીજા કેટલાક રાજ્ય છે તે તરફ વિનોદચંદ્રે પત્રો લખ્યા હશે તે-
માં હું પણ શોધ માટે નીકળી પડું છું-છતાં પ્રસંગે આ ચીઠી મ-
ઉપયોગી થઈ પડશે-મદનચંદ્રનું વચન સાંભળીને રત્નચંદે
ઠી આપી.

મદનચંદ ત્યાંથી ત્વરાથી ચાલી નીકળ્યો,



# પ્રકરણ ૫ મું.

## નવનિત અને ગાડીવાન.



ર્યોદય થતાં થતાંમાં ગાડીવાન નવનિતને શેહેરથી દુર છ સાત ગાઉ લેઈ ગયો;—સુર્યોદય થયો—સુર્ય ર-શ્મએ ગાડીવાનના હાથમાં પકડેલી રસ્મિને શિથિલ કરવા માંડી; રાત્રિએ અધિક કરેલો ગાડીવાનનો નિસો સમય વ્યતિત થયે તદન, ઉતરી ગયો; તેનું શરીર શિથિલ જેવું થયું મગજ દુખવા લાગ્યું, જીવ ડોળાવા જેવો થઇ વમન થવા જેવું થયું; હાથ કંપાવા લાગ્યા; રાત્રીના વિચાર અને નિર્ણય અત્યારે થતા વિચાર અને નિશ્ચયથી તદન પ્રતિકુલ લાગ્યા, અને મનમાં ગણગણવા લાગ્યો; ખરેખર, ઘણું અવિચારી અને સાહસિક કામ કર્યું નગરશેઠની પુત્રિનું હરણ ! અરેરે ! ગજબ કર્યો છે જેની સાથે સરકાર પણ મૈત્રી ભાવ રાખે છે; અને સર્વે કોઇ એમની સત્તાથી ડરીને એમને વંદે છે; તેની સામે મ્હેં આ અવિચારી પગલું ભર્યું પૃથ્વિના પડમાંથી પણ મને શોધી કાઢવા એ સમર્થ છે અને મ્હેં મુરખે આ સાહસ શા માટે માથે વોહોરી લીધું અહાહા તેના માણસો પણ તપાસ માટે છુટયા હશે કદાપિ તેઓ આટલામાંજ હોય તો કોહોને ખબર ! હવે શું કરૂં કયાં જાઉં ! કયો માર્ગ સોધુ ! દુષ્ટ દારૂ ! ત્હેં મારી બુદ્ધિ પર અંધકાર ફેરવી, બિચાર શુન્ય પગલું ભરાવી મારૂ મોહોત નજદીક આણ્યું; જેના કુમકમાં સરકાર પણ છે છતાં તે શા રીતે મને સુખી કે જીવતો જવા દેશે !

આ ગાડીવાન પરગામનો હતો; તેનું નામ ધુર્તદાસ હતું, બાલ્યાવસ્થામાં તેના પિતાનું મર્ણ થવાથી માતાના હાથમાં સ્વચ્છંદ પણે ઉછર્યો હતો. કોઇ કહેનાર ન હોવાથી નીચ સોબતિયો દ્વારા સર્વે દુરાચાર શિખ્યો હતો; આ સમયે તેનું વય ચાલીસ વર્ષનું હતું; કેટલાક દુરાચાર તો સમય બળે અને સંસ્કારે કરીને મંદ પડવા આવ્યા હતા પણ દારૂના વ્યસનથી નિશાના સમય સુધી

પ્રકાશ મય રહેતા, અને નિશાશાંત થએ દુરાચાર પણ સમય સં-સ્કાર અને વયના બળથી પરાભવ પારી શાંત થઈ જતા, સ્વભાવે તે સમજુ, ડરકણુ, અને શાહુકાર વર્ગમાં રેહેવાથી તેનો ક્રાંઇ પટ લાગ્યો હતો પરંતુ દારૂ અને ઉન્મતભાઈ જેવા શેઠની સંગતિ એ બન્નેથી ઉંધું વળાઈ જતું અને વળાઇ ગયું;

નિશાની ધુનમાં કરેલા કૃત્યથી તેને તિવ્ર પશ્ચાતાપ થતો હતો; વ્યભિચાર કરવાના વિચાર તો ત્હેના હવાની પેઠે અદૃષ્ય થઈ ગયા, તેના થએલા વિચાર સ્વપ્નવત્ ભાસવા લાગ્યા; દ્રવ્યપર તેનું મન ચોટેલું હતું, પરંતુ તે હરી લેતાં આ ઘોર વનમાં પણ શેઠની સત્તા અને નવનીતના દૈવીઅંશ તેને અટકાવતા હતા;

વાચક ! દારૂ એ કેવું દુષ્ટ વ્યસન છે ! ગાડીવાન બિચારો નિઃશંક ઉદર પુર્ણા કરતો હતો ત્યાંથી તેને ઉપાડી કેવા મૃત્યુ પાશમાં ફસાવ્યો ! દુષ્ટ પ્રકૃતિનો ગાડીવાન પણ દારૂને કેટલે અંશે ધિઃકારે છે ! ત્યારે દારૂની દુષ્ટતાની શી પરંપરા !

અહાહા ! આજ કાલ દારૂનું શું પ્રબલ વધ્યું છે ! આજ કાલના કેટલાક તરૂણ મિસ્તરો તો સ્પિરિટ વિના સ્પિરિટવાળા રહી શકતા જ નથી; જરા શ્રમ પડયો કે પાધરૂ જ ઉચ્ચારણ થયું .લેટ અસ હેવ આ સ્મોલ ડોઝ જો બાટલીમાંથી નીકળે તો વાહ વાહ, નહિ તો યુ બોય ગો ઓન મેઇક હેઇસ્ટ ધ સેઇમ સોર્ટ યુ અંડરસ્ટેન્ડ ! એમ કહીને વિદાય કરે, કેટલાક ગરીબ તરૂણ મિસ્તરો છપાતા લપાતા, કેટલાક ડોન્ટ કેર કહેતા સ્પિરીટાલયમાં પ્રવેશી રાંડી રાંડકા પુત શાહજાદા જેવા બની હૃદયમાં મોટું હુક્કુ અને મોંમાં નાનું હુક્કું ઘાલી ધુંમાડા કાઢતા, સર્પની આકૃતિ પાડતા બાહાર નિકળે, શેખ શલ્લીથી પણ અધિક મંત્ર તંત્ર રચે અને એક ભૃષ્ટાચારમાંથી નીકળી બીજા ભૃષ્ટા ચારમાં પ્રવેશ કરે;

આર્યા વર્ત ! તાહારી આ શી દુર્દશા ! તારો ગર્ભ આ વેપાર શાથી ! છેક આમ કેમ થઈ ગયું આયુર્વેદીક વચનોના ઉદ્દેશનો શા માટે લોપ થવા લાગ્યો ! શરિર સુધારાના લેખકોના લેખ ઉપર શા માટે પાણી ફરવા માંડયું, દેશ સુધારકો શા માટે આંખ્યો મીચીને સુતા છે ! કે શું તેમના પ્રયત્ન નિષ્ફળ પામ છે!

અરેરે ! જેનાથી હૃદય દગ્ધ થાય છે; મગજ દુખે છે, રાજસ પ્રકૃતિનો ઉદય થાય છે, તામસ બળને વધારે છે; શરીર નબળું પડી

જાય છે; આયુષ્ય ક્ષય થાય છે. ચિત ભ્રમ થાય છે; તેનો આદર કરી વ્યસન ધારી પોતાના મનુષ્ય જીવનને નષ્ટ ભ્રષ્ટ કરે છે; વ્યસની દુષ્ટ લોકો ખોટી પ્રશંસા કરી શ્રીમંતના અને રાજાના બાળકને તેનો છંદ લગાડી મનમાનતું દ્રવ્ય હરણ કરે છે, અને તેમનો આખો ભવ નિરર્થક કરે છે;

વાચક વર્ગને લેખકની બહુજ અનુનય પૂર્વક પ્રાર્થના છે કે આ દુષ્ટ વ્યસનમાં ન ફસાય તેટલા માટે પોતાના સંતાનપર પુરતી સંભાળ રાખજો. કારણ કે દારૂમાંથી ભ્રષ્ટાચાર શીખાય છે; અને દારૂ જ્યારે શરીરને ખોરાકરૂપ, વ્યસનરુપ, થઇ જાય છે; ત્યારે શરીરનો બહુજ અલ્પકાળમાં નાશ થાય છે; અને દ્રઢ વ્યસન થયા પછી એકાએક તે છોડી પણ શકાતો નથી; માટે સુધારક મંડળે પોતાના સંતાનની વ્યસન-કારાગારમાં બંધમાન થતાં પુરતી સંભાળ રાખવી, નહિ તો તેનો આખો ભવ નિરર્થક જતાં તન અને મનનો સત્વર નાશ થશે,—

નવનીત નિઃશ્વાસ નાંખતી, દૈવચ્છાનુકુળ થઈ ગાડીમાં વહેતી ચાલી; આગળ એક મોટી ઝાડી આવી, અને પાસે પાસે નાની મોટી ડુંગરોની હાર આવી, એક બાજુ છેટેથી ધુમાડા જેવું જણાતું હતું; તે ઉપરથી ત્યાં કોઇ નાનું ગામ હશે એમ અનુમાન થતું હતું; તે દિશા તરફ ગાડીવાનને કોઇ ઘોડાનો હણુહણાટ સંભળાયો. શું કરવું એ ગાડીવાનને કાંઈ સુઝતું નહોતું; તેવામાં ઘોડાનો હણુહણાટ સંભળતાંજ તેની મુઝવણનો અંત આવ્યો; એકદમ ગાડી ઉપરથી છલંગ મારી નીચે કુદી પડી હાથની મુઠીયો વાળી પોબાર ગણી ગયો અને પાસેની ડુંગરીમાં ક્યાં અદૃષ્ય થઇ ગયો એ દ્રષ્ટાને જણાયું નહીં;

નવનિત ઘોરવનમાં એકલી પડી, ગાડી હાંકનાર એકદમ પોબારા ગણી ગયો, એ જોઇને નવનિત મોટા વિચારમાં પડી, પણ નવનિતને ગાડી હાંકવાની ટેવ હતી તેથી તેણે બન્યો અછોડા ;હાથમાં લઇ ગાડીને ખાડાખડીયાવાળી જમીનમાંથી આગળ ચલાવવાને પ્રયત્ન કર્યો; એટલામાં તો ત્રણે ઘોડેસ્વાર તેની સન્મુખ આવી ઉભા, જે સ્વાર સહુની આગળ હતો અને પોશાકના દેખાવ ઉપરથી જમાદાર જેવો લાગતો હતો તે બોલ્યો,

બાઈ! તુમ કૌન જાત હો, ! ક્હાંસે આતે હો ! ઔર કહાં જાતે હો ! તુમ એકીલે ક્હાંસે હો ! યહાં તો બગી ચલનેકા રસ્તા નહિ હૈ, યહાં તુમકો કોઇ લુંટ લેવેગા;

નવનિત બોલી—બાઈ ! હું નવલપુરીના શેઠ રતનચંદની પુત્રી છું. મને દગો કરી ગાડીવાન અહિં લાવ્યો છે.—તમને આવતા જોઇને મને અહીં મુકી આ ડુંગરીના ટેકરા તરફ નાશી ગયોછે;

અમલદાર બોલ્યો—ગાડીવાનનું અને તમારૂં કેવી રીતે મળવું થયું ! ગાડીવાન કોણ હતો !

નવનિતે જે પ્રમાણે હકીકત બનેલી તે સર્વે તેને વિદિત કરી. તે સઘળું સાંભળીને આગેવાન અમલદારે કહ્યું કે બાઈ! એ ગાડીવાને જુલુમ કર્યો છે; સારૂં થયું કે તમારા દાગીના વિગેરે લેવા પામ્યો નથી, ચાલો ઠીક થયું; તમારો બચાવ થયેલો જોઈ અમને પણ આનંદ થાય છે; તમે ઠેકાણું બતાવ્યું છે તે નવલપુર અહીંથી આઠ કોસ દુર થાય છે; અત્યારે સાંજ પડવા આવી છે. માટે તમને ત્યાં મોકલવાને બની શકે તેમ લાગતું નથી માટે તમને જાપતા સાથે કાલે સવારે બે માણુસો તમારી સાથે મોકલીને તમારે ગામ પોહોચાડી દઇશું. માટે અત્યારે તો તમે અમારા હેડ ક્વોર્ટર બણી ચાલો, તમને ત્યાં કોઈ પ્રકારનો ભય નથી, તમારે માટે જુદો મકાન રહેવા આપીશું, તમારા રક્ષણ માટે અમારા બે ત્રણ શીપાઇયોને બાહેર સુવારીશું તમે આ બગીની અંદર બાજુ બેશી જાઓ અને હું બગી હાંકીશ મારો ઘોડો મારી સાથેના માંણુસો દોરીને લાવે છે, હવે તમારે કાંઈ જ ચિંતા રાખવી નહી;

આગેવાન અમલદારનાં વીવેક યુક્ત વચન સાંભળી નવનિતને આનંદ વ્યાપ્યો પોતે નિર્ભય થઈ પછી બોલી કે હે બાઈ! તમારો ઉપકાર માનું છું હું અબળાને માટે જે તમે પ્રયત્ન કર્યો છે તે કદી પણ વિસરનાર નથી, તમારા કહેવા પ્રમાણે હેડ ક્વાર્ટરમાં આવવાને ખુશી છું.

આગેવાન અમલદાર મનમાં મલકાતો તે બગી હાકવા બેશી ગયો. થોડીવારમાં હેડ ક્વાર્ટરમાં આવી પોહોચ્યા,

આ વખતે સુર્ય અસ્ત થયો હતો, કૃષ્ણપક્ષની ચતુર્દશીનો દિવસ હતો. આ હેડક્વાર્ટર ગામથી અર્ધકોસ દુર હતું. હેડક્વાર્ટરથી

દુર જે ગામ હતું તેમાં કોળી ભીલ મેવાસી લોકો કે જેઓ લુંટ ફાટનો ધંધો કરનારા હતા તેઓનો ત્રાસ હતો. તેથી રક્ષણ માટે આ જંગલમાં હેડકવાર્ટર બાંધવામાં આવ્યું હતું; એ હેડકવાર્ટરમાં આઠ શિપાહીયોને રેહેવાની આઠ ઓરડીયો હતી. અને તેથી જરાક નજીક ત્રણ ઓરડા શુશોભિત બનાવેલા હતા તેમાં અમલદારને રેહેવાની સગવડ હતી, મધ્ય ભાગમાં સ્વચ્છ ચોગાન હતું આજુબાજુ લીમડીયોનાં ઉત્તમ વૃક્ષ હતાં મધ્ય ભાગમાં ફુલ બાગ કરેલો હતો, ચારે બાજુ ચાર ફાંનસોના થાંભલા હતા તેથી તેનો પ્રકાશ સઘળી જગોએ પડતો હતો;

આગેવાન અમલદારે પોતાના રેહેવાના જોડે જોડે ત્રણ સુશોભિત ઓરડાના આગળની ઓસરીમાં સુંદિર સેતરંજી બિછાવીને તે ઉપર નવનિતને બેસારી,

આ આગેવાન અમલદાર કોણ હતો તે હવે મારા પ્રિયવાચકને ઓળખાવું છું.

તે જાતે બ્રાહ્મણ હતો; બાલ્યાવસ્થામાંજ તેના માત પિતા રામ શરણ પોચ્યા હતા તેથી તે સ્વેચ્છાચારી થયો; તેને કોઈ સંભાળનાર રહ્યું નહી તેથી સોબત તેવી અસરના રંગઢંગમાં ચઢી ગયો, અનેક પ્રકારના વ્યસનના તોરમાં ચઢી ગયો, જોકે તે ઉત્તમ દેહ પામ્યા છતાં બ્રાહ્મણ જાતીમાં હતો પણ તે અર્ધ દગ્ધ ભણેલો હતો તેથી આપણો ધર્મ શો છે તેનું રહસ્ય તે સમઝયો નહોતો; તે બાદ કોઇ પાદરીનો બોધ પામ્યા એટલે ક્રિશ્ચીયન થયા; પછી ટોપી અને પાટલુન પેહેરવા લાગ્યા, તે તરફની લાગવગને લીધે તેને પોલીસ અમલદારની જગો મળી હતી; તે ક્રીશ્ચિયન થયો ત્યાર પછી તેને વાર્ણ વર્ણનો જાતી ભેદ રહ્યો નહોતો અભક્ષા ભક્ષનો વિવેક રહ્યો નહોતો તેને લાયક સ્ત્રી મળી નહોતી, તેથી તેની વૃતિ જુવાનીના તોરમાં વ્યભિચારમાંજ રમણ થઇ રહેલી હતી; આજે રૂપ લાવણ્યવતિ નવલ વનિતા આવીને સપડાઈ છે એથી તેના અંતઃકરણમાં આનંદનો પાર રહ્યો નહોતો, સેંકડો કુટિલ વનિતાઓથી તેણે મિથ્યા પ્યાર લાલચ બતાવીને વ્યભિચાર કર્યો હતો કે જેમાં તેને કંઇજ પ્રયત્ન કરવો પડયો નહોતો તેથી આજે પણ તેણે પોતાના મનમાં જે મનોરથ ધર્યો હતો તે પાર પાડવામાં કંઈજ હરકત નથી એમ ધારી લીધું હતું.

આ વખતે રાત્રીના આઠ વાગ્યા હતા, આ વખતે નિર્દોષ નવનિત આગેવાન અમલદારના ત્રણ ઓરડાની બાહેરની ઓસરીમાં સેતરંજ ઉપર ભીતને ઓઠીંગણુ દઇને નિરાશ્રિત ગરીબ બનિ ગએલી બેસી રહી હતી,—અને બીજી તરફ આગેવાન અમલદાર પોતાના સુશોભીત ઓરડામાં પોશાક ઉતારી સ્વસ્થ થઇને ખુરશી ઉપર મોટા ગોળાર્ધ ટેબળ આગળ બેઠો હતો;

પરંતુ પ્રિય વાંચનાર મિત્રો ! તે શીયળવ્રતને સાચવનારી નવનિતને સારી પેઠે તમે ઓળખો છો; કેમકે તે નવનિત પેલા પોલીશ અમલદારને હલકામાં હલકો કેવળ અણું તુલ્ય ગણુતી હતી;

નવનિત ઘણી બુદ્ધિશાળી હતી, તે પોલીસ અમલદારનાં વિકારી નેત્ર તથા તેની દરેક વખતે નિકળતી વાણી વિલાસને જાણી ગઇ હતી; જેવી રીતે દારૂ દુર્ગંધ આપીને પોતાનો સ્વભાવ જણાવી આપે છે; જેવી રીતે લસણુ છુપાવ્યું છુપ્યું રહેતું નથી. જેવી રીતે હીંગનો વઘાર ઢાંકયો રહેતો નથી; જેવી રીતે ગર્ધવનો નાદ તુરતજ ઓળખવામાં આવે છે તેવી રીતે તે પોલીસ અમલદારની બાહ્યકૃતિ તથા હીલચાલને નવનિત જાણી ગઇ હતી;

ઉંડા કપટી પુરૂષો ઉપરનો દેખાવ સભ્યતાનો બતાવે તોપણુ કુદરતિ તેઓની જે હિલચાલ થાય છે તે ઉપરથી બુદ્ધિવાન પુરૂષો તુરતજ તુલ્યના કરી દે છે;

તે પ્રમાણે નવનિતે આ પોલીસ અમલદારને તેના વાણીવિલાસ ઉપરથીજ જાણી લીધો હતો તોપણુ તેના તાબાના બીજા નોકર વર્ગ વિગરે છે એમ જાણીને તે નવનિતના હ્રદયમાંથી ભય જતો રહ્યો હતો; તોપણુ તે સંકલ્પ વિકલ્પના ભ્રમણ ચક્રમાં ચઢેલી નવનિત વારંવાર એમજ ધારતી હતી કે અહીયાં, પરમેશ્વર મારી રક્ષા કરે તો ઘણું સારૂ; એ પ્રમાણે વિચારમાં લીન થએલી નવનિત હેડ ક્વાર્ટરની ઓસરીમાં સ્તબ્ધ થઇ બેઠેલી છે.

આ તરફ પોતાની ખાંનગી ઓરડીમાં બેઠે બેઠે પોલીસ અમલદાર બ્રાન્ડીનું એક પેંન્ટ ખાલી કરીને તથા તે ઉપર બે ત્રણુ ચિરૂટ ફુંકીને તૈયાર થએલો તથા મદમત્ત થએલો ઓસરીમાં જ્યાં નવનીત

બેઠી હતી ત્યાં આવ્યો, અને લેહેરમાં મસ્ત થએલો નવનિતને પુછવા લાગ્યો; કે તમારૂ નામ શું છે !

નવનીતે કહ્યું કે–મારૂ નામ નવનીત છે;

અમલદાર બોલ્યો,–વાહ વાહ ! મારા જાણવા પ્રમાણે નવનિત તે તો નવનિતજ ) નવનિતને, માંખણ પણ કહે છે; માંખણમાં જે ગુણ રહ્યા છે તે ગુણ તમારા ધર્મ શાસ્ત્રમાં ઇતિહાસ દ્વારાએ શ્રીમદ્ ભગવત કહેવાય છે તેમાં નવનિતનું શેવન કરનાર શ્રી કૃષ્ણ ભગવાનજ હતા, તે નવનિતના શેવનથી સોળહજાર સ્ત્રિયોની સાથે સરખી રીતે પ્રેમ રાખનાર શ્રી કૃષ્ણ ભગવાન સામર્થ્ય થયા હતા;–હે નવનિત ! તો પછી તમારા પરિચયથી આ શેવક કઈ બાબતમાં સામર્થ્યતા પ્રાપ્ત ન કરી શકે ! વાહ વાહ. નવનીત તે તો નવનિતજ; તમારૂં નામ તો ઠીક છે; નામ પ્રમાણે ગુણ પણ તેવાજ જોઇએ–એ પ્રમાણે કહીને જરાકવાર થંભ્યો;

નવનિત બોલી—ભાઇ ! અહીયાંજ ઠીક છે; તમારા પેહેરેગીર આ મેદાનમાં આંટા માર્યા કરે છે અને હું આખી રાત્ર જાગ્રણ કરતી અહીયાંજ બેશી રહીશ;

તરૂણ અમલદાર દારૂના નિશાથી લાલ નેત્ર વાળો પ્રેમ અંકુર બતાવતો વિનયથી બોલ્યો;–ના, ના, મારા સમ, અંદર આવો અહિયાં કંઇ ખુરશીની ખોટ નથી, અંદર આવવાથી તમને કોઇ પ્રકારનો ભય નથી; તમે લાયક છો માટેજ હું તમને આગ્રહ કરૂછુ તમે કોઈ પ્રકારની શંકા લાવશો નહી;

તરૂણ અમલદારનો આગ્રહ તથા બાહેર પેરેગીર લોકો ફરતા હતા તેથી નવનિત તે ખુલ્લા ઓરડામાં એક ખુરશી ઉપર બેઠી. તે વખતે ટેબલ ઉપર સીસો અને ગ્લાસ જોઇને ભડકી, પછી વિચાર કરીને બોલી કે અરે ભાઈ ! આ શું છે !

તરૂણ આગેવાન જુવાન બોલ્યો–એ તો રીફ્રેશમેન્ટની દવા છે;

નવનિત–શું દારૂ છે કે !

હા, પણ બહુ જ ઉંચી જાતનો ઈંગ્રેજી દારૂ છે. એમ કહી સીસાનું બુચ ઉઘાડી એક ગ્લાસ મોહો સુધી ભરીને નવનિતની સાહામે ધર્યો, અને પોતે વદયા કે આ બહુ જ સુપિરિયર પ્લેઝન્ટ

વાઇન છે; આપને થએલો શ્રમ પળવારમાં ઉતરી જશે; અને તબિયત બહાલ થશે;

ભાઇ! તમે પણ શું આ ફંદમાં ફસાયલા છો કે! એના જેવી દુરાચારમાં ફસાવનારી ભ્રષ્ટ વસ્તુ એક પણ નથી, તમે શું ફાયદો જોઈ એનો સ્વિકાર કર્યો છે! ઘણા લોકો એમાં પાયમાલ થઇ ગયા અને પાયમાલ થતા આપની દૃષ્ટિએ આપણે જોઇએ છિએ, મનુષ્યને દારૂ એ એક કટ્ટો શત્રુ છે; મોઢે મીઠું મીઠું બોલી પાછળથી જેમ શત્રુ સંહાર કરે છે તેવી રીતે દારૂ પણ પ્રથમ અલ્પકાળ આનંદ આપી પાછળથી તેનો સંહાર કરે છે; માટે ભાઇ! માહારી સલાહ તો તમારા પ્રત્યે એટલી જ છે કે તમારે તેનો ત્યાગ કરવો જોઇએ,

જુવાન બોલ્યો;—હે નવનિત! હું બીજાની માફક શુધબુધ ભુલી જાઉં એવો નથી. તેમજ તબિયતને નુકશાન કરે તેટલો હું પીતો જ નથી,

ભાઇ! ગમે તેટલું અને ગમે તેવું પણ વિષ તે વિષ જ; વળી તમામ અનિતિ દુરાચારનું પ્રસુતિસ્થાન છે;

જુવાન અમલદાર બોલ્યો—મારા સમ, ત્યારે તમે લિટલ કવોંટિટિ ( જરા ) પણ નહિ લ્યો કે! જુવો તો ખરાં! એક વખત જરા લેશો કે તબિયત દુરસ્ત થઈ જશે; એક વખત ટેઇશ કરો અને પછી તે વિષય ઉપર જે ભાષણ કરવું હોય તે કરજો;

એ વિષય સંબંધી હવે ફરીવાર વાત મારી સામે કરતા નહી. હું એ વસ્તુને ધિક્કારૂં છું, તો પછી તેના ગ્રહણ કરનારને કેમ ન ધિક્કારૂ! એમ કહિને નવનિત બાહેર ઓસરીમાં બેઠી;

પોલીસ અમલદારે બીજો બોટલ પણ ખાલી કર્યો, દારૂના નિશામાં ચકચુર થએલો લથડીયાં ખાતો અને તુટક શબ્દે ભાષણ કરવા લાગ્યો;

ન અઅ અ વ વ ની ત બા આ...યુ યુ માય ડીયર ડમીંગ...

નવનિત ગુસ્સે થઈ—અરે દુષ્ટ તુ આ શું બકે છે! મારો પ્રાંણ જતાં પણ તું મારૂ તન ભ્રષ્ટ કરવા શું તું સમર્થ છે કે! દુષ્ટ લંપટ! નીચ! તું શું બકે છે! એમ કહેતાંજ તે ઉભી થઇ ગઈ; તેનાં નેત્ર લાલચોળ થઇ ગયાં, અને મોહોમાંથી અગ્નિ જ્વા-

ળા નીકળતી હોય તેવાં દીસવા લાગ્યાં; ફીકા પડેલા મુખપર રતાશ જણાઈ ચઢી ગએલાં ભમર પોતાનું સ્થાન છોડી ધનુષરૂપે ઉંચે ચઢી ગયાં, અંગ કંપવા લાગ્યું; અને મહાવિકાળ જેવી કાલિકા હોય તેવી નવનિત દીસવા લાગી, તે ઓસરીમાં બેઠી હતી. છતાં તુરતજ ઉભી થઈ. પોતાની પાસે છેક નજીક આવેલા તરૂણ જુવાન અમલદારને જોરથી ધક્કો માર્યો કે જેથી તે અડબડિયું ખાઈને ઓસરીના થાંભલાને અથડાઈને ઓટલા ઉપરથી ગડબડિ પડયો. આ વખતે રજપુત સિસોદીયા જાતના બે શીપાઈ પેહેરો ભરતા હતા. તે સીપાઈ પેલા ઉપરી તરૂણ જુવાન અમલદારના દુરાચરણને લીધે કેવળ નારાજ હતા, અને તેમાં પણ અબળા ઉપર તેની કુદ્રષ્ટિ થએલી જોઈને છેક કંટાળી નારાજ થયા હતા નવનિતે પેલા અમલદારને ધક્કો માર્યો જેથી તે જમીન ઉપર ગડબડી પડયો. એટલે લાગ જોઈને ત્યાંથી નવનિત સરીયામ માર્ગે તરફ દોટ મુકીને સટકી ગઈ.

એટલામાં એક ઉંટ ઉપર બે માણસો ઘણા જોસભેર આવતા, આ તરૂણ વનિતાને જોતાંજ તે ઉંટ ઉપરથી સત્વર એક પુરૂષ હેઠળ ઉતરી પડયો, ઉંટને ઝીકારીને હેઠળ બેસાર્યું;

ખુંઝામાંથી મીણ બત્તીનો કકડો કાઢીને દીવાસળીથી દીપકનો પ્રકાશ કર્યો, ભયથી વ્યાકુળ થએલી તરૂણ વનિતાને જોતાં જ તેને અભય વચન કહેવા લાગ્યો કે બાઈ! બાઈ! તું ભય પામતી નહી; અમે તારા રક્ષણ માટે જ અહિયાં આવ્યા છીએ. તું આ ભયંકર જંગલમાં અંધારામાં ખાડા ટેકરામાં જતી નહી, તું છેક અધિરી થઈ ગઈ છે. જ્યારે માથા ઉપર આફત આવે છે ત્યારે જ તે દુઃખના અનુભવની વાત તે દુઃખ પામનાર જ જાણે છે.

નવનિતે ઉંટ ઉપરથી ઉતરેલા બે કદાવર માણસ પ્રત્યે બોલી કે બાઈ! તમે કોણ છો! હું તમને ઓળખતી નથી;

જુવાન બોલ્યો, ઓ બાઈ! ઓ બાઈ! "તમે ફકર ચંતા રાખો માં, નવલપુરનો રાજપુતર વનોદ ચંદર સે એણે તમોને બહેન કહીને બોલાવ્યાંસે એટલે એ તમારા ઉપર ઘણો પરમ ભાવ રાખેસે, વળી હું ઇમની પાહે ઘણાદીથી ભરૂસાનો માણસ છું.તમે એકદમ જણાયાં નહી એથી કરીને તમારો બાપ રટણચંદ અને તમારી મા પરવતી બા શુન મુન થઈ જ્યાં છે; વળી હજી લગણ

રોટલો કે દાળ પણ ખાતાં નથી, વળી તમોને ખોળવાને હારૂ ચોગરદમ ઘણા માણુહો મોકલ્યાંસે, અને વળી વીનોદચંદર કુવરજીએ તો મારા જેવા ઘણા માણુહ મોકલ્યાંસે. વળી હું વિનોદ ચંદરની મુછનો વાળ છું.

એક દુઃખ અને બીજું હસવું એ પ્રમાણે આ નવિન માણુસની વાણી સાંભળીને નવનિતને હસવું શરૂ થયું અને બોલી કે હે ભાઈ! વિનોદચંદ્ર જેવા વિદ્વાન કુમાર પાસે તમે આહાવા ગાંમડીયા જેવા અને વિચીત્ર ભાષણ કરનાર શી રીતે રહી શકયા છો;

જુવાન બોલ્યો, અમારી પાસે એલફેલ ટેલ બોલવાની વદ્યા નથી. અમારામાં તલવાર બાહાદુરીનો ગુણ જોઈને રાજકુંવર ખુશી થાય છે. વળી એ કુંવર સુરા માણુસને જ બહુ ચાહેસે.

આ પ્રમાણે તે નવિન આવેલા જુવાને દાખલા દલીલ સાથે વાત કરી તેથી નવનિતને આનંદ થયો; તેના મનમાં જે ભયે પ્રવેશ કર્યો હતો તે ભય વાદળાંની માફક ખસવા લાગ્યો; તુરત જ નિર્ભય થઈ;

એટલામાં તો હાથમાં લાકડાનો કાળો ડંડો પકડીને પેલો દારૂથી મદમત્ત થએલો જુવાન વિષયાશકત થએલો ત્યાં આવી પોહોચ્યો; એટલે તેણે ઉંટની પાસે હથિયાર બંધ કદાવર અને બળવાન બે માણુસોને દીઠા; જો કે તે બે માણુસો હતા તોપણ પેલો નવનિતની પાસે ઉભો રહીને લથડતો લથડતો જઈ પોહોચ્યો અને કહેવા લાગ્યો કે પ્યારી ! આ બેવકુફ માણુસો મારા હેડ કવોર્ટરમાં આવ્યા છે તેઓને હમણાંજ હું કેદ કરૂં છું; હું અમલદાર છું; રાત્રીની વખતે હથિયાર બંધ આવેલા માણસોને રોકવાનો મારો અધિકાર છે. તમે એકલાં જંગલમાં જાઓ છો માટે તમને પણ રોકવાનો મારો અધિકાર છે; એમ બોલતો બોલતો ઉંટ પાસે ઉભેલા બન્ને જુવાન પૈકી એક કદાવર જુવાનનું ઝડપથી કાંડુ પકડીને હેડ કવાર્ટર તરફ ખેંચી જવાને પ્રયત્ન કરવા લાગ્યો;

આ વખતે પેલા નવિન આવેલા બાહાદુર જુવાને કમરમાંથી કટાર કાઢીને પેલા અમલદારના પેટમાં ખોશી દીધી તેથી તે ક્ષણ વારમાં ઓ માય ગોડ કહીને તરફડીયાં મારતો જમીન ઉપર પડીને રામ શરણ પોહોચ્યો; અને તુરત જ નવનિતને ઉંટ ઉપર

બેસારી દીધી અને તે શસ્ત્રધારી નવિન જુવાન ઉંટ હાંકવા સારૂ આગળ બેસી ગયો, તેની સાથે જે બીજો જુવાન હતો તે નોકર હતો. આ વખતે ઉંટની સાથે અતિ સત્વરથી રાત્રે ચાલવા લાગ્યો;

હેડ કવાર્ટરથી એક ખેતરવા છેટે આ બનાવ બન્યો હતો, તેથી હેડ કવાર્ટરમાં બંધુક લઇને પેહેરા માટે ફરનાર રજપુત સિપાહિયોના જાણવામાં બિલકુલ આવ્યું નહિ કે આપણા અમલદાર મરાયો છે. તેઓ તો એમ જ માત્ર જાણતા હતા કે દારૂના નિશામાં મસ્ત થએલો પેલી બિચારી બાઇની પાછળ ગયો છે તે હમણાંજ તેને પકડીને પાછો આવશે, તેમજ તેઓ આ અમલદારના અધમ કાર્ય ઉપર નારાજ હતા તેથી તેની સાથે કોઈ ગયું નહોતું;

પણ જ્યારે સુર્ય ઉદય થયો ત્યારે તે અમલદારનું મડદુ જણાયું હતું શિપાહિયોએ યોગ્ય અમલદાર તરફ જાહેરાત આપી; રાત્રીએ ઉંટ ઉપર બેશીને કોણ આવ્યું હતું ! તથા નવનિતનું હરણ કરી ક્યાં ગયા ! એ બાબતનો તપાસ તેઓએ કરવો જારી રાખ્યો.



# પ્રકરણ ૬ ઠું.



ત્નચંદ શેઠની સાથે લક્ષ્મિચંદ શેઠની ગાઢી પ્રીતી હતી; છતાં સરસ્વતિ જે કે ઉન્મતની સ્ત્રી થાય, તેના કહેવાથી નવનીતની જે સ્થિતિ થઇ તે જાણીને રત્નચંદને પગથી તે મસ્તક સુધી ક્રોધાગ્ની લાગ્યો હતો; તુરતજ રત્નચંદે એક ચીઠી લખીને લક્ષ્મીચંદને પોતાના અવાસે બોલાવ્યો; સમગ્ર હકીકત ઉન્મતના દુરાચરણથી જે બનાવ બનેલાની કહી દીધી;

ઉન્મતની કુટિલતા માટે લક્ષ્મીચંદ બહુ ગભરાયો જમીન ઉપર નીચુ માથુ કરી જોવા લાગ્યો, હ્રદય ગભરાવા લાગ્યું; અનિયમિત શ્વાસ ચાલવા લાગ્યો, શરીર ઉપર જાણે શ્રમ થયો હોય તેવી રીતે પરસ્વેદનાં બિંદુ ટપકવા લાગ્યાં; નેત્રમાંથી આંસુ ટપકવા લાગ્યાં; વારંવાર નિરાશાએ તેના શરીરના રંગને ઝાંખુ કરવા માંડ્યું,—નવનિતના વિયોગથી રત્નચંદની જે સ્થિતિ થઈ છે તેવીજ સ્થિતિ થઈ ગઈ; પોતાના કુટિલ પુત્ર ઉન્મતથીજ મારા મિત્રની પુત્રી ઉપર આપ્ત આવી પડી એવું સમઝીને લક્ષ્મીચંદ ઘણુંજ લેવાઇ ગયો; આ જીવન કરતાં મૃત્યુ સારૂં એમ મનમાં પસ્તાવા લાગ્યો. રત્નચંદે જે વચન કહ્યાં તે સાંભળીને ઘણી વાર સ્તબ્ધ બનિ ગયો પછી નીચુ મુખ કરીને બોલ્યો કે—પ્રિય ભાઈ! તે નઠોર ઉન્મતને મ્હેં તેના બાળપણમાંથીજ સ્વતંત્રતા આપી એજ મ્હારી ભુલ થઇ છે; તેવી દુઃખદાયક સંતતી કરતાં પરમેશ્વરે મને વાંઝીયો રાખ્યો હોત તો ઘણું જ સારૂં હતું; અત્યારે મારૂં હ્રદય બહુજ ધડકે છે; તમારી પુત્રી એ તો મારીજ પુત્રિ છે, તમારા કરતાં અત્યારે આ વાત જાણીને ઘણોજ ખેદ થાય છે; જીવવા કરતાં મર્ણુ સારૂં એમ હું માની બેઠો છું; તે છોકરાનું મુખ પણ જોવું નહીં; અરે હાય! મારા પેટે આહાવો અધમ પુત્ર શા માટે પ્રગટ થયો! પ્રિય મિત્ર! આટલો દાવાનળ અગ્નિ સળગ્યામાં પાણીના છંટકાવરૂપ સુપાત્ર જળ તુલ્ય ઉન્મતની વહુ સરસ્વતિને ધન્યવાદ આપું છું; તેંણીએ નવનિતનો ઉત્તમ રીતે ધર્મ સાચવ્યો હતો, વળી તેને સહીસલામતથી પોહોચાડવાને પ્રયત્ન કર્યો, ગાડીમાં બેસાડીને મોકલી.

એ અતિ ઉત્તમ કામ કર્યું પણ સોબત તેવી અસર, એમ કહેવત પ્રમાણે ઉન્મતનો ગાડીવાન લાલચુ અને લંપટ હોવાથી બીજે રસ્તે ચાલ્યો ગયો છે; શિવ શિવ શિવ શિવ, બાવીબળ આગળ કોઈની તતબીર ચાલી શકતી નથી; જ્યારે વાંકી તકદીર હોય છે ત્યારે તતબીર પણ ન થાય છે; હે ભાઈ! હવે હું તે દુષ્ટ છોકરાને બંધનમાંજ રાખવાનો છું. જેવી રીતે કેદીને રાખે છે. તેવી રીતે રાખીને પાંજરે બંધ કરી નાંખીશ, લાંબા કાળ સુધી કોઇનો પણ તેની સાથે સંસર્ગ થવા દેવાનો નથી પરમેશ્વર કરે અને નવનિતનો પત્તો લાગે તો ઘણું સારૂં.

આ પ્રમાણે વાત કરીને લક્ષ્મીચંદ શેઠ ક્રોધાવેશમાં પોતાને ઘેર ચાલ્યો ગયો;

રત્નચંદ જેવા લાયક માણસની દીકરી નવનિતને ફરેબ દઈ લક્ષ્મીચંદના પુત્રે બોલાવી હતી અને તેનો બચાવ ઉન્મતની પવિત્ર વહુ સરસ્વતિયે કર્યો છતાં ઉન્મતનો ગાડીવાન તેને કંઇક લઈ ગયો છે તે હજુ સુધી આવ્યો નથી એવી વાત નવલપુર નગરમાં ઘેર ઘેર અને ચૌટે ચકલે ચરચાવા લાગી; એમ કરતાં કરતાં મહિનો થયો બે મહિના થયા તોપણ નવનિતનો પત્તો લાગતો નથી એમ સિદ્ધ થઇ ગયું, દરબાર તરફથી તથા રત્નચંદ તરફથી છુટેલા પ્યાદલ અને સ્વાર લોકો ઘણે દુર દુર દેશાવર જઇને પાછા આવ્યા યદ્યપિ નવનિત કોઇજ પણ જગોએ દ્રષ્ટીએ પડી નહી; જ્યારે આમ થયું ત્યારે રત્નચંદે નવનિતની હયાતિ માટે આશા છોડી દીધી; પોલીસની તપાસમાં એટલું જણાઇ આવ્યું કે હેડ કવોર્ટરનો અમલદાર એક ઉંટવાળા જબરદસ્ત હથિયારબંધ માણસથી મરાયો હતો તેમજ જે બગીમાં નવનિત બેઠેલી હતી તે બગી ઉન્મતની હતી, તે બગી હાંકનાર ગાડીવાન નાશી ગએલો જણાયો; નવનિત નામની સ્ત્રી હેડકવાર્ટરમાં આવી હતી. તેને બીજા દીવશે રાત્રી સમયે ઉંટવાળો લઈ ગયો હતો એજ ઉંટવાળાએ પોલીશ અમલદારનું ખુન કર્યું હતું;

એ ઉંટવાળો કોણ! કયાં ગયો! એ બાબતની તપાસમાં કંઈ જ જણાયું નહિ; તેમ છતાં એ હકીકત બની ગયે બે ત્રણ માસ વીતી જવા આવ્યા તોપણ કોઇ ખબર જણાઈ નહી; તેથી નવનિ-

તની હયાતિ માટે રત્નચંદે આશા મુકી દીધી હતી કેમકે નવનિતના અંગ ઉપર કીમતી ઝવાહીરના અલંકાર હતા; ઉંટવાળો કોઇ ધાડ પાડનારો કે ચોર હોવો જોઇએ, તેણે કીમતી દાગીના હાથ કરવાની લાલચે નવનિતને ઠેર કરીને તથા તેની લાશ હાથમાં આવે નહી એવી યુકિત રચિને નાશી જવો જોઇએ; આ પ્રમાણે રત્નચંદના મનમાં દ્રઢ વીચાર થયો હતો, નવલપુરમાં તમામ માણુસોના હ્રદયમાં પણ એ જ પ્રમાણે અનુમાન થતો હતો;

રત્નચંદ કોટયાધિપતિ હતો, તેના ત્રીસ પાંત્રીસ બંગલા ગગન ચુંબિત હતા તેમાં કેટલાક દેશાવરમાં રહેનારા વ્યાપાર અર્થે આવેલા ભાડે રહેતા હતા, દેશ પરદેશમાં રત્નચંદનો વ્યાપાર ચાલતો હતો. સેંકડો ગુમાસ્તાઓ તાબામાં હતા. તેમાં મુખ્ય મુન્યમ ઘણોજ પ્રમાંણીક અને વૃદ્ધ ઉદયચંદ્ર કરીને હતો તેને સઘળા વહિવટની કુંચી સોંપીને તથા તે ઉપર દેખરેખ રાખવા પોતાના સાળાને રાખીને સૃષ્ટિ સૌદર્ય નિહાળવાને જવા માટે રત્નચંદે નિર્ણય કર્યો,

પોતાની એકની એક પુત્રી ધુમ થઈ ગઇ તેથી રત્નચંદને અને પાર્વતીને એકાએક વિરાગ ઉત્પન્ન થયો હતો; જે દ્રવ્યનો સંચય પોતે કર્યો હતો તે દ્રવ્યનો વિવેકદ્વારાએ માહારી નવનિત ઉપયોગ કરશે તથા તેની સંતતી કેળવણીએ પામેલી છતાં દ્રવ્ય યોગે ઉત્તમ કિર્તિ મેળવશે, માહારૂ નામ દુનિયામાં અમર રાખશે, માહારા કર્તવ્ય કર્મના મુળને વારંવાર ઉત્તમ જળનું સિંચન કરશે, આ પ્રમાણે જે તેના મનમાં આશા બંધાઈ હતી તે આશા પવન વેગથી જેમ વાદળ વિખેરાય છે તેમ વિખેરાઈ ગઇ; તેથી નિરાશ થએલો રત્નચંદ બ્રહ્મસત્ય અને જગત્ મિથ્યા સમઝીને તથા જે વસ્તુ છે તે અનિત્ય છે એમ દ્રઢ કરીને સૃષ્ટિ સૌદર્ય જોવાને માટે પોતાની પત્નીને લેઇને તથા સાથે ગાડી ઘોડા માણુસો વીગેરે સાધન લઇને અને નવલપુર નગરના રાજાને તથા રાજપુત્ર વિનોદચંદ્રની ભેટ લઇને એક વરસ પછી આવવાને વાયદે નિકળી ચુકયો.

વિનોદપુરના રાજાએ રત્નચંદને માટે દેશ દેશાન્તરના દેશી રાજાઓ ઉપર ભલામણુના પત્ર લખી આપ્યા; રાજપુત્ર વિનોદચંદ્રે રત્નચંદને ધૈર્યતા આપી, અને જરૂર પડે હું પણ મળી શકીશ એમ

માર્મિક વચન બોલ્યો; વિનોદચંદ્ર ઘણો બુદ્ધિવાન અને દિર્ઘ દ્રષ્ટી કરનારો હતો, તેથી તેના મનમાં જે લાગણી નવનિતને માટે મમત્તા ભરેલી તથા ભ્રાતૃભાવની નિખાલસ વૃતિએ કરીને હતી તે લાગણી પ્રમાંણે પોતાની ફરજ બજાવવાને અભિલાશા પોતાની નહિ જણાવતાં થોડુંક જ બોલીને ચુપ રહ્યો હતો, પણ પ્રપંચ જાળને જાણવાની તેનામાં અગાધ શક્તિ હતી, વિનોદચંદ્ર રાજપુત્ર રત્નચંદ્રને ધીરજ આપીને વીદેક કર્યો; પોતાના માણસો સાથે રત્નચંદ પ્રદેશ જવાની નીકળયો.



# પ્રકરણ ૭ મું.

## ત્રીજું ટીખળ.

## નવનિત અને પ્રમતસીંહ.



પેલા ઉંટ ઉપર બેઠેલા જુવાને નવનિતને ઉંટ ઉપર બેસારીને રાત્રીના નવ વાગ્યાના સુમારે તડામાર કરતો રસ્તો કાપવા લાગ્યો; આ વખતે નવનિતને આનંદનો પાર રહ્યો નહોતો; હવે હું મારાં માત પિતાને પ્રાતઃકાળમાં જરૂર મળીશ, મારા વિના ટળવળતા માત પિતાને શાંન્ત કરીશ, મારી બેહેનપણી સાગરીકા સાથે વિનોદયુકત વાત કરીશ; આ પ્રમાણે મનોર્થ ચક્ર ઉપર ચઢેલી નવનિત મોટી આશાના આવેશમાં આનંદનો લાભ લઈ રહી હતી.

જેમ જેમ રસ્તો કપાતો હતો તેમ તેમ વિકટ જંગલ, ઝાડી ડુંગર ટેકરા વીગરેનો દેખાવ નજરે પડયો; પણ નવનિત રસ્તાની કેવળ અજાણી હતી તેથી તેને કોઇ રીતની શંકા આવી નહી. જેમ જેમ ઉંટ જલદી ચાલતું હતું તેમ તેમ ઉંટની સાથે બીજો માણસ હતો તે પણ સત્વરથી રસ્તો કાપતો હતો. પ્રાતઃકાળ થતામાં તો આ માણસે ત્રીસ કોસ રસ્તો વટાવી નાંખ્યો. ભાનુ દેવે પૂર્વ દિશાના આકાશને પ્રકાશ આપવા માંડયો રસ્તામાં રાત્રીની વખતે જે વૃક્ષ ભયંકર દેખાતાં હતાં તે વૃક્ષ આ વખતે સુશોભિત અને સુંદિર દેખાવા લાગ્યાં, જે રમણીય અરણ્ય નવનિતના જોવામાં કદિ પણ આવ્યું નહતું તે અરણ્ય આ પ્રસંગે જોવામાં આવ્યું; વૃક્ષ ઉપર આખી રાત્ર બેશી રહેલાં પક્ષી પૂર્વ દિશા તરફના ઉજવળ ભાસ તરફ જોર ભેર ઉડવા લાગ્યાં; અનેક પ્રકારના પક્ષિયોનો કલરવ થવા લાગ્યો, ધીરે ધીરે ભાનું દેવે પ્રકાશ કર્યો, જાણે સુવર્ણનો મોટો થાળ હોય તે પ્રમાણે બાલ કીરણ સાથે રાતા રંગનો સૂર્ય પૂર્વ દીશાએ દેખાવા લાગ્યો; જ્યારે પ્રકાશ થયો, ત્યારે ઉંટ ઉપર બેઠેલા કદાવર યોદ્ધા ઉપર તેની પીઠ તરફ નવનિતની દ્રષ્ટી ગઇ; પછી નવનિતે પુછ્યુ કે હે ભાઇ! નવલપુર અત્યાર સુધી કેમ

આવતું નથી! તે સાંભળીને પેલા જુવાન યોદ્ધાએ કહ્યું કે, પરમેશ્વર કરશે તો હવે કાંઇ છેટું નથી, તમે પરમેશ્વરનું સમરણ કરો એટલે બસ;

થોડીક વાર થઈ એટલે દુરથી નાનાં નાનાં ઝુપડાં જણાયાં, મોટા મોટા ઉંડાં કોતર અને ઘણા ઉંચા ડુંગરની હાર માલુમ પડી. એક ઝુપડાથી બીજુ ઝુપડુ એકેક ખેતરવા દુર હતું; તે દરેક ઝુપડાની પાછળ મકાઈ અને જવારનું વાવેતર કરવાનાં વાડોલીયાં હતાં. તે એક નાંહાંનું સરખુ ગામ હતું તેમાં સુશોભિત એક મહેલ હતો. તે મહેલ નર્મદા નદીના કિનારા ઉપર છેક ઉંચી ટેકરી ઉપર શોભી રહેલો હતો આ સઘળો દેખાવ જોવામાં આવ્યો. ઉંટ બહુ જ જલદ ચાલનારૂ હતું તેથી પ્રાતઃકાળના નવ વાગ્યાના સુમારે તે ગામમાં પેલા ઉંટવાળાએ પ્રવેશ કર્યો અને જે મહેલ સુશોભિત માત્ર એક જ હતો તે મેહેલના મોટા દરવાજામાં પેલો જુવાન ઉંટને હંકારીને ચાલ્યો ગયો, ઉંટને ઝીકારીને બેસાર્યાં પછી નવનિતને તે ઉપરથી ઉતરવાને કહ્યું, નવનિત તે ઉંટ ઉપરથી મોટા વિચારચક્રમાં પડી ગએલી ઉતરી પડી;

મેહેલના છુટા ભાગમાં ઠાકોર સાહેબ પધાર્યા છે એવું જાણીને તેના કોળી ભીલ નોકરો હાજર થઈ ગયાં, તેઓએ અદબ બજાવીને રામ રામ રામ રામ એમ ઉચ્ચાર કરીને ઠાકોરને નમન કર્યું;

ઠાકોર સાહેબની જોડે કોઈ નવિન સ્વરૂપવાન સ્ત્રી આવી છે એમ જાણી જનાનખાનામાંથી કેટલીક દાશીયો આવી પોહોચી તે દાશીઓએ ઠાકોરનાં વારણાં લીધાં ઠાકોરે દાશીયોને કહ્યું કે આ નવનીત બાઈ આવ્યાં છે તેમને આપણા રંગમહોલમાં લેઈ જાઓ અને આ ઉંટ ઉપર બેશીને થાકી ગયાંસે માટે સારી પેઠે ઉન્હું પાણી કરીને ઇમને ચોળીને નવરાવો અને કોઈ બરામણને બોલાવીને ખાવાનું કરાવો. પછે હું આવુછું.

નવનિત તરફ નજર કરીને તે જુવાન બોલ્યો કે નવનિત બાઇ! આપણે આખી રાતર મુસાફરી કરીએ એથી કરીને થાકી ગયા છીએ અને આ ગામ વચમાં આવ્યું છે તેથી રોટલા ખાઈને પછે નેકળવાનો વચાર કરીશું માટે તમે આ બાઇયો જોડે મહોલમાં હેડયાં જાઓ;

નવનિતે દાશીયોને જોઈ તેથી તેને વિશેષ શંકા આવી નહી તેથી તે દરબાર મહેલમાં દાસી સાથે અંદર ચાલી ગઈ;

પ્રિય વાચકને આ જુવાન યોદ્ધા કોણ છે એ હવે ઓળખાંણુ આપવાનું ધારીએ છીએ, કેમકે આ વાતમાં હેડકવાર્ટર તરફ આ માણુસ અનાયાસ શી રીતે આવી શકયો! તે કોણ હોવો જોઇએ! તેમજ નવનીતને નવલપુરમાં નહિ પોહોચાડતાં પોતાને ઘેર શા-માટે લઈ ગયો! નવનિત હેડકવાર્ટરમાં સપડાઈ છે એવી ખબર તે જુવાનને શી રીતે પડી! એ વિગરે શંકાઓ ઉત્પન્ન થતી હશે એટલા માટે હવે તે માણુસને હું ઓળખાવું છું—

આ તરૂણુ યોદ્ધાનું નામ પ્રમત્તસીંહ હતું તે નર્મદા નદીના મુખ-પ્રદેશમાં જ્યાં અત્યંત વિકટ ડુંગર અને ગહનવન ઉપવન છે ત્યાં રહેતો હતો તેના પિતાનું નામ જયમલ હતું—તે જાતે કોળી ઠાકરડો હતો; નવલપુરના રાજાના રાજની હદમાં આ એક ખંડણી ભરનારો હતો તેથી બે ત્રણુ વરસમાં એક વાર જયમલસિંહ નવલપુરમાં આનંદપ્રભ રાજાની સભામાં પ્રમતસિંહ પુત્રને લઇને જતો હતો; નવનિતનું હરણુ થયું તે પેહેલાં ત્રણુ માસ અગાઉ આ જયમલ ઠાકોર નવલપુરના દરબાર ધઢમાં આવ્યો હતો, તે વખતે જયમલની સાથે તેનો પુત્ર પ્રમત પણુ આવ્યો હતો, તે સમયમાં રત્નચંદ શેઠ પોતાની પુત્રી નવનિતને લઈને દરબાર ધઢ સભામાં આવ્યો હતો આ વખતે નવનિતે સજ્જન પુરૂષના કર્તવ્ય બાબત અસરકારક ભાષણુ કર્યું હતું, તે ભાષણુ થઇ રહ્યા પછી રાજ ભક્ત પ્રજાના અંતઃકરણુનો ચિતાર ભાષણુ દ્વારા-એ નવનિતે ઉત્તમ પ્રકારનો ચિતર્યો હતો નવનિતની બોલવાની છટા, તથા તેની લાવણ્યતા જોઇને પ્રમત્તસિંહ ઠાકોરનો પુત્ર હતો તે અભણુ હતો તેથી કેવળ મોહલુબ્ધ થઈ ગયો હતો; તે પોતાના મનમાં એ વખતે વારંવાર વિચાર કરતો હતો કે "આવી અપછરા જેવી બાયડી મને મળે તો હું ચેવો નસીબદાર કહેવાઉં; હે પરભુ! આ બાયડી મને કયારે મળે! એમ વારંવાર વિચાર કરી કરીને નિશ્વાસ નાંખતો હતો જો કે તે શરીરે કદાવર હતો તેનો બાંધો મજબુત અને રાક્ષસ જેવો દ્રઢ હતો તેની વિશાળ છાતી અને તેના પ્રચંડ ભુજદંડ જોવા લાયક હતાં, તેનામાં

બાહુબળ અતુલ હતું તેને જોઇને બીજા યોદ્ધાઓ સાબાશી આપતા હતા, તે મહા શુર હતો પણ તેનામાં વિદ્યાકલા નહોતી તે કેવળ અભણ હતો પણ કાર્ય સાધક અને પ્રપંચી હતો તેનામાં વિદ્યા થોડી હતી પણ ધાર્યું કામ પાર પાડવાને સાહસ કર્મ કરવામાં પાછી પાંહાંની કરે તેવો નહોતો એવો પ્રમત્તસિંહ તે સમયે નવનિતનું હરણ કરવાને ઇચ્છાવાળો થઇ રહ્યો હતો;

તે રાજસભામાં નવનીતને જોઇને જ્યારે પોતાને ગામ ચંદનપુર નગરમાં આવ્યો ત્યાર પછી તે રાત્ર દિવસ નવનિતની મુર્તિ અંતઃકરણમાં ધાર્યા કરતો હતો પ્રમતસિંહને જયમલ ઠાકોરે બચપણમાંથીજ સ્વતંત્રતા આપી હતી, કેમકે એકજ પુત્ર હતો તેને લાડથી ખુબ ચઢાવ્યો હતો તેની ત્રીસ વરસની અત્યારે ઉમ્મર થએલી હતી, છતાં જયમલે આજુબાજુના પોતાના બરોબરીયા ઠકરાતમાંથી ત્રણ સ્ત્રીયો પરણાવી હતી, કોળી ઠાકરડા ઠાકોરની જેવી સ્થિતિ હતી તે સ્થિતિ અનુસાર સ્ત્રીયોને પણ કેળવણી હતી;અર્થાત સ્ત્રીયો અભણ હતી; તેમજ પ્રમત્તસિંહજી પણ અભણ હતા જેથી તેમની જોડમાં વિશેષ ખાંમી આવવા જેવું નહોતું તોપણ મનની ઇચ્છા જ્યારે પ્રબળ થાય છે ત્યારે જાંબુના રંગને પણ માત પમાડનારા સિદી બચ્ચા કોઇ બાદશાહની શાહજાદી સાથે લગ્ન કરવાની ઇચ્છા રાખે છે તે પણ ઇચ્છા રેતમાં પાયો ચણવા જેવીજ હોય છે; સમાન બુદ્ધિ તથા સમાન વિચાર અને સમાન વર્તણુંક વિદ્યા વિના એક બીજા સાથે પ્રેમ જોડાતો નથી; દુધમાં ક્ષાર કે ખટાઇ નાંખવાથી દુધ બગડ્યા વિના રહેતું નથી; એજ પ્રમાણે ગામ ગરાસનો અધિકારી સત્તાને પ્રાપ્ત થએલો વિદ્યા વિહિન પ્રમત્ત સરસ્વતિ તુલ્ય વાગ્વિલાસ ધારા વહન કરનારી નવનિતને વરવાની ઇચ્છા રાખતો હતો અગર હરણ કરીને તો જરૂર લઇજ જવી એમ તેના મનમાં નિશ્ચય થયું હતું.

કાકતાળી ન્યાય પ્રમાણે આ વખતે યોગ અચાનક બનિ આવ્યો, પ્રમત્તસિંહે પોતાના પિતાને યાત્રા કરવા સારૂ નિમિત્ત બતાવીને ઉંટ ઉપર બેશી એક માણસને લઇને બાહેર નીકળી પડ્યો હતો;ચંદનપુર નગરથી નવલપુર પાંત્રીસ કોસ દુર હતું

યાત્રા તો બાજુએ રહી પણ પ્રમત્તભાઇ તો નવલપુર નગર આશપાશ અરણ્યમાં ટેકરા ટેકરીમાં અને ગાઢા જંગલમાં રેહેવા લાગ્યા; દિવશે શિકાર નિમિત્ત આમતેમ જંગલમાં ફરીને ગુપ્ત સંકેત સ્થાનમાં રેહેવા લાગ્યા વખતે બની આવે તો નવલપુરમાં પણ સાધારણ દરેશ પેહેરીને આંટા મારી જતો હતો; નવલપુર નગર બાહેર કેટલાંક મંદિરમાં પણ જતો હતો એમ કરવાનો હેતુ એ હતો કે નવનિત દર્શણ કરવા સારૂ બાહેર નીકળતી હોય તો તે પણ જોવામાં આવે;

જે દિવશે ઉન્મતના ગાડીવાન સાથે સરસ્વતિએ પાછલી રાત્રીએ પરોઢીએ કંઇક અંધારામાં નવનિતને ઘેર જાપતાથી પોહોચાડવાને બગી તૈયાર કરાવીને મોકલી તે વખતે ગાડીવાન દારૂના નિશામાં નવનિત ઉપર લલચાઇને નગર બાહેર અરણ્યના રસ્તે બગી હાકી ચાલ્યો હતો આખરે જ્યાં તે સ્થંભ્યો હતો તે સ્થળથી નજીકજ પ્રમતસિહંનું છુપુ રેહેઠાણ હતું; તે વખતે સાયંકાળની શરૂવાત હતી બગિમાં બેઠેલી નવનિતને છુપી રીતે પ્રમત્તે જોઈ હતી તેથી હવે આ બગી કયાં જાય છે, તથા આ ગાડીવાન શું કરે છે ! એ વિગરે તમાસો જોવાને અને પોતાનો લાગ મેળવવાને પ્રમત્ત તયારીમાંજ હતો પણ અનાયાસ થાંણામાંથી બે ત્રણ સ્વાર સાથે પેલો દારૂ પીનાર અમલદાર આવી પોહોચ્યો એટલે પ્રમત્તસિંહે એ વખતે ધીરજ રાખી હતી;હેડ કવાર્ટર એક ભીલાક વસ્તીવાળા ગામથી અર્ધ માઇલ્ર દૂર હતું.તેથી તે હેડ કવાર્ટરમાં દંગલ બચાવીને કાર્ય સાધી લેવાને પ્રમત્તને ફાવે તેવું હતું;—છેવટે નવનિત તે નિશાબાજ અમલદારથી કંટાળીને હેડકવાર્ટરથી દુર ઉભિ રહી તે વખતે પ્રત્તમ સઘળો તમાશો જોઇને હેડકવાર્ટર નજીક ઉંટ સાથે છુપી રહ્યો હતો; ખરેખરો લાગ આવ્યો ત્યારે પેલા પોલીસ અમલદારને રામ શરણ પોહોચાડીને નવનિતને જુઠું આશ્વાસન આપીને પોતાને ગામ ચંદનપુરમાં લૈ આવ્યો;

પ્રમત્તસિહ આજે તો મોટા ઉમંગ વાળો થઇ ગયો હતો; તે પોતાના મનોર્થ ચક્ર ઉપર વારંવાર ફેરા માર્યા કરતો હતો; આખી રાત્ર પરિશ્રમ પામેલો હતો તેથી ઉષ્ણોદકથી તૈલાભ્યંગ કરીને સ્નાન કર્યું, દરબાર રિવાજ પ્રમાણે તેણે ઉમદાં વસ્ત્ર પરિધાન કર્યા

ઉત્તમ પ્રકારના અંગ ઉપર અલંકાર ધારણુ કર્યા; આજે તો મ્હારે નવનિત સાથે વાતો કરવી છે તથા માહારી ઠકરાતનો રોફ રવાબ બતાવવો છે એમ વારંવાર વીચાર કરવા લાગ્યો; નવનિતને હરિ લાવ્યો તેથી તેના હ્રદયમાં લેશ પણુ ભય નહોતો કોળી ઠાકરડા ઓમાં પુર્વેથી એ રિવાજ ચાલતો આવેલો હતો, એ વાતમાં તેઓ મોટાઇ માનતા હતા, તેમાં વળિ શાહુકાર પુત્રિનુ હરણુ કર્યું હતું તેથી પ્રમત્તસિંહનો પિતા જયમલ વધારે આનંદ પામ્યો હતો; એટલે એવારીજથી પ્રમત્તસિંહ વધારે પ્રમત્ત થયો હતો; પ્રમત્તને ત્રણુ ઠકરાણીયો હતી તે ઠકરાણીયો આ નવિન આવેલી નવનિતને જોઇને ઇર્ષા કરતી નહોતિ પણુ ઉલટી રીતે જનાનખાનામાં ગમ્મત થવાને માટે એક સ્રીનો વધારો થયો એમ સમઝીને આનંદ પામતી હતી;

ભોળી નવનિત તો એમ સમઝે છે કે પેલો ઉંટ ઉપરનો સ્વાર હજુ સુધી કેમ આવ્યો નહી ! બપોર તો વીતિ ગયા, નવલપુર ક્યારે જવાશે ! તેણે અહિયાં વિશ્રામ લેવાનું કહ્યું હતું ! છતાં સાંજ પડવા આવી; શું તે અહિયાં રાત વાસો રહેવાનો હશે કે શું ! આ પ્રમાણે વિચારમાં ગભરાયલી બેઠી હતી,–એટલામાં ચંપા અને ગુલાબડી એમ બે દાશીયો તેની પાસે પાન સોપારીનું તબક લઇને આવી પોહોચી તેને જોઇને નવનિતે કહ્યું કે બાઇયો હું તો હવે ભોજન કરીને તૈયાર થઇછું સાંઝ પડવા પણુ આવી છે માટે પેલા ઉંટવાળા માણુસને ખબર આપ્ય કે નવલપુર જવાને તૈયારી કરે;

**દાશી બોલી**—ચાયો ઉંટવાળો !

**નવનિત**—જેની સાથે હું આવી છું તે,

**દાશી**—ઓય. ઓય, એતો અમારા કુવર સાહેબ સે; તે તમે નથા જાણુતાં કે !

**નવનિત**—જે ઉંટ ઉપર હું બેસીને આવી હતી તે ઉંટને હાંકનાર પ્રમત્તસીંજી હતા એમ તું કહે છે !

**દાશી**—હા એજ પરમતસંગજી આ ગામના ઠાકોરના કુવોર થાય સે;

**નવનિત**—તો પછિ અહિથી નવલપુર કેટલે દુર થાય છે !

**દાશી**—એ તો રાંમ જાણે ચેટલે છેટે હશે;

**નવનિત**—હે બાઇ ! આ ગામના ઠાકોરનું શું નામ છે અને જાતે કેવા છે;

**દાશી**—ઠાકોરનું નામ તો જેમલજી છે અને વળી ઠાકરડા મકવાણા કહેવાય છે;

**નવનિત**—કેટલા ગામનો ઠાકોર છે;

**દાશી**—સાત આઠ ગામનો ઠાકોર સે. અને પંદર વીહ હજારની ઉપજ સંભળાય સે;

**નવનિત**—શિવ શિવ શિવ શિવ, હે પ્રભુ ! એક પીડામાંથી બીજી પીડા કયાંથી આવી પડી એમ કહીને નિશ્વાસ મુકે છે; તે જોઇને

**દાશી**—ચ્યમ બા સાહેબ ઈમ કરોસો; તમેતો અમારા પાંકડા રૂપાળા કુવોર સાહેબનાં નવાં ઠકરાણી થયાંસો હવે તમને શેનું દખ સે; તમને ખુશી કરવાને હારૂ તો અમારા કુવોરજી સાહેબ આવ્યા છે તારના માથામાં સુગંધી અંતર ઘાલીને પટીયાં પાડયાં કરે સે. વળી મલમલનું અંગરખુ જેવરદાર કાઢયું સે. વળી પોતાના સરખે સરખા ભાઇબંદોમાં બેઠા સે. અને ગમ્મત કરે સે, જાણ્યું કે ! અને તમારે માટે બદામ, ચારોળી, અંજીર વગેરે થાળમાં મંગાવી મુચ્યું સે. તમે જ્યાં લગણ ઈમની સંગાથે હાથ મેળવ્યો નથી ત્યાં લગણ બાંમણ પાહે રસોઈ કરાવશે. અમારા કુવોર સાહેબ સભાવના ઘણા સારા છે; અને રાજા એંદર જેવા રૂપાળા રંઢિયાળા દેખાય સે, તમારૂ ધન ભાગ કે અમારા કુંવોર સાહેબને પામ્યાં સો; બા સાહેબ ! અમે દાશીયો ઉપર મેરબાની રાખજો કેમકે તમે તો હવે માનીતાં થયાં સો;

દાશીનું વચન સાંભળીને નવનિત ગાભરી થઈ ગઈ. એકદમ શરીરમાંથી પરસ્વેદના બુંદ ટપકવા લાગ્યાં; મુખ ઉપર ફિકાશ થવા લાગી, શરીરના રોમ ખડાં થઇ ગયાં. અંગ ધ્રુજવા લાગ્યું; તે સ્થળ કેવળ સ્મશાંન જેવું જણાવા લાગ્યું, પોતાના સમિપ બેઠેલી દાશીયો રાક્ષસી જેવી દીસવ લાગી; હોઠ ઉપરની લાલાઇબ-

દરંગ થઇ જીબ્હા ઉપરની અમી સુકાતાં કંઠ ગળગળો થવા લાગ્યો; ઉલટી ચારે બાજુ બંધનમાં ફસાઇ ગઇ; અહિંથી મારો બચાવ શી રીતે થશે. અહિયાં મારૂ રક્ષણ કોણ કરનાર છે. અરેરે ! અભણ અને મુર્ખ દુરાચારીના સહવાસમાં હું ફસાઇ ગઈ;

આ પ્રમાણે વિચારમાં ને વિચારમાં સમાધિ જેવી સ્થિતિ નવનિતની થઇ, રાક્ષસ જેવા અજ્ઞાન કોળીના પેહેરામાંથી સટકી જવાનો તેને એકે માર્ગ જડે તેવો નહોતો, તેમજ રાજધટ્ઠી મહેલના છુપા રસ્તાને પણ જાણતી નહોતી; તાજી આવેલી તુરતના સહવાસ વાળી કેવળ અજાણી નવનિત નવિન પોપટની માફક લોહ પાંજરા રૂપ રાજધટ્ઠીમાં ઘણું ગભરાવા લાગી; પણ તે હૃદયમાં અસહ્ય ગભરાટ પેલી દાશીયો કળી શકે નહી તેવી રીતે સ્મિતહાસ મુખ બતાવવ લાગી, અભણ પ્રમતસિંહને કેવી રીતે વશ કરવો જોઇએ ! શિયળ કેવી યુકતીથી સાચવવું જોઇએ ! એ વિગેરેની ગોઠવણ કરવા લાગી, ધીરે રહિને દાશી પ્રત્યે નવનિતે કહ્યું કે બેહેન ગુલાબ ! તમારા કુવર સાહેબ અત્યારે તો પોતાના મિત્રો સાથે ગમ્મત રમ્મતમાં બેઠા હશે કેમ ખરૂ કે !

**ગુલાબ બોલી**—હા બાઈ સાહેબ; તમે એમના ભાઇબંધને જોયા સે કે !

**નવનિત**—ના, એમના ભાઈ બંધ પણ એમના જેવાજ ચતુર હશે,

**ગુલાબ**—હા, તમે ખરી વાત કહો સો અહો હો હો તમે પણ વીધાતા જેવાં સો તમે એકદમ શી રીતે જાણ્યું !

**નવનિત**—ચતુરની સાથે તો ચતુર પુરૂષો જ હોય.

**ગુલાબ**—વળી તમે બીજુ જાણો સો કે !

**નવનિત**—શું !

**ગુલાબ**—એક ઉંહાજી કરીને એમના ભાઇબંદ છે તે ભજન બહુ સારાં કહે છે. વળી એની જોડે મંજીરા વગાડનારો મુહાજી કરીને છે તે છેલ બટાઉ જેવો દેખાયસે વળી એની લટક તમે જોશો એટલે કાંઈ બાચી રહેવાની જ નથી. અમારાં ઠકરાંણી સાહેબ તો બીજે તીજે દન એ લોકોને બોલાવીને ભજન કહેવરાવે છે, અને મોટી ધમચકડ થઇને રહે છે;

**નવનિત**—વાહ વાહ, વાહ વાહ, ત્યારે તો તમારા ઠાકોર પરમત્ત શંગજી આજે ભજન કહેવરાવે તો કેવું સારૂ.

**ગુલાબ**—એ તો જ્યાં તમારો હુકમ થયો કે ઝટ દઇને ભજન રાતરે શરૂ થશે;

**નવનિત**—ભજનમાં પરસાદ વેહેંચવાનો ખરો કે !

**ગુલાબ**—હા, ટોપરાં અને ખારેકો. વળી દારૂના સીસા સરવેની વચમાં મુચી દેશે. પછે બધા પીઇને, ભજન કરવા બેસસે.

**નવિનત**—વાહ વાહ, ત્યારે તો એ ભજનમાં બાકી શાંની રહી; તો પછી બધી ઠકરાંણીયો પણ દારૂ પીયે છે કે !

**ગુલાબ**—હા, ઠકરાંણીની બેઠક આ નીચેની ઓસરીના મોટા ઓટલા ઉપર થાય છે. અને તેમાં પણ જેમની જેટલી મરજીમાં આવે એટલો દારૂ પીયે છે; પછે એ ઉપર વધારેલા ચણા ફાકે સે; ઓ બાઈ સાહેબ ! ભજનને દાદાહાડે તો ગોકળીયા જેવું થઇ રહે છે. આહાહાહાહાહા, કાંઈ કહેવાની વાત જ નહી. ( એમ કહીને ગુલાબડી ખુશી થતી જાય છે. )

**નવનિત**—ત્યારે હજુ એક પહોર દિવશ છે, માટે તું રાજકુંવરને ખબર આપ્ય નવનિત બાઇ સાહેબ આજે ભજન સાંભળવાની ઇચ્છા રાખે છે;

નવનિતનું વચન સાંભળીને ખુશી થતી ગલાબડી પ્રમત્તસિંહ પાસે જઇ પોહોચી. આ વખતે પ્રમત્તસિંહ પોતાના ઠાઠમાઠમાં હતો, સારા સારા અલંકાર અંગ ઉપર ધારણ કરતો હતો; અડદના રંગ જેવા શ્યામ મુખ ઉપર વારંવાર તેલ ચોપડીને તેજસ્વી કરતો હતો, ભમરાની પાંખ જેવા કાળા વાળને કાંસકીથી ચટિયાં પટીયાં પાડતો હતો વારંવાર ગુલાબી રંગનો ફેંટો બાંધતો હતો અને તે બાંધણી દુરસ્ત નહિ લાગવાથી ફરીને ભાગી નાંખતો હતો, પોતાના મિત્રો સાથે મર્મનાં વાક્ય બોલતો હતો, પોતાની વિચિત્ર ખુશાલીના ઉદગાર મિત્રોમાં કાઢતો હતો;

એટલામાં પ્રમત્તસિંહના પગ ઉપર થપડ મારીને ઉદાજી બોલ્યો, અહાહાહા પેલી નવી બાયડી ઉપર આ ટાપટીપકે;

**પ્રમત્ત**—મકલાતો, મકલાતો,—બેસ બેસ છાનુમાનુ,

**ઉંહાજી**—બેશાબે એમ, અમે તો ખરૂ કહીએ–ક્યો સારે આજ ઈનામ ખરૂ કે નહી;

**પ્રમત્ત**—આપણે આજે મનમાં આવે એટલો દારૂ પીવો, પછે કાંઇ છે કે !

**ઉંહાજી**—દારૂ તો નીત પીયે છીએ. પણ પાઘડી, પાઘડી,

**મુહાજી**—હા, મારે પણ નવું ફાળીયું જોઇએ.

**પબજી**—તો પછે મને થેપાડુ લાલ કોરનું નહિ કે !

**પ્રમત્ત**—ઠીક ઠીક. ઈનામ આપીશું પછે કાંઇ છે કે !

આ પ્રમાણે પરસ્પર ટોળ કરે છે એટલામાં ગલાબડી દાશી આવી પોહોંચી,–તેણે માથુ નમાવીને પ્રમત્તસિંહને કહ્યું કે,–ગરીબ પરવર ! પેલાં નવાં બાઇ સાહેબ આવ્યાં સે, ઈમિણે એમ કહ્યું છે કે; આજે ભજન કરાવો તો સારૂં.

દાશીને જોતાંજ અને વચન સાંભળતાંજ આનંદ આવેશમાં પ્રમત્તસિંહ બોલ્યો કે અલ્યા ઉંહાજી ! અલ્યા મુહાજી ! આજે તંબુરો અને મંજીરા લઇને જનાનખાનાના મોટા ચોકમાં ભજન કહેવા આવજો; અને મનમાં આવે એટલો આજ દારૂ પીવામાં બાકી રાખશો નહી હો કે,

પ્રમત્તસિહે પોતાના પાંચ સાત મિત્ર જે કે ઉંહાજી–મુહાજી પબજી—રબજી—ગમજી—ગુમાનજી—રામાજી—ભગલાજી વીગરેને ભજનમાં આવવાની પરવાનગી આપી; તેઓ પોતાનું કામ આટપીને દરબાર ગઢમાં આવવાને માટે તંબુરો વીગરે લેવા પોતાને ઘેર ગયા;

રાત્ર પડી દિવાબત્તિનો વખત થયો, અંધારી રાત્ર અમોસની હતી તેથી અંધકારે ચારે તરફ પોતાનો અમલ જમાવિ દિધો હતો; રાજગઢીના જનાનખાનાના મોટા ચોકમાં ચારે બાજુ દીપકનો પ્રકાશ કર્યો હતો, વચ્ચે મોટી જાજમ પાથરવામાં આવી હતી, તે ઉપર એક બાજઠ ગોઠવ્યું હતું. તે બાજઠ ઉપર દસ બાર દારૂના સીસા અને ચાંદીની વાડકીયો ગોઠવી હતી; થોડીકવાર થઈ એટલે પ્રમત્તસિહ પોતાના મિત્ર મંડળ સાથે ચોકમાં જાજમ ઉપર પ્રમતસિંહજીની જુવાન ત્રણ ઠકરાણીયો જાજમ ઉપર ભજન સાંભળવાને બેઠી હતી; એજ ઓસરીમાં બીજી બાજુએ જુદા

ઓરડાના બારણા આગળ તળાઇ પથરાવીને નવિન આવેલાં નવનિત બાઈ બેઠાં હતાં; જેની પાસે ગુલાબડી અને જીવલી એ નામની બે દાશીયો બેઠી હતી; હવે ભજનની શરૂવાત તથા તે પેહેલાં દારૂ પીઇને મદમસ્ત થવાની સ્થિતિની શરૂવાત થવાની છે એટલામાં પ્રમત્તસિંહ ઉભો થઇને જ્યાં નવનિત બન્યે દાશિયો પાસે બેઠી હતી ત્યાં આવીને ઉભો રહ્યો અને કહેવા લાગ્યો કે—નવનીતજી ! હવે તમે અમારાં દકરાંણી થયાં હવે તમને કોઇ રીતેની ફીકર નથી; અહીયાં રાજા એંદર પણ આવી શકે એમ નથી; મારા જેવો જબરો તમને ધણી કયાંથી મલનારો હતો; પરમેસરે મારી અને તમારી જોડ સરજી મુચી હશે માટે એ બનાવ બની ગયો છે—હવે આજે તો સુખેથી ભજન સાંભળો. ભજન થઇ રહ્યા પછે હું તમને વાત કરવા આવીશ;

પ્રમત્તસિંહનું વચન નવનિતને બાંણ જેવું લાગ્યું હતું, પણ મદોન્મત મુર્ખને તિરસ્કાર આપવાથી પણ આપણું કાર્ય સરે તેમ નથી, શરીરમાંથી પ્રાણ ત્યાગ કર્યા વિના આ દુષ્ટના પંઝામાંથી નીકળી શકાય એમ નથી એમ પાકી રીતે સમઝીને સ્મિતહાસ કરીને નવનિત તે પ્રમતસિંહ પ્રત્યે બોલી કે, મેહેરબાન ! તમારી ચતુરાઇ જોવાને માટેજ આજ ભજન સાંભળવાની ઇચ્છા થઇ છે

પ્રમત્તસિંહને આ પ્રમાણે વચન મળતાંજ અતિષય આનંદ વાધ્યો અને બોલ્યો કે આ દુનિયાંમાં તમારા જેવું ચતુર કુંણશે ! ચતુર માંણસ તો ચતુરનેજ જુવેસે અને જ્યારે તમે મારા બાઈબંદોનું ભજન સાંભળશો એટલે ચતુરાઇનો છેડો આવી રહેલો જોઈ લેશો;

એમ કહીને મિત્ર મંડળીમા પ્રમત્તસિંહ બેઠો; દરરોજના નિયમ પ્રમાણે દારૂના સીસા વાપરવા માંડયા, તેમાં આજે તો વિશેષ ખુશાલીનો દિવશ હતો, તેથી દારૂ પિવાનાં કાંઈ એકસર રાખી નહોતી, એટલુંજ નહિ પણ મિત્રમંડળે પ્રમત્તને હદથી જાદે દારૂના નિશામાં ટં કરી નાંખ્યો હતો;

થોડીવાર થઇ એટલે ઉદાજીએ હાથમાં તંબુરો પકડયો તેની જોડે ઢોલ બટાઉ બનેસો મુંઝાજી હાથમાં મંજીરા લેઇને તાલ-

ની ઠણુક દેવા લાગ્યો, આ તરફ ઉંહાજીએ આંગળી વતી તારા ઉપર રણુક કરવા લાગ્યો;

શરૂવાતમાં જ ગાયન કરવા લાગ્યો--

એઈ.....સરસત સ્વામીને વેંધવું, ને ગણુપતનાં લાગેપાયજી
કાંન ફફડાવતા મારા કાનજી આવે, પછે મનમાં કાંઈ કાંઈ થાયજી
જી-જી-જી-જી.

મંજીરા વગાડતો વાહ વાહ કહેતો હતો અને મસ્તક હલાવતો ધન્ય સે, ધન્ય સે એમ મુહાજી કહેવા લાગ્યો;

એટલામાં ગમજી ઠાકરડો દારૂના નિશામાં લથડીયાં ખાતો ઉભો થઇને જાણે સભામાં ભાષણ કરતો હોય તે પ્રમાણે કહેવા લાગ્યો કે અલ્યા ઉહાજી ! પેલું રામચંદરજીનું ભજન બોલે તો ચેવી મઝા આવે તને હમજણ પડી કે, એક વખત રામચંદ્રજી અને સીતા કોઈ એબે જણાં મહુડાં વેણુવા નેકળી પડયાંતાં. પછે એક ઝાડ ઉપરચઢીને ગાતાં હતાં અને કલોલ કરી રહાં હતાં. વળી એ બે જણાંની વચમાં હડુમાનજી હડીયો કાઢતા હતા, વળિ મેહાં ધરાખ જેવાં મહુડાં હડુમાનજી પણ ઉભા ઉભા ચાવતા હતા, તે વખતે ચેવી મઝા આવતી હશે ! માટે અલ્યા ઉંહાજી ! એ સમાનું ગીત બોલે તો આ વખતે બંધાયને ગમત ઠીક થાય.

પ્રમતસિંહજી માથુ હલાવતો બોલ્યો કે, મારો મીતર આ વખતે ઠીક ઓંચર્યોસે વાહ વાહ એ ગીત મઝાનું લાગે એવું સે.

બધાંયની જ્યારે એમજ મરજી થઈ એટલે ઉંહાજીએ એં અને ઉં કહીને તંબુરાના તાર સાથે સુર મિલાવવા લાગ્યો; પછી ભજન કહેવાને શરૂવાત કરી—

## ભજન.

એઈ આણી પાહની ડાળે ડાકા રાંમચંદરજી બેઠાને
આણી પાહની ડાળે ફઇ સીતા,
એઈ વચમાં હડુમાન હડિયું કાઢે;
પછે વાણિયાં વાંચે છે જીતા,
એ જીવડા હવે ગોકુળિયામાં ચ્યમ જૈયે;
આંછ્યો પરની આંછ્યો મારા રામજી ઉસડેને,
મોટી મોટી મુછ્યો ફફડાવે;

મકાઈનાં ઢેબરાં હડુમાન લાવે પછે,
છાસમાં વ્હાલો શિરાવે;
એ જીવડા હવે ગોકુળિયાંમાં ચ્યમ જેયે;
રામજી કાકો બેઠો ભગલ વગાડેને
હડુમાન દાંત કકડાવે,
સિતા ફોઇ કોદરા ને બાવટા બાજરીયાનું,
ગાંણું ભલિ પેરે ગાવે;
એ જીવડા હવે ગોકુળિયાંમાં ચ્યમ જેયે;

---

આનંદ આવેશમાં લાંબા હાથ કરતો પબજી અને રબજી એ બન્યો જણુ કિલકાર કરતા બોલિ ઉઠયા કે વાહ વાહ, વાહ વાહ, આ ઉંહાજી અને મુહાજીની જોડ તો મારા કાળીયા અને ધોળીયા બળદની જોડ જેવી શોભે છે એવી આ વખતે ભલી પેરે દેખાય સે, પરમેસર કરે ને એ જોડ કાયમ રાખે;

એક એક ભજન વિચિત્ર વાણી વિલાસનું જેમ જેમ ગવાતું જાય તેમ તેમ વારંવાર દારૂના સિસા ખાલી કરવા લાગ્યા, કેવળ માંકડા જેવા બની ગયા, આજે અતિ આનંદનો દિવશ હતો તેથી તેમના ચતુર મિત્રોએ પ્રમત્તસિંહને વારંવાર વધારે દારૂ પાઇ દીધો હતો. તેથી અધિક નિશાને લીધે પ્રમત્તસિંહ ભજન મંડલમાં જ શબવત્ લાંબો થઇને સુઈ રહ્યો, જ્યારે આમ થયું એટલે ભજનનું કામ અટપી લેવામાં આવ્યું; ઉહાજી મુહાજી વિગરે પોતાને ઘેર ચાલ્યા ગયા; પ્રમત્તના વિચાર મનમાં ને મનમાં જ રહિ ગયા. તે તો આ વખતે શુશુપ્તિ અવસ્થામાં પડયો હતો, તેની ત્રણ ઠકરાંણીયોએ સંપ કરીને પ્રમત્તને જ્યમ મડદુ ઉઠાવે તેમ ઉપાડીને પોતાના સંગારેલા ઓરડામાં લઇ જઇને પલંગમાં નાંખી દીધો.

આ વખતે નવનિતને બહુ જ નિરાંત થઈ ગઈ, એક હસવું અને બીજી હાંણુ એ કહેવત પ્રમાણે પેલા ઠાકરડાઓનાં ભજન સાંભળીને નવનિત પેટ પકડી પકડીને હસ્યાં કરતી હતી. તેમાં પણ કહ્યું છે કે,—

## સવૈયા.

ઉર જાનકિ બાત સિયાનિ ગહિ
તબ ખેંચ કમાન રહ્યા ભઠ રે
બપનિ અપને પિયુંસે બિનવે
પિયુ મહોત આઇ સુમિરા હરરે
તતકાલકો કાલ ભુજંગ ડસ્યો
દ્રગ બાજકો બાન લગ્યો સિરરે
જિનકેરખવાર ગોપાલ ધની
તિનકો બલિ ભદ્ર કહાડર રે—

આ સવૈયામાં છેલ્લા ચરણુનો અર્થ એ છે કે જેનું રક્ષણુ કરનાર સાક્ષાત ગોપાળ ધણી છે તેને પછી ડર શાંનો હોય ! એ જ પ્રમાણે નવનિતનું શિયળનો બચાવ અનાયાસ થયો; તે રાક્ષસનો ઇરાદો નવનિતના ઉતારામાં પ્રવેશ કરવાનો હતો, તેટલા માટે તો તેણે ચટિયાં પટિયાં કરવા માંડયાં હતાં, તેટલા માટે તો તેણે અંગ ઉપર આભુષણુ ધર્યાં હતાં. તેટલા માટે તો તેણે ભજન કહેરાવીને નવનિતને આનંદ આપવાનો ઉપચાર કર્યો હતો; પણુ **હોનહાર હિરદેબસે ॥ બિસર જાય સબ બુધ ॥** આજે તો જે થવાનું હતું તે જ થયું છે. આજની કાળ રાત્રીમાં નવનિતને કાંઇક નિશ્ચિંતપણું ઈશ્વરે બક્ષ્યું હતું. પણુ તે તો અત્યારે વાચક વર્ગને જ માત્ર માની લેવાનું છે પણુ નવનિત તો દુઃખી તે દુઃખી જ હતી. જે વખતે પેલી ત્રણુ ઠકરાંણીઓએ પ્રમત્તને ઉપાડીને પોતાના અવાસમાં લીધો તે વખતે આ નવનિતને જે અવાસ જુદો આપ્યો હતો તે અવાસનું દ્વાર બંધ કરીને નવનિત અંદર પેશી ગઈ.

ગલાબડી અને જીવલી દાશીયોને નવનિતે કહ્યું કે તમારૂ મારી પથારી પાસે કામ નથી. માટે હવે હું સાંકળ અડકાવીને એકલી મેડી ઉપર સુઈ રહીશ અને તમે આ ઓસરીમાં શયન કરો કેમકે રાત્રીના નવ વાગી ગયા છે; જ્યારે તમારૂ કામ પડશે ત્યારે હું તમને બોલાવીશ. દાશીયોએ નવનિતનો હુકમ માનીને ઓસરીમાં જ શયન કર્યું; નવનિત મેડી ઉપર જઈ પોહોચી, તે મેડી ઉપર રજવાડી ઠાઠ પ્રમાણે ઉત્તમ પ્રકારની શોભા કરી હતી;

શયન કરવાનો પલંગ ઉત્તમ રીતે શૃંગાર્યો હતો; પ્રમત્તસિંહ આજે આ સ્થળે આવવાના છે એવા ચોકસ ભરોસા ઉપર દાસિયોએ જ ત્યાં વિશેષ ગોઠવણ કરી હતી. તે ઠેકાણે ચારે બાજુ દીપકોનો પ્રકાશ પડતો હતો; તે મેડી ઉપર બીજી બધી ઘણી વસ્તુઓ ગોઠવીને શોભા કરી હતી, પણ આ ઠેકાણે નવનિતને અત્યંત ભય લાગ્યો હતો; નિરાધાર અબળા, જે કે કદી પણ બાહેર નીકળેલી નહોતી તે આ સ્થળમાં ગભરાય એમાં શું કહેવું ! વિચિત્ર વિચારવાળા વિચિત્ર રૂઢીમાં ફસાયલા વિચિત્ર કેળવણી પામેલા શક્ષસ જેવાના અવાસમાં નવનિતને બિલકુલ જપ વળતો નહોતો; તેણીને પોતાના મમતાળુ માત પિતા યાદ આવવા લાગ્યાં, વારંવાર નિશ્વાસ નાંખતી નેત્રમાંથી આંસુ કાઢવા લાગી; તે કેવળ અજંપના સપાટામાં ફસાઇ ગઈ; જો કે તે જાગ્રત અવસ્થામાં હતી પણ ભય અને ચિંતાની સમાધી લાગવાથી પોતાના દેહનું પણ ભાન તેને રહ્યું નહોતું; જરાક બેઠી તો થોડીકવાર પછી ઉભિ થઇ જતી હતી. પણ તેને કોઇ પણ રસ્તો સુજતો નહોતો, આમ તેમ આંટા માર્યા કરતી હતી, શું કરૂં ! કયાં જાઉં અહિંથી કેવા પ્રકારે હું છુટિ શકું ! જરૂર હવે તો આ દેહનો અંત આણવો એ જ મારા માત પિતાના કુળનું ભુષણ છે, મારૂં પણ ભુષણ એ જ છે, એમ બોલતી બોલતી આમતેમ આંટા માર્યા જ કરતી હતિ, વળિ થોડીક વાર થાય એટલે બહાવરી બનિ ગએલી ચમકીને બેઠી થઈ જતી, તેના મનના વિચાર મનમાં જ ગુંથાયાં કરતા હતા, પણ કંઇ રસ્તો જડતો નહોતો,—અરેરે રાત્રી તો વીતિ જશે, કોણ જાણે કદિ તે દુષ્ટને નિશો ઉતરી જાય અને કદિ પાછો અહિયાં આવીને તોફાન કરશે તો પછી મારી શી દશા ! હેઠળનાં કમાડ તો હેં મારી પકડાઇથી જ વાસ્યાં છે કદાપી તેમ કરે તો ઉપર આવવા પામે તેમ નથી, તોપણ તેથી શું થયું ! પ્રાતઃકાળે પણ કમાડ ઉઘાડયા વિના કયાં ચાલે તેમ છે ! ના ના, એમાં તો કાંઈ છુટકો નથી. ત્યારે હવે હું શું કરૂં ! અરે દૈવ ! આ દેહ ત્હેં શા માટે ઘડયો ! શું આ પ્રમાણે દુઃખ ભોગવવાને કે ! એમબોલતી બોલતી ઘણું રોઈ પડી, પણ આ ઠેકાણે નવનિતનાં અશ્રુ કોણ લ્હોનાર હતું !

તેની છાતી ધડકવા લાગી, ચિંતા રૂપી અગ્ની અને તે યોગે

વૃત્તિ ભંગના કારણથી શરીરની સ્નાયુઓની ગતિ હળવી થવા લાગી, કંઠમાં ઉતરતો જીવ્હાદ્વારાએ અમી રસ જતો બંધ થયો, એકાએક જાજમ ઉપર અચેત થઈને પડી. હરે હરે આ સ્થિતિને, પામેલી નવનિત! હે નવનિત! એમ કહીને તેને અભય કોણ કરનાર હતું, એ તો સાક્ષાત ઈશ્વર શિવાય કોઈ જ નહોતું; સંસ્કાર પ્રેરણા સાથે બુદ્ધિનું જ કામ હતું; થોડીક વાર સુધી નવનિત એ જ સ્થિતિમાં રહી; પણ આખરે તેણે એ જ નિશ્ચય કર્યો કે શરીરમાંથી પ્રાંણ છુટો કર્યા શિવાય આ અભણ કુમારના પંઝામાંથી બચાવ થાય તેવો નથી; આ પ્રમાણે અનેક વિચારના ફંદમાં ફસાયલી નવનિત ભ્રમણ ચક્રના ચગડોળે ચઢી ગઈ. તેણીની દ્રષ્ટી પછીત તરફની બારી ભણી ગઈ. તે ઉપરથી તે બારી તરફ જઈ પોહોચી બારીનાં કમાડ વાસ્યાં હતાં, માત્ર સાંકળ ચઢાવી હતી, તે સાંકળ ધીમે રહીને નવનિતે ઉઘાડી, જેમ ચોર ચોરી કરવાને માટે ભયગ્રસ્થ થએલો યુકિતથી કામ કરે છે તેમ તે બારીનાં બારણાંને નવનિતે ધીરે રહીને ખુલ્લાં કર્યા; એટલે તે બારીને લગતું છજુ નજરે પડયું, છજામાં નવનિત ઉભી રહી, ચારે બાજુ નજર કરી ત્યારે તેને પુર્વ દિશાએથી વહન કરતી મોટી વિસ્તારવાળી નદી છેક નિચાંણમાં નજરે પડી, તે નીચાંણ એક હજાર ફુટનું સુમારે હશે તેવું જણાઈ આવ્યું.—તે નદીને લગતા ઉંચા ટેકરાનો ભાગ કેવળ પથ્થરનો જ હતો અને તે ઉંચા ટેકરા ઉપર આ રાજમહેલ બાંધ્યો હતો, તે એવી ખુબિથી મહેલ રચ્યો હતો કે તમામ પછીતનો ભાગ તે વિસ્તાર વાળી નદીની હવા લેવાની અનુકુળતા વાળો થઈ પડે; તે પછિત લગતુ છજુ પોહોળુ અને વિશાળ હતું તે છજામાંથી ઉભાં રહે રહે હજાર ફુટની દોરડીથી નદીના ધરામાંથી જળ લઈ શકાય તેવી સગવડ હતી. તેવા છજામાં અત્યારે નવનિત ઉભી રહેલી ચોગરદમ નજર કરે છે આ મોટા વિસ્તારવાળી નદી કેઈ હશે! તે વિશે નવનિત નિશ્ચય કરી શકી નહી; તમામ જગોએ શાન્ત હતું. રાત્રીના પક્ષિઓનો સોર બકોર હતો, ગંભિર નદિનું જળ ઘણા વેગથી અસ્ખલિત વેહેતું હતું; અંધારી રાત્રીએ ચારે બાજુ અંધકાર છાઈ દીધો હતો. તે અંધકાર તરફ તથા ગંભિર નદિ પ્રદેશ તરફ અને આકાશમાં

ઝળકતાં નક્ષત્રો તરફ નવનિત નજર કરી રહી હતી; પરંતુ તેની નજર સૃષ્ટિ સૌદર્યના દેખાવ ઉપર નહોતી, તે કાંઈ રમણિય સ્થળને જોઈને વિચાર કરતી નહોતી, પણ આ વખતે તે બિચારી નિરાધાર નિરાશ્રિત થએલી હવે મારે માટે શું થશે! એજ વિચાર કરતી હતી; આ શરીરમાંથી પ્રાણનો ત્યાગ બલાત્કારથી કાંઈ થતો નથી પણ અહિંથી નેત્ર મિંચીને એકદમ નદીમાં પડતું મુકવાથી આ શરીર અથડાઈ કુટાઈને કે જળમાં પડીને નાશ પાંમશે. એવા વિચાર કરી રહી હતી; જ્યારે વિપત્તિ પડે છે ત્યારે એક વિચાર સ્થિર રહેતા નથી; ચતુર પુરૂષો પણ ચિત્રવત્ થઇ જાય છે; તો પછી આ બિચારી નવનિત કે જેણે સ્વપ્નમાં પણ દુઃખ જોયું નહોતું, જેણે કદી પણ આ પ્રમાણે જંગલી પ્રકૃતિના સપાટામાં બંધનપણું દીઠું નહોતું. તે જ્યારે જોવામાં આવ્યું તો પછી તેની હિમ્મત શી રીતે હાથ રહી શકે! જ્યારે દુઃખ પડે છે ત્યારે જ બુદ્ધિ અનુસારે યુક્તિયો નજરે આવે છે; સાત્વિક સ્વભાવવાળાને જ્યારે ભારે વિપતિ અનાયાસ આવે છે ત્યારે તેના વિચાર સાત્વિક ગુણને અનુસરીનેજ પ્રગટ થાય છે; પણ તામસ અને રાજસ મિશ્ર સ્વભાવ ગુણવાળો વખતે સાહસ કૃત્ય કરે છે; તોપણ વિપત્તિ સમયે એક વિચાર સ્થિર રહેતા નથી; કેટલીકવાર નવનિતને ભાન આવ્યું. તેણીને એક વિદ્વાન માણસના લખેલા શબ્દો યાદ આવ્યા,—તે ઉપરથી અહાહા! વિદ્વાન પુરૂષના શબ્દો અન્ય પુરૂષને કેટલો બધો બોધ આપે છે! આ પ્રમાણે તે ધૈર્યતાથી બોલવા લાગી; અરે મ્હેં ઉત્તમ ગ્રંથો વાંચ્યા છે. ધૈર્ય વિષે જે બોલ કહ્યા છે તે હું શા માટે ભુલી જાઉં છું; જ્યારે વિપત્તિ આવે ત્યારે બુદ્ધિવાન માણસે અનુકુળ આવે તેવા ઉપાય ખોળી કાઢવા જોઇએ; જે માણસ મોહ પામેલો હોય તેને મિથ્યા મોહનું દર્શણ કરાવીને જ દીલાસો આપવો. જે માણસ દ્રવ્ય સંગ્રહ કરવાને માટે લાલચુ કે લોભી હોય તે માણસને દ્રવ્ય બતાવીને જ આશ્વાસન કરવું જોઇએ; એ પ્રમાણે વિદ્વાન લેખકોએ લખ્યું છે; તો પછી હું શા માટે અત્યારે ભૂલ કરૂંછું! પ્રાણ ત્યાગ કરવાને પ્રયત્ન કરવાથી ઉત્તમ પુરૂષાર્થ કહેવાશે નહીં; પણ સાહસ કર્યું કહેવાશે; અભણ રાજકુમારને મોહ દર્પણ બતાવવાને કુચી ખોળવી જોઇએ; મોટા મોટા ચતુર વિદ્વાન પુરૂષો તથા રાજપ્રપંચમાં કેળવાયલા

દિવાન અને રાજ કામદારો તથા રાજ પુત્રો પણ સ્ત્રિયોની વાણી વિલાસમાં જ પાયમાલ પામેલા છે; તલવારે બહાદુર લડવૈયા યોદ્ધાઓ તે પણ સ્ત્રીના પ્રેમ પાશમાં ફસાઇને પકડાયેલા છે; તો પછી આ રાજકુમાર મારા પ્રત્યે મિથ્યા મોહ રાખનાર પતંગિયાને મોહ લુબ્ધ કરવો એમાં કંઇ મુસ્કલ નથી; ઠીક છે, આ મુગ્ધ બાળાને હે જગદિશ્વર ! તમે સહાય થજો, હે પ્રભુ ! તમે મને સુમતિ આપજો, આ પ્રમાણે ચિંતવન કરતી કરતી છજામાંને છજામાં સમાધી થઇ હોય તેવી બની ગઈ; આ પ્રમાણે અનેક પ્રકારના વિચારમાં ગુથાયલી આમથી તેમ અને તેમથી આમ એમ મેડી ઉપર આંટા મારતી નવનિતે પ્રાતઃકાળની શરૂવાતમાં કુકડાના શબ્દો સાંભળવા લાગી, તેથી તેણીએ જાણ્યું કે રાત્રી તો વિતી ગઇ, હવે ભાનુદેવને પધારવાની થોડી જ વાર છે; એમ ધારીને નવનિત નિદ્રા લઈ શકી નહીં.

પ્રાતઃકાળ થયો દિવશે ગમન કરનારાં પક્ષીયોનો કલરવ થવા લાગ્યો, પૂર્વ દિશાએ કુંકના જેવો રંગ જણાવા લાગ્યો તે વખતે મનોર્થ ફલીભૂત થવાની ઇચ્છાવાળી નવનિત છજામાં જઇને જોવા લાગી તો ઘણા નીચાંણમાં મોટા વિસ્તાર વાળી નદી વેહેતી દીઠી; તે નદીના સાંહેમા તટ પર ગગન ચુંબન ડુંગરાઓની શાખાઓ ભયંકર જોવામાં આવી, અનેક પ્રકારનાં વૃક્ષ નજરે દીઠાં, જો કે કોઈ પ્રકારની અંતઃકરણમાં ચિંતા ન હોય તો આ પરમરમ્ય આનંદપ્રદ જગો જોઇનેજ ચિત સ્વસ્થ થયા શિવાય રહે નહી તેમ હતું.પણ નવનિત બાઇનું તો, ચિંતા, અને ભયે કરી હૃદય વ્યાકુળ હતું.તેથી એ સઘળો દેખાવ કેવળ ભય રૂપે જ ભાસવા લાગ્યો, એમ કરતાં કરતાં ભાનુદેવે પોતાનું ગોળ સ્વરૂપ સવર્ણની થાળી જેવું ઉંચા શીખ્ખરોની ટોચ ઉપર બતાવવા માંડ્યું;

જે દાશિયો ઓસરીમાં શયન કરી રહી હતી તે દાશીયો એ સાંકળ ખખડાવી, ઓ બાઇ સાહબ ! ઓ બાઇ સાહબ ! ઉઘાડોને ! અત્યાર લગી આટલી બધી ઉંઘ ચેમ આવી શે !

દાશીયોનું વચન સાંભળી ત્વરાથી સાંકળ ખુલ્લી કરીને દ્વાર ઉઘાડ્યાં; દાશીયો અંદર દાખલ થઈ, થોડીક વાર થઇ એટલે ગામમાંથી બ્રાહ્મણ આવ્યો, તેંણે રસોઇ કરવાની તૈયારી કરી,

દાશિયોએ ઉષ્ણુ જળ ભરેલી ત્રાંબા કુંડી નવનિતને સ્નાન કરવાને ભરીને મુકી; નવનિત શૌચ જઇ આવીને તથા દંતધાવન કરીને સ્નાન કરીને પરવારીને બેઠી; પોતાની જોડે એક બે ચોપડીયો રાખતી હતી, તેમાંથી યોગવાસિષ્ટનું પુસ્તક વાંચવા લાગી;

જે મકાન નવનિતને રહેવાને માટે આપ્યો હતો તે મકાનથી એજ ઓળમાં ચોથો મકાન ત્રીજી નવિન ઠકરાંણીનો હતો, તેમાં પ્રમત્તસિંહે તો ઘોર નિંદ્રામાંજ રાત્ર ગાળી હતી; પ્રાતઃકાળમાં નિશો ઉતર્યા પુછી પ્રમતસિંહ બેઠો થયો; જેમ તેમ અટપી લઇને તે ઓરડામાંથી બાહેર નિકળ્યો; નવનિત અત્યારે શું કરે છે તે જોવાને માટે પ્રમત્તસિંહ નવનિતના માળામાં જલદીથી જઈ પહોંચ્યો; ત્યારે તો આ વખતે નવનિતને એક પુસ્તક વાચવા બેઠેલી જોઇ; આ વખતે નવનિતે ભસ્મનું ત્રિપુંડ ભાલ પ્રદેશ ઉપર કર્યું હતું, બે બાજુએ ઘીઇના દીપક પ્રગટાવેલા હતા; ધુપદાનીમાં ધુપની શળીયો સુગંધીદાર બળ્યાં કરતી હતી;—તે સઘળું જોઇને પ્રમત્તસિંહ બાજુએ એક ગાદી ઉપર બેઠો;

થોડી વાર થઈ એટલે પ્રમત્તસિંહ નવનિત પ્રત્યે બોલ્યો કે, અહાહાહા ! તમે તો ભારે પુજા કરો સો; અમારી ત્રણ ઠકરાંણીયો તો એમાંનું કાંઇયે જાણુતી નથી; હવે મારો મનખો સુધરી ગયો; કહુ સે કે સોબત એવી અસર, માટે મારો મનખો તમારી સોબતથી સુધરી જશે; મને મન માન્યું રતન મળ્યું તે હવે હું કાંઈ છોડવાનો કે ! કેમ નવનિત ! હું તમને ગમ્યો કે નહી; નાના મારા સમ. હું તો ખરેખરૂં કહું છું. અમે તો આટલા દી લગી માધેવજીને પુજીએ સીએ, તેમાં વળી પુજા પાઠ તો મારો ભા પણ જાણુતો નથી છતાં હવે મારા ઘરમાં પુજા પાઠ થાય એ પણ ધન ધન ભાયગ; કહો હવે આપણાં લગન કયારે કરવાનાં ! હવે તો વાર કરવીજ નહી; મારો ભા પણ ખુશી થઈ ગયા સે. વળી મારા જેવો તમને ઘણી ચ્યાંથી મળવાનો હતો; તમે કદી પરણુત તો કોઈ હીંગતોળ વાંણીયાને પરણુત, પણ મારા જેવો સમશેર બહાદર ઠાકોર કાંઇ મળત કે ! હે નવનિત ! આ બધી પુજા કરો સો એનુંજ ફળ પરમેસરે તમને આલ્યું કે તમે વગર મેહેનતે આ મેહેલમાં આવી પોહોંચ્યાં, અને મારી સંગાથે લગન પણ થશે;

નવનિત ! નવનિત ! મારા સોગન, કેમ મારૂ બોલવું કાંઇ ખોટુ સે કે !

**નવનિત બોલી**—માહારા મેહેરબાન ! આપ તો રાજ કુંવર છો; વળી ચતુર છો, તેથી આપના જાણવામાં આવે એમાં શું આશ્ચર્ય; મારૂ ધન્ય ભાગ્ય કે હું અહિંયાં આવી પડી; જો આપ નમલ્યા હોત તો જરૂર મારા માતપિતા કોઇ ગરીબ વાંણીયાને પરણાવી દેત; વળી જેથી મારો ભવ બગડત;

નવનિતનું વચન સાંભળી અત્યંત ખુશી થતો પ્રમત્તસિંહ બોલ્યો—રંગસે, રંગસે, તમને ઘણા રંગસે, હું તો એમ જાણતો હતો કે તમારૂં મન દુખાસું હશે. કેમકે તમારા આગળ જુઠું બોલીને અહીયાં તમોને લાવ્યો સું;

**નવનિત**—ના, ના, એમ તો હોય નહીં, સ્ત્રીની જાત બહુ ચપળ હોય છે; તેમ મન પણ ચંચળ હોય છે; શરીરે મજબુત, દેખાવે રૂપાળો, અને લડાઇ કરવામાં ઘણો બહાદુર હોય એવા વીર પુરૂષનેજ ચતુર સ્ત્રી પસંદ કરે છે; જુવો તમારા શરીરનો રંગ રૂપાળાં પાકાં જાંબુ હોય તેવો છે; વળી મુખ ઉપરની કાળા રંગની ચાંમડી તેલથી ચોપડેલા અડદની માફક ચળકે છે; હે મેહેરબાન ! દ્વારકામાં શ્રીકૃષ્ણ ભગવાનનું રૂપ તમારા જેવુંજ હતું. મ્હેં તો તમને ગઇ કાલ રાત્રીએ ભજનમાં જોયા ત્યારથી જ તમારા સુંદર સ્વરૂપ, અને રૂપાળા વસ્ત્રની શોભા ઉપર તમારા સમ, હું તો મોહ પામી ગઈ છું,

ગાદી ઉપરથી હર્ષયુક્ત એકદમ ઉછળતો બેઠો થઇને બોલવા લાગ્યો કે—પ્યારી ! માહારી વાહાલી ! તને મ્હેં પેહેલા નંબરની ઠકરાણી કરી સે, હાં કે ! અહાહા ! તારામાં પરીખ્યા કરવાની વધા જબરી દેખાય સે, શ્રીકરશણ ભગવાંનના જેવું મારૂ રૂપ સે. એવું તો મારૂં બેઠુ કોઇએ મને કહ્યું નથી પણ તમે ઘણી પોથીયો વાંચી સે. એટલે તમને ઝડપ દઇને માલમ પડી ગયું;

મનમાં ઘણું ચીડાતી અને ક્રોધ આવેલો છતાં તે ક્રોધને યુક્તિથી દબાવીને નવનિત બોલી—મેહેરબાન ! જ્યાં સુધી તમારી સાથે મારૂ લગન થયું નથી ત્યાં સુધી પ્યારી અને વ્હાલી એ પ્ર-

માણે મને કહેવું નહીં; એમ કહેવાથી સ્ત્રી હત્યા, ગૌ હત્યા અં-બ્રહ્મ હત્યાનું પાપ બેશે છે; વળી જમરાજાના તાબામાં નરકમાં પડવાનો વખત આવે છે; હું તો તમારા ભલા માટે કહું છું,—કેમકે તમારામાં ચતુરાઈ અને બુદ્ધિ બહુ છે; એ વીશે મને પુરે-પુરી ખાત્રી થઈ ચુકી છે;

**પ્રમત્ત બોલ્યો**—હા મારૂ બેટા, એ તો ભુલથી કહેવાઈ ગયું.પણ મારામાં બુદ્ધિ બહુસે એતો તમને સમજણ પડી એમાં તો વાંધો નથી ને !

**નવનિત**—મારા મેહેરબાન ! તમે તો મોભાગ્ર બુદ્ધિના સલક્ષણા છો;

**પ્રમત**—'મોભાગ્ર એટલે શું !

**નવનિત**—છાપરાનો મોભ જેવી રીતે જાડો છે તેવી રીતે તે મોભના જેવી તમારી બુદ્ધિ જાડી અને મજબુત છે, જાડી બુદ્ધિ એકદમ ભાગી કે ટુટી જતી નથી; અને જેની ઝી-ણી બુદ્ધિ હોય છે તે તો જલદીથી ભાગી જાય છે. એ બુદ્ધિ બહુ દીવશ ટકી શકતી નથી;

**પ્રમત**—એમ કે ! ત્યારે તો હું જેવો મજબુત છું એવી બુદ્ધિ પણ મારા શરીરના જેવી જાડી અને મજબુત છે ખરી કે!

**નવનિત**—હાજી, આપના ગુણનો કાંઈ જ પાર નથી, જેટલું કહી-એ તેટલું થોડું.

**પ્રમત**—ના, ના, મારા સમ બીજુ કેવી રીતે !

**નવનિત**—તમને મહિષિના તિર્થરૂપ કહીયે તો પણ ચાલે,

**પ્રમત**—મહિશીનો તિરથ રૂપ કેવો હશે !

**નવનિત**—અરેરે ! તમે એ પણ ન સમઝયા કે !

**પ્રમત**—ના, ના, તમારી શાશત્તરની વાંણી અમે શી રીતે જાણી-યે ! અમારા ગામમાં ગીધા ગોળ હતા તે બંધુએ જાણતા હતા, પણ એ તો રાંમ શરણ પોચી ગયા ત્યારથી અં-ધારૂં થઇ જયું છે;

**નવનિત**—જુવો ત્યારે તમને એની પણ સમઝણ પાડું;—મહિષી એટલે ભેંશ ( ડોબુ ) અને તેનો તિર્થસ્તપ ( સ્વામી—કે ધણી ) પતિ એટલે પાડો, એવો અર્થ થાય છે;

**પ્રમત**—(મનમાં રીસ લાવીને) તો પછે હું પાડા જેવો કે !

**નવનિત**—અરે મેહેરબાન ! પાડાના પરાક્રમથી તો દેવલોકો ભય પામીને ડુંગરામાં વસવા લાગ્યા, ઇંદ્ર રાજાએ ઇંદ્રાસન મુકીને હીમાલયની ગુફાઓમાં સંતાઇ જવા લાગ્યો, વળી વિષ્ણું અને બ્રહ્માએ તો પોતાનું સ્થાનક છોડીને એ વખતે ક્યાંએ જતા રહ્યા તેનો ફરીથી પત્તો જ લાગ્યો નહી;

**પ્રમત**—એમ કે ! એ કિયો પાડો હતો !

**નવનિત**—પુરવે મહિશાસુર રાક્ષસ થઈ ગયો હતો તે; તમારા ગાંમના ગીધા ગોર પાસે એ કથા સાંભળી નહી હોય,

**પ્રમત્ત**—હા, હા, હવે મને સાંભરી આવ્યું; બધા લોકો નવરાત્રીમાં વલ્લભ ધોળા ભગતના ગરબા ગાય સે ઈમાં મહીખાસુરનું નામ આવે સે; એજ કે !

**નવનિત**—હા. એજ પાડો, એજ પાડાએ ગજબ કરી નાંખ્યો છે, એ મહિશાસુર કોઇથી મરે એવો નહોતો, બ્રહ્મા, વીષ્ણું અને દેવતાઓએ જ્યારે મહામાયા દેવીની સ્તુતિ કરી સારે આઠ હાથવાળાં અંબિકા દેવી ઉત્પન્ન થયાં હતાં; ત્યાર પછી એ અંબિકાની સાથે ઘણા વરસ સુધી મહિશુરે લડાઇ કરી છે; સમઝયા કે,—એ પાડો બળવાન હતો કે જેણે ત્રણે દેવતાને વશ કર્યા હતા;

**પ્રમત્ત**—વાત તો ખરી સે. મારા ગામમાં મારો બેટો એક પાડો આવ્યો હતો તે એવો જબરો હતો કે એણે ચાર પાંચ માણુસોને કચર ઘાંણ કરી નાંખ્યા;

**નવનિત**—કહો ત્યારે હું તમને મહિશીતના તિર્થરૂપ કહું છું તે શું કાંઈ ખોટું છે કે;

**પ્રમત્ત**—ખરી વાત, ખરી વાત; હવે હીસાબ મળતો આવ્યો ;

**નવનિત**—મેહેરબાંન સાહેબ ! મને આ મેડો બહુજ સારો લાગ્યો. કેમકે આ પછીત પાછળ જે છજુ છે તેમાં બેઠા હઈએ તો નદી અને ડુંગરાઓ ઘણા રૂપાળા દેખાય છે; પણ હું તમને પુછુ છું કે એ નદીનું નામ શું હશે !

**પ્રમત્ત**—સાંભળો ! એ નદીનું નામ નરમદા છે; એ નરમદા સાતપુડા પર્વતમાંથી નેકળે છે, એજ સાતપુડા ડુંગરમાં આપણે

રહીયે છે. હજુ આગળ એ ડુંગરો બહેં ગાઉનો છે, આપણે નરમદાના મોહા આગળ છીએ. અહાં વાઘ વરૂ રે છે, દીપડાં સીંહ બહુ રહે છે. ખરો મરદ હોય એ જ આ ડુંગરમાં થઇને હેંડયો જાય, નહિ તો વાઘ વરૂના પંઝામાં આવ્યા વના રહે જ નહીં, આ મહેલ નરમદાના ધોહ ઉપર ઉંચી ટેકરીએ બાંધ્યોસે, એથી કરીને જ્યારે ચોમાહું આવેસે ત્યારે ખરેખરી મઝા જોવામાં આવેસે આઇ તો બારે માસ લીલા લહેરસે મ્હેં આ સાતપુડા પરવતમાંથી ભટકી ભટકીને અતાર લગી પુણોસો વાઘ માર્યાસે એ વાઘના ચાંમડાનો મ્હેં તંબુ બનાવ્યોસે મારા પગન. જોડા પણ વાઘના છે.

**નવનિત**—સાબાશ સૂરા કુમાર મરદનું તો એ જ લક્ષણ છે; તમારી સમશેર બહાદુરી જાણીને મને ઘણો આનંદ થાય છે. એ સાથે જો તમે ઉત્તમ વિદ્યા જાણી હોત તો કાંઇ જ બાકી નહોતી,

**પ્રમત**—હવે અમાને ભણીને શું કામ છે ! બહુ ભણવાથી કેટલાક ગાંડા થઈ જાય છે. હુ નેસાળમાં ભણાવા જતો હતો, તાર પછે બારે કુબારા જાણીને મુચી દીધું.એ કડાકુટ અમારે ન જોઇએ, અમારે કયાં ચોપડા લખવાસેં, અમારે તો તલવાર ઢાલનું કામ, અને તમારા જેવી મરગના બચા જેવી બાયડીનું કામ, કેમ ખરૂ કે નહી !

**નવનિત**—( અરેરે ! કાળા કામળા ઉપરથી કાળાશ જાય કે આ માણસને નિતિનું વાકય માન્ય થાય એમ મનમાં વીચાર લાવીને ) તમારૂ બોલવું ખરૂ છે. જેઓ ભણે છે તેઓ ભડકણ ટટ્ટુ થઈ જાય છે; વ્હેમી બની જાય છે; અને વળી અભિમાનમાંથી તો હાથે કાહતા નથી; માટે ભણતર ગણતર તો કેવળ માથાકુટ પંચકનું ભણતર છે; તમારે તો મસ્તાન રહેવું એ જ સારૂ છે;

પ્રમત આનંદ થતો બોલ્યો—અહાહા નવનિત ! તું તો ખરેખરી ચતુર છે. મારા ઘરમાં ત્રણ ઠકરાંણીયો છે એ તો ખરેખર મુરખી છે; તારા ચંદર વદન ઉપર તો હું ખુશી ખુશી થઈ ગયો

છું. આ ધડ ઉપરથી માથું ભલે હેઠે પડે પણ હવે તો હું તને છોડવાનો નથી; માટે કહું છું કે કાલે સવારે બરામણને બોલાવીને આપણું લગન કરી નાંખીયે તો ઠીક કેમ ખરૂંને !

ધીરજ રાખીને યુક્તિથી નવનિત બોલી—મેહેરબાન સાહેબ ! હું પોતે જ તમારા ઉપર મોહ પામી છું તો તેમાં કાંઇ વધારે બોલવા જેવું નથી. પણ ધીરજનાં ફળ સારાં નીવડે છે; મારી માતુશ્રીએ મને સારો રૂપાળો વર તમારા જેવો મળવાને માટે અંબાજીની બાધા માની છે તે બાધાનું કામ પુરૂ થાય એટલે આપણું લગન અહિયાં કરી નાંખીયે—

**પ્રમત બોલ્યો**—એવી ચેવી બાધા સે !

**નવનિત**—ઓગણપચા માટીના ધડા લેવા. તે ધડામાંથી દરરોજ એક ધડો લઇને, તે ધડાનું પુજન કરવું પછી તેના ગળામાં ફુલનો હાર ઘાલીને અને તે ધડાના મોઢા ઉપર માટીનું કોડીયું મુકી ઘીનો દીવો કરીને નદીમાં વેહેતો મુકવો, એ કામ મારી હાથે જ કરવાનું છે. આ પ્રમાણે ઓગણ પચાસ ધડા પુરા થાય એટલે પચાસમે દીવશે આપણાં લગન કરવાં, ત્યાં સુધી હું આ મેડીમાં પુજન અરચન પરમેશ્વરનું એકાન્તથી કરીશ; તમે આજે જેવી રીતે મારી પાસે બેશીને આનંદની વાતો કરો છો તેવી રીતે દરરોજ આપ્મા દાહાડામાં બપોરી વખતે આવીને વાતોના તડાકા મારી જવા; જેથી મને પણ ચેંન પડે, તમારૂં મોઢું જોયા વીના મને ચેંન પડતું નથી. માટે દીવશમાં મને એક વાર દરસન આપવું; એટલી મારી માગણી છે;

**પ્રમત**—અધધધધ, ઓગણપચા દીવશ તો બે મહીનામાં દહ દીવશ ઓછા ગણાય છે.

**નવનિત**—એ તો કાલે સવારે પુરા થઇ જશે. આપણી આટલા વરસની જીંદગી ચાલી ગઇ તો ઓગણપચાસ દીવશનો શો હિસાબ છે ! માતાજીનું કહ્યુ પડે તો આપણી જોડ ભવોભવ સુધી દુઃખમાં જ રહે, કંકાસ વધે, રોગ વધે,

માથે આફત આવે; માટે અંબીકા માતાની જે બાધા માંની હોય તે તો કર્યા વીના ચાલે જ નહિ;

નવનિતની સાથે લગ્ન કરવાના મોહ જાળમાં ફસાયલા પ્રમત્તસિંહે નવનિતનું વચન માની લીધું; નવનિતનું વ્રત પુરૂ થતા સુધી નવનિત પાસે પાક મહોબંતથી વર્તવાને તેણે નિશ્ચય કર્યો; મારી રાજધડીમાં હવે સપડાઇ છે તે કયાં જવાની છે! મારી ચોકી પહેરામાંથી તેને જવાનો બીજો કોઈ માર્ગ છે જ નહી; તેમ જ ગલાબડી, અને જીવલી દાશીયો તેની પાસે જ છે; તેથી હવે કોઈ રીતની હરકત રહી નથી; એમ સમઝીને પ્રમત્તસિંહે નવનિતનું વચન માન્ય કરીને કહ્યું, કે જ્યારે એમ છે તારે તમામ ઘડા આજને આજ મંગાવી આપુ છું. વળી મારા બાગની ચાંપલી માલણુસે તે રોજ રોજ ફુલનો હાર ગોટો આલી જસે માટે તમો બાધાનું કામ પુરૂ કરી નાંખો; તમારૂ કહેવું ખરૂસે માતા અંબાજીનો કોપ થાય એમ કદી કરવું નહી, પણ તમે કહોસો કે મારી જાતે મારા હાથે એ ઘડાને નદીમાં મુકવો. એ ચેવી રીતે બનશે અહીંથી નદી પગ વાટે રાજઘઢીમાંથી નીકળીને ચાર ખેતરવા નીચાંણમાં ઉંડા કોતરમાં દાશીને લઇને મુકવા જાઓ તારે બને એતુંસે, અને તમે તો મારાં ઠકરાણી કહેવાઓ તેથી હોજલ પડદા માંથી બાહેર નેંકળાય નહીં, તો પછે ઘડો મુકવાનું ચેવી રીતે કરશો. કદાપીને આ દાશી જીવલી ઘડાને નદી મુકી આવે તો કાંઈ હરકત નથી,

**નવનિત**—મ્હારે આ રાજઘઢીમાંથી બાહેર નીકળવાંનું શું કામ છે! હું તો હવે મર્ણ થાય તો પણ કોઇને મારૂં મોહું બતાવનારી નથી તેમ બીજાનું મોહું મારે શા ઉપયોગમાં આવવાનું છે! હું તમારા મુખ ઉપર વારંવાર વારી જાઉં છું; તમારૂં જાંબુડાના જેવા રંગનું મુખ શ્રીકૃષ્ણ ભગવાનના જેવું જોઇને જ મારૂ હ્રદય વશ થઈ ગયું છે; મોટો ઇંદ્ર રાજા આવે તોપણ તેને ધુતકારીને કાઢી મુકું, તમે તો ખરેખર મારા મનમાં વશી ગયા છો, તમારા મુખમાંથી જે શબ્દો નીકળે છે એ શબ્દ તો મારા કાળજામાંજ ચિતરાઇ જાય છે; હે કુમાર ખરેખરૂં કહું છું કે

મને હોજળ પડદો ઘણોજ સારો લાગે છે, કેટલીક સ્ત્રીયો હોજળ પડદાથી ગભરાય છે, પણ હું તો પડદામાંજ સુખ માનું છું; માટે એક ઉપાય બતાવું તે પ્રમાણે જુક્તી કરો તો આ મેડી ઉપર બેઠે બેઠે મારા હાથેથીજ ઘડો નદીમાં મુકી શકાય, અને અંબા માતા પણ મારા હાથનો ઘડો મુકાયો છે એમ માની લેશે;

નવનિતનું પ્રેમાળ વચન તથા દીલાસાવાળું વિશ્વાસ ભરેલું વચન સાંભળીને પ્રમત્તસિંહને સંતોષ થયો પછી ઉલટથી બોલ્યો કે; અહીયાં રહે રહે જુગતી નીકળતી હોય તો એના જેવું બીજું ચીયું કહેવાય, ! ત્યારે ચેમ કરવું !

**નવનિત**—આ મેડીની પછીત પાછળ જે મોટું છજું છે તે છજાને મજબુત લોખંડ જડાવીને ગડગડી જડી દેવી અને મજબુત સુતરનું અંગુઠા જેવું જાડુ દોરડું નદીના પાણી સુધી પોચે તેટલું છજામાં રાખી મુકવું. તે દોરડાને ઘડો બાંધીને હું નદીમાં મુકું એટલે તે ઘડાનો ગાળો આ જીવલી દાસી પાછળ જઇને સંકેલી લેશે એટલે બસ છે;

માથુ હલાવીને પ્રમત્ત બોલ્યો;—એ તો ખરૂ, પણ પાછળ તો એટલું બધું ઉંડુ પાણી છે કે હોડી વીના જઇ શકાય એમ નથી;

**નવનિત**—એક હોડી ત્યાં બાંધી રાખવી જોઇએ,—જ્યારે ઘડો હું ફાંસું તે વખતે એક દાસી તે હોડીમાં બેશીને ઘડાનો ગાળો છુટો કરીને આવે અને તે દોરડું હું પાછું ખેંચી લઇશ; આ પ્રમાણે કરવામાં આવે તો આ હોજળ પડદામાંથી મારે બાહેર પગ મુકવાનો પ્રસંગ નહી આવે;

પ્રમત્તસિંહે નવનિતની યુક્તી પસંદ કરી; આમ કરવાથી બીજી કોઇ હરકત થશે એમ તેના મનમાં વીચાર આવ્યો નહી; તેમજ તેવો વિચાર આવવાનો સંભવ નહોતો, કેમકે રાજમહેલની પાછળ નર્મદા નદિનું ઘણું ઉંડાણ હતું; ત્યાં કોઇનો પગરવટ નહોતો; તેમજ તે તરફની જગો ઘણી વિકટ અને હિંસક પ્રાણી અનાયાસ આવી શકે એવી ભયવાળી હતી; તેમજ આ વણિકની પુત્રિ નવ-

નિત એવી જગોમાં દોરડી પકડીને ઉતરી શકે તથા તેમ કરીને પણ હોડીમાં બેશીને જઇ શકે તેવી હિમ્મતવાળી છે એવી ખાત્રી પ્રમત્તસિંહને થઇ નહોતી; કેમકે કોઈ વિચિત્ર તર્ક કે યુક્તિની યોજના ઘડીને નવનિત સટકવા પામે એવી તે જગો નહોતી એમ પ્રમત્તસિંહે માની લીધું હતું. તેમજ તે સાથે નવનિતે પોતાનું મન પ્રેમાળું અને દિલાસાવાળુ પ્રમત્તને બતાવ્યું હતું; તેથી પ્રમત્તને વ્હેમ લાવવાનો વિશેષ માર્ગ રહ્યો નહોતો.—તેથી તે યુક્તી પસંદ કરીને પ્રમત્તસિંહે સઘળી યોજના નવનિતને કરી આપી, દરરોજ પુષ્પનો હાર ચાંપલી* માલણ આપી જાય તેવી ગોઠવણ કરી આપી અને પાછળના મોહોટા છજામાંથી દોરીમાં ઘડો ભરાવીને નવનિત તે નદીમાં ઘડાને ફાંસતી હતી. અને તેની દાશી રાજવડીની પાછળ પગ રસ્તે થઇને હોડીમાં બેશીને ઘડાનો ગાળો છુટો કરીને હોડીને હંકારી છેક પગદંડીયા તટ ઉપર લાવીને દોરડેથી બાંધીને પાછી આવતી રહેતી હતી. આ પ્રમાણે ઓગણ પચાસ દિવસ પુરા કરવાને માટે મોટી આશાવાળી નવનિતે ત્રાપ શરૂ કર્યો;



# પ્રકરણ ૮ મું.

## પવિત્ર અંતઃકરણનો એક મુસાફર.

### અનાયાસ લાભ.

પુર્વ અને પશ્ચિમ દિશાથી વેગ કરતી વાદળીયો, એક બિજાની સાથે સ્પર્શ કરતી આકાશમાં ગમન કરતી હતી; ભાનુદેવ તે વાદળિયોના જુથ્થમાં છુપાઇ ગએલો જ જણાતો હતો; કેટલીક વાદળીયો જળથી ભરેલી, અરણ્યને બહુ જ શોભા આપતી હતી; આસોપાલવના વૃક્ષ ઉપર બેઠેલાં મયુરવૃંદ ટૂહુંકાર કરી રહેલાં હતા; પશ્ચિમ અને પુર્વ તરફના સુગંધી વનસ્પતિ સાથે સ્પર્શ થએલા એક બિજાની સાથે અથડાતા અંગને સ્પર્શાઇને આનંદ પ્રાપ્ત કરતા હતા; વંટોળીયા વાયુથી ચારે બાજુની ધુળ ભરમડી ચકરડી કરતી છેક આકાશમાં ઉડીને રજનો સ્થંભ થઓ હોય તેવું દેખાતું હતું; જળથી ભરાયલી વાદળીયોનાં પશ્ચિમ દિશાએ મોટાં મોટાં શિખ્ખરો હિમાલય પર્વતના અત્યંત ઉંચા શૃંગ જેવાં જણાતાં હતાં. તે જળ પુરિત ઘનઘટામાં સર્પાકૃતિ કરતી વિજળી વારંવાર ચમકારા મારતી હતી; આ વખતે મધ્યાન્હનો સમય થયો હતો; સૂર્ય મસ્તક ઉપર આવેલો છતાં જોસ ભેર ચાલતાં વાદળમાં ઢંકાયલો દુધ જેવા વર્ણનો પ્રકાશ આપતો હતો; આહાવા પ્રકાશમાં દુરથી દેખાવ આપતા સાતપૂડા પર્વતના શિખ્ખરો અત્યંત શોભી રહ્યાં હતાં; પવનના યોગે ગંભીર જળવાળી નર્મદામાં જ્યાં અત્યંત ઉડાંણુ ઉપર જળ સમુદાય છે તેમાં પવન સ્પર્શના તરંગો નાંહાના મોટા પસાર કરતા હતા; બગલાં અને સારસ પક્ષીની પંકિત આકાશમાં ગમન કરી રહી હતી; એ પંકિત ખબુતરના પાંખ જેવા વાયુદળમાં સફેત પુષ્પના હાર જેવી દેખાતી હતી; આ કુદરતિ દેખાવ કોહોને આનંદ ન આપે! જેઓ સૃષ્ટાની અતકર્ય રચનાને જોઇને આનંદ પામતા આશ્ચર્યમાં જ ગેબ થઇ જાય છે, તેઓ તો આહાવા રમણિય સ્થળમાં જ નિવાસ કરે છે; અગર તેઓ ઠામ ઠામ મનોહર રચના જોવાને યાત્રા કરે છે; એટલું જ

નહિ પણ પશુ પક્ષિ વર્ગના પ્રાંણી તે વખતે આનંદથી નાચે છે; એ વખતે મોર કલા કરીને નૃત્ય કરે છે; અને આકાશમાં ઘન ઘટા જોઇને આનંદનો ટિહુંકાર કરે છે; મૃગનાં ટોળાં છલંગ મારતાં મંદમંદ સુગંધી પદાર્થ સાથે સ્પર્શ વહન થતા પવનમાં આમ તેમ દોડાદોડ કરે છે; આહાવા સમયમાં અને એવા રમણિય સ્થળમાં એક મુસાફર નર્મદા કિનારે સ્નાન કરતો હતો; એ મુસાફર તત્વચિંતક અને વેદ ધર્મના ખરા અર્થને માનનારો હતો, તે સ્વભાવે શાંન્ત અને ગંભિર મુખમુદ્રાવાળો જણાતો હતો, તેનાં નેત્ર મ્હોટાં અને નિર્મળ હતાં; તેના શરીરનો બાંધો મજબુત અને માંસલ હતો; તેના શરીરનું ગૌરવર્ણ શોભા જણાવતું હતું. કસરત કરવાથી અંગની મજબુતી વિશેષ હતી; તે ચારે તરફ નજર કરીને આનંદ પામતો હતો; છતાં તે જાણે મોટી ચિંતામાં પડી ગએલો હોય તેવી તેની મુખમુદ્રા કહી આપતી હતી; તે જાણે ગામે ગામ ફરતો હોવાથી શ્રમ પામેલા શરીરવાળો જણાતો હતો; તેનું હૃદય પ્રેમાળ હતું એમ તેનાં નેત્ર કહી આપતાં હતાં; મોઢેથી તો નર્મદાષ્ટક બોલતો હતો પણ અંતઃકરણના કેંદ્રમાં પ્રેમની પરિશિમા પ્રાપ્ત કરવાનો ઉદ્યોગ રૂપચિત્ર તાદશ ચિતરાયલું માલુમ પડતું હતું; તે ઘણો ધીર હોવાથી તેના હૃદયના વિચાર કોઈ કળી શકતું નહોતું; એવો એક મુસાફર, નર્મદા નદીના મુખ પ્રદેશ તરફ ઘણા દુર દેખાતા સાતપુડા પર્વતના દેખાવને જોઇ રહ્યો હતો, તેની સહજ દષ્ટી નદીના જળની શોભા ઉપર ગઇ; એટલે દુરથી એક ઘડો તણાતો તણાતો આવતો નજરે પડયો, તે જોતાં જ તેના હૃદયમાં સ્વભાવિક વિચાર ઉત્પન્ન થયા, આ ઘડો કયાંથી આવતો હશે! તેમાં શું હશે! કોણે મુકયો હશે! એ ઘડો આપણે લઇને જોવો જોઇએ;—એ વિચાર કરીને જળમાં જ ઉભો રહ્યો; વળી સંકલ્પ વિકલ્પ કરવા લાગ્યો કે નદી માતાનું પુજન કરીને કોઇએ ઘડો મુકયો હશે; એમાં શું જોવાનું હતું! માટીના ઠાલી ઘડામાં શું હોય! આમ વિચાર ચક્રમાં ચઢેલો જળમાંથી બાહેર નીકળવાનો વિચાર કરે છે એટલામાં તે ઘડો વેહેતા જળ સાથે તે મુસાફરથી પંદર કદમ દુર આવતો હતો; તે જોઈ હવે આટલા માટે શા માટે આળસ લાવવું જોઇયે! શંકાનું સમાધાન પણ થશે. પ્રત્યક્ષ પ્રમા

ણાનુભવ જેવો એકે અનુભવ નથી. એમ કહીને પાંણીમાં તરતો તરતો જઈ પોહોચ્યો, તે ઘડાને ઝડપથી હાથમાં પકડી લીધો;પછી ત્યાંથી સપાટા બંધ તરતો નદીના તટ આગળ ખડો થઇ ગયો; જ્યારે ઘડા ઉપર નજર કરી ત્યારે તે ઘડાનું મુખ લાખથી બંધ કરેલું જણાયું, તે બંધ કરેલા લાખ ઉપર એક મુદ્રા હતી. તે મુદ્રા તેણે જોઈ ત્યારે તો તેના મનમાં આશ્ચર્ય થવા લાગ્યું; જેમ જેમ બને તેમ ઉતાવળથી તેણે સુકવેલું ધોતિયું પેહેરી લીધું જે ધોતિયું સ્નાન કરતી વખતે પલળેલું હતું તે કછોટો વાળીને પથ્થર ઉપર સત્વરથી પટકીને સ્વચ્છ કર્યું; ઉપર્ણો જલદીથી ઓઢી લીધો, એમ કર્યા પછી ફ્રીથી તે ઘડો હાથમાં પકડીને જોયું, ઘડાના મુખ આગળ જે લાખથી બંધ કર્યો હતો તે લાખના બંધમાં ગોળ સીલ લગાવેલી હતી, તેમાં બાઈ નવનીતકળા, એટલા અક્ષરો સ્પષ્ટ રીતે જણાઈ આવ્યા; તે જોતાંજ તેનું હ્રદય પ્રફુલ્લ થયું; હવે અંદર શું છે ! શામાટે ઘડો જળમાં મુકયો હશે ! લાખની શીલ કરવા પુરતો તેને કયાંથી તક મળ્યો હશે ! આ ઉપરથી એમ જણાય છે કે નવનિત હયાત છે, પરંતુ પરાધીનમાં સપડાયલી હોવી જોઇએ, કદી એમ ન હોય તો તે મર્ણ પામતા પેહેલાં આટલું કામ કરી લેવાને તક મેળવી શકી હશે;

ખેર એનું હવે સિદ્ધાંત થશે, એમ ધારીને તેણે તે ઘડાને સારી પેઠે હલાવ્યો, ત્યારે અંદર કંઇ ન હોય એમ લાગ્યું, પણ કંઇ હલકો પદાર્થ અથડાય છે એટલા પુરતું સમઝવામાં આવ્યું; તેણે તે ઘડાને ફોડી નાંખ્યો. તે વખતે એક ચીઠી જોવામાં આવી, ઘણીજ આતુરતાની સાથે તે ચિઠિને તેણે હાથમાં લઇને વાંચી; તેમાં એ લખ્યું હતું કે "ચંદનપુરના રાજપુત્ર પ્રમાદના મહેલમાં હું સપડાયલી નિરાશ્રીત બાળાને કોઈ દયા આણીને મુક્ત કરાવો. આ ઘડો બેતાલીસમો છે. હવે આ પ્રમાણે વેહેતા મુકવાના ૭ છે, સાતમે દિવશે મારૂ મર્ણ છે; મારા મર્ણ દીવશ સુધી મારૂં બ્રહ્મચર્ય સચવાશે, તે શિયળવ્રત સાચવવાને તે દિવશ નિર્ણય કર્યો છે, કેમકે તે દિવશે પ્રમત્તસિંહ મારી સાથે લગ્ન કર્યા વિના રહેવાનો નથી, માહારા શુરવિર આર્ય ભુમિ રક્ષક બંન્ધુઓ આ ચીઠી વાંચીને મારૂ રક્ષણ કરો" ચીઠી વાંચીને આ મુસાફરનું હ્રદય ઉછળવા લાગ્યું,"

નેત્રમાંથી અશ્રુ ટપકવા લાગ્યાં; ધારેલી હકીકત તો હું મળી ચુક્યો પણ હવે તે કાર્ય સફળ કરવું એજ બાકી રહ્યું છે; ચીઠી વાંચીને હૃદય સાથે તેણે ઘણાજ પ્રેમથી દાબી જેમ બને તેમ તાકિદથી નર્મદા નદિ ઉપર વશેલા એક નાંહાંના ગામમાં જ્યાં મકાન કર્યો હતો ત્યાં જઈ પોહોચ્યો;

તે મુસાફર આપ નેવેદી હતો તેણે આજ અતિ ઉલટથી રસોઇ કરી લીધી; તેણે રાત્રીની વખતે એ ગામની સગ્ર પ્રજાને નિતિધર્મનો બોધ આપ્યો હતો, તે ઉત્તમ બોધને વશ થએલા મુખી, મતાદાર, પટેલ લોકો આ મુસાફર પાસે આવીને બેઠેલા હતા, એ વખતે મુસાફરે પ્રશ્ન કર્યો કે, દયાળચંદ પટેલ ! અહિથી ચંદનપુર કેટલે દુર થાય છે !

**દયાળચંદ**—હા, હા, પેલા પરમતશંગજીનું કે !

**મુસાફર**—પ્રમત્તસિંહનું કેમ કહો છો ! શું તે રાજગાદી ઉપર બેઠેલો છે ! ઠાકોર એજ છે કે !

**દયાળચંદ**—ના, ના, એનો બાપ તો જીવે છે પણ પરમતશંગ તલવારે બહાદર બહુ સે, વીળ દણે આશરે સો વાઘ માર્યા હશે; માટે એનું નામ આગળ પડતું થૈ જ્યું સે;

**મુસાફર**—ઠીક ઠીક; તો પછી એ જ પ્રમત્તસિંહનું ચંદનપુર અહિથી કેટલે દુર થાય છે;

**દયાળચંદ**—આશરે તરીહ ગાઉ ખરૂ;

**મુસાફર**—શિવ, શિવ, શિવ, શિવ, ત્યાં કયારે પાહોચાય;

**દયાળચંદ**—હેંડતા જાય તો બે દહાડાનો રસ્તો, પણ તમારા જેવા કદી હેંડે તો ત્રણ દીનો રસ્તો ખરો, હાંકે ! પણ ભાઈ ! એ ગાંમમાં કાંઈ કામ સે કે !

**મુસાફર**—ના, કામ તો કાંઈ નથી, પણ જેવી રીતે અહિંયા આવીને આનંદ કર્યો તેવો ત્યાં જઇને કરવો;

**દયાળચંદ**—હે માહારાજ ! તમે તો મોટા માંણહ જણાઓ છો, તમે આંઈ પંદરેક દહાડા રહો તો અમને એવો આનંદ થાય;

**મુસાફર**—મને ઘણી જરૂરનું કામ છે, માટે જવું પડશે, કદી તમારી મરજી હશે તો વળતી વખતે હું આ ગામે થઇને જઇશ;

**દયાળચંદ**—ત્યારે તો તમે એકલા જઈ શકો એવો પાંશરો રસ્તો નથી. ત્યાં જતાં તો ડુંગરા ડુંગરી અને જબરી ઝાડી આવે સે, રસ્તા પણ હજારો છે. તે કરતાં આ ગામનો એક ચોકીયાટ આપુ એટલે તેની સાથે તમે હેંડયા જાઓ;

મુસાફરને આનંદ થયો; જોઇએ તેવું સાધન મુખી પટેલના પ્રેમ ભળતા દ્વારે મળી આવ્યું; તેંણે તો એ જ દિવશે કમ્મર કસવા માંડી; હાથમાં લાકડી પકડીને તથા ચોકીયાટને લઇને પંથે પડયો; ચાર દિવશે સાયંકાળે ચંદનપુરમાં પ્રવેશ કર્યો;—આ ગામમાં તેંણે એક કુંભારને ત્યાં મુસાફર તરીકે ઉતારો કર્યો.

પુર્વે સેંકડો વરસથી જુનો રીવાજ એ હતો કે કોઈ પણ મુસાફર હોય તેને કુભાર લોકો પોતાની છુટી જગોમાં ઉતારો આપતા હતા; કુભાર લોકો ઘણા ખરા માર્ગી સાધુને માનનારા હતા, તેથી તે ધર્મમાં પરોપકાર કરવાનું મુખ્ય રહસ્ય રહેલું છે, તેવા ધર્મના અનુયાયી કુભાર લોકો મુસાફરની મરજી ઉત્તમ રીતે ઉઠાવતા હતા;

*

આજે આપણો નવિન મુસાફર કુભારને ત્યાં જ ઉતર્યો હતો; રાત્રી વખતે જે કંઈ ખોરાક લેવાનો હતો તે તેંણે લઈ લીધો; પછી નિવૃત થઇને તે કુભારની ઓસરીમાં પથારી કરીને બેઠો; પછી તે કુંભાર પ્રત્યે મુસાફર બોલ્યો કે, હે ભાઈ જેઓ મુસાફર લોકોની પરોણાગત કરે છે તેઓને ધન્ય છે; તમારો સ્વભાવ ઘણો ઉદાર અને માયાળુ જણાય છે; તમારી નમૃતા જોતાં જ ગમે તેવા વજ્ર હ્રદયના માણસને કૃપા ઉપજે એવી છે; વાહ, વાહ, આજે જાણે હું મારા પોતાના ઘરમાં હોઉ એવી રીતે અહિયાં તમારા પ્રતાપે કરીને સુખ પામ્યો છું;

**કુભાર બોલ્યો**—હે ભાઇ ! તમે તો ભલા માણસ દેખાઓ છો; ચંદન તે ચંદન જ, અને બાવળ તે બાવળ, તે પ્રમાણે અમે તો ગરીબ માણસ છીએ, જે જે સ્વભાવના માણસો આવે છે, તેમની શરૂભરા બને તેવી કરીયે છીએ.

તેમાં કોઈ ક્રોધી આવે છે, કોઈ સ્વારથી, કોઇ કપટી, કોઈ કેવી રીતે ફરનારા આવે છે. તેઓ પણ તેમના સ્વભાવથી જણાઈ આવે છે, પણ અમે તો પરમેશ્વરના નામ ઉપર પરોણાગત કરી હાથ જોડીને ઉભા રહીએ છીએ;

**મુસાફર**—વાહ, વાહ, તમારો સ્વભાવ સાધુ પુરૂષ જેવો છે; સંસારનો બોજ ત્યાગ કરવાથી કાંઈ ત્યાગી કહેવાતું નથી, પણ પોતાના શરીરમાં અને હૃદય દ્વારમાં મનના વિકારે કરીને તથા વિષયના બળવડે કરીને જે કાંઈ કાર્ય થાય છે તે દુઃખદાયક કાર્યના કરાવનારા વિષયને જેઓ વશ કરે છે, એજ ત્યાગી કહેવાય છે એજ ત્યાગી જગતને જીતે છે, જે જીતનો હેતું ખડગથી કે બળથી કે લડાઇથી મેળવવામાં પ્રયત્ન રહ્યો છે છતાં યથાર્થ કહેવા તો નથી તે જીત ત્યાગી પુરૂષોનો યથાર્થ અને જગત જીત પુરૂષાર્થનો યોગ કહેવાય છે;

હે ભાઇ તમને ધન્ય છે; એમ કહીને તે મુસાફર પથારી ઉપર આડો થયો મુસાફર તરફથી ધન્યવાદ તથા ઉપકારનાં વચન સાંભળીને કુંભાર અનહદ ખુશી થયો; કુંભાર જાતે ગરીબ હતો; તેતો માત્ર રસોઈ કરવાને માટે તથા પાણી ભરવાને માટે માટીનાં વાસણ, બરતન તથા ઉતારો આપતો હતો, કદાપી બની શકે તો ગોદડી અને ખાટલો આપી શકતો હતો; તે શિવાય ખાવાની વસ્તુ વીગરે ઉતરનાર મુસાફર મોદીખાનેથી ઉપાડ કરીને લાવે એમ હતું; આ પ્રકારની શરભરા કરનારો કુંભાર આ સાત્વિક વૃતિવાળા મુસાફરને જોઇને તથા તેના શબ્દો સાંભળીને ઘણો આનંદ પામ્યો હતો; તે કુંભારની જોડે એક ચાંપલીમાલણનું ઘર હતું. તે માલણ એકાએક કુંભારને ઘેર સહેજ આવીને ઉભી રહિ,—માલણને જોઇનેજ પેલો કુંભાર કહેવા લાગ્યો કે આજે તો અગિયારશ છે, માટે જે પ્રકારે પ્રભુનું નામ લેવાય તે પ્રકારે જાગ્રણ કરીને લેવું જોઇએ; આ અમારી ઓસરીમાં બેઠેલ મુસાફર બહુ જ્ઞાની અને લાયક છે, તમે પણ બેસો;—કુંભારનું વચન સાંભળીને સાઠ વરસની ઉમ્મરવાળી વૃદ્ધ ચાંપલી ડોસી હાથમાં માળા લઇને ત્યાંજ બેશી ગઈ;

કુંભાર ગરીબ સ્થિતિનો હતો, તે સાથે માર્ગી સાધુના ઉપદેશથી તેનું હૃદય ભિન્ન ભાવ વિનાનું હતું; વળી સજ્જન અને સતસંગ

મેળવવાની ઇચ્છાવાળો હતો; અનેક પ્રકારની વાતો સાંભળવાને રશિયો હતો; કોઈ ભાગ્યશાળી અને પ્રમાણીક મુસાફર જોવામાં આવે તો તેની પાસે બેશીને આનંદ મેળવતો હતો, એવો એ કુંભારે જ્યારે મુસાફર તરફથી પોતાના ગુણનાં વખાંણ સાંભળ્યાં ત્યારે તે ભોળા મનના કુંભારને એકાએક પ્રેમ ઉત્પન્ન થયો; પથારી ઉપર સુઈ રહેલા મુસાફરના પગ આગળ જઇને પગ ચાંપી કરવા લાગ્યો; મુસાફરે પોતાનો પગ સંકોચાવીને કહ્યું કે હે ભાઇ ! તમે આમ કરતા નહી, હું કદીપણ પગ ચંપાવતો નથી;

કુંભારે કહ્યું, કે હે ભાઈ ! તમે દસ બાર ગાઉથી ચાલ્યા આવો છો, તેથી તમને થાક લાગ્યો હશે, તમારૂ શરીર જોતાં તમે કોઈ ભાગ્યશાળી જણાઓ છો, તમારૂ મોટુ કપાળ જ કહી આપે છે; તમારી કાંન્તી કોઈ અમીર જેવી છે; છતાં તમે એકલા પગે ચાલીને મુસાફરી કરો છો; એ જોઇને મને આશ્ચર્ય લાગે છે, હું તો ગરીબ કુંભાર છું, આપ જેવા સજ્જન ગુણી માણસોની શેવા કરતો આવ્યો છું, અને કરૂ છું; માટે તમે મનમાં કાંઈ શંકા લાવશો નહી;

પવિત્ર મનના કુંભારનું વચન સાંભળીને મુસાફરને આનંદ થયો; પોતે ચાલવાનાં શ્રમથી થાકી ગયો હતો એ તો ખરૂ હતું. પગ દુખતા હતા; તેમાં આસ્તિક કુંભારનો નિર્મળ પ્રેમ મુસાફરે જોઈ લીધો; તે ઉપરથી મુસાફરે કહ્યું કે ભાઇ ! તમે આજ મારા પગ ચાંપશો, પણ કાલે કોંણ ચાંપશે ! માટે એ ટેવ જ ખોટી; ઉષ્ણ જળથી સ્નાન કર્યું છે તેથી મારો તમામ થાક ઉતરી ગયો છે, તમે મને ઉતારો આપ્યો, તથા રસોઇ કરવાને માટે વાસણ અને લાકડાં આપ્યાં, તેમ જ શયન કરવાને માટે ગોદડાં અને આ મકાન આપ્યો, એ કામ ઓછું કર્યું નથી, તમે ઉપકાર કરનારા છો, અને તે ઉત્તમ કામથી જ તમારૂ કલ્યાણ થશે;

મુસાફરની વાંણી કુંભારે સાંભળી, એટલે તો તે ભોળો કુંભાર તુરત જ પગ ચાંપવા લાગ્યો; મુસાફરે ઘણીએ આનાકાની કરવા માંડી પણ તે ઉપર કુંભારે લક્ષ આપ્યું નહી;

એટલામાં ચાંપલી માલણ બોલી ઉઠી કે ભાઈ ! તમે હવે અહીથી આગળ ક્યાં જવા ધારો છો ! આગળ રસ્તો છે જ નહી;

ગામ પણ નથી; કેવળ ભયંકર ડુંગરાઓ છે. છેલ્લામાં છેલું આ ગામ છે. આ તો સાતપુડો પર્વત છે. જેમાંથી નર્મદા નદી નીકળ્યાં છે; નદીનું મુખ હજુ અહીંથી પાંચ ગાઉ દુર છે. તે જોવા જવાની તમારી ઇચ્છા હોય તો ચાલતાં ઘણી મહેનત પડે તેમ છે; ત્યાં કોઇથી જઇ શકાતું નથી.હિમ્મતવાન અને ખળકટ માણસ એ ટલામાં જ જઇને પાછા આવે છે,પછી ત્યાંથી આગળ કેમ છે તે સમઝાઈ આવતું નથી; નજર પોહોચે નહી એવી ઉંડી અને મોટી ખીંણો છે તેમાં આ નર્મદા વહે છે, ઝાડી તો એટલી બધી છે કે તેમાં સુર્યનો પ્રકાશ પણ પડી શકતો નથી, આ ગામ પણ તેવા જ ડુંગરોમાં છેલ્લામાં છેલ્લુ છે; તો તમે નર્મદા નદીની પ્રદક્ષણા કરવા સારૂ આવ્યા હશો કેમ ખરૂ કે !

**મુસાફર**—માજી ! તમે કહો છો એમ જ છે, આ સઘળી શોભા જોઇને જ હું આનંદ પામ્યો છું, પરમેશ્વરની રચના તો જોવી જ જોઇએ, એ જ તેની કૃતિ આપણા હ્રદયમાં જોવાથી જ વસે છે, આપણા શરીરમાં પણ ઇશ્વરનો વાસ છે તેવી રીતે તમામ બ્રહ્માંડમાં ઇશ્વર વસિ રહેલો છે;પણ નેત્ર દ્વારાએ કર્તાની કૃતિ જોઇએ તો ઇશ્વરની રચના માટે ઉત્તમ પ્રકારનો બોધ મળી શકે છે, કહ્યું છે કે કપાળે કપાળે જુદા જુદા મત્ત છે, તેથી દેશાટણ કરવાથી સત્પુરૂષોના દર્શણનો પણ લાભ થાય છે; એમ કરવાથી અનેક માણસોનો સહવાસ થાય છે; હે માજી ! વિચાર કરો કે તમે ક્યાં અને હું ક્યાંનો છું. એમ મનમાં લાવીએ તો તે માત્ર કહેવા પુરતું છે; વસ્તુ તો એક છે; જીવ ન્યારા છે. પણ જુદા જુદા સ્થાનમાં પ્રગટ થએલા મનુષ્યો જુદા જુદા વ્યવહારમાં રહેલા જુદા જુદા ગુણે કરીને જોવામાં આવે છે; અનેક ચિત્ર વિચિત્ર રંગ બેરંગી આકૃતિ વાળાં પ્રાંણી નજરે પડે છે, અનેક પ્રકારની રચના જણાઇ આવે છે; હે માજી ! તે તમામ નેત્ર ગુણનું સાધન છે; જો કે નેત્ર છે તો તેનો ઉપયોગ કરવોજ જોઇએ; નેત્રનો ઉપયોગ જ્ઞાની પુરૂષો વિવેક દ્વારાએ પ્રવાસ કરીને દેશના કલ્યાણ માટે સારો કરે છે; જેઓ જ્ઞાની પુરૂષ છે

તેઓ તો દેશાટણ કરીને સર્વ મનુષ્યોને મળીને તેમના હૃદયમાં નિવાસ કરે છે; હે માજી! હું તો માત્ર આ સઘળો દેખાવ જોવા સારૂ આવ્યો છું, અને એને યાત્રા માનું છું;

**ચાંપલી બ્રાહ્મણ**—વાહ, વાહ, ધન્ય છે, ધન્ય છે, હે ભાઇ અમારા ગામના ઠાકોર પાસે તમારા જેવા જ્ઞાની પુરૂષ હોય તો બાકી શી રહે!

**મુસાફર**—તો શું અહિનો ઠાકોર અભણ છે! કદી એમ હોય તો તેની પાસે કાંઇ લાયક કારભારી નથી કે શું!

**ચાંપલી બ્રાહ્મણ**—ભાઇ! આખી વસ્તી અભણ છે; પણ તે તમામ વસ્તી તલવારે બહાદુર અને શૂર છે; જેઓ મર્ણનો તો ભયજ રાખતા નથી; સહજ તકરારમાં વિજળીની માફક તલવાર મ્યાનમાંથી ખુલ્લી કરીને એક બીજાની ગર્દન ઉપર પ્રહારે છે; તેમાં તેઓ ક્ષણ માત્રમાં પ્રાણ ખુવે છે; તે તમામ અભણ પ્રજાના અંતઃકરણમાં ક્રોધરૂપી અગ્નીનુંજ ચિત્ર છે; તે ક્રોધરૂપી અગ્નીનાજ ચિત્રમાં સદ્‌બોધ અને સદ્‌વિદ્યાનો નિવાસ શી રીતે થાય! તેમાં કાળા રંગની કામળની કળાશ સેંકડો મણ સાબુથી જતી નથી; યુવાવસ્થાના શ્યામ વાળ જેવી રીતે વૃદ્ધાવસ્થામાં સફેત થાય છે તે સફેદ થવાપણાની કૃતિ માત્ર કુદરતિ છે તેજ પ્રમાણે તેઓની ઉત્પત્તી પણ ક્રોધ વીર્યનીજ છે; તેમાંથી સત્વ ગુણીની શી રીતે થાય! તઓ તે સત્વ ગુણીની સોબત ક્યાંથી મળે! એવા અભણ અને સાહસ કૃત્ય કરનારાઓમાં સત્વગુણિ પંડિત શી રીતે રહી શકે!

અત્યારે તો જયમલ નામનો ઠાકોર છે તે ઠાકોર વૃદ્ધ છે; છતાં વૃદ્ધ થએલા કુરસિંહ જેવો દેખાય છે. તેનાં નેત્ર વૃદ્ધાવસ્થાને લીધે ઉંડાં ઉતરી ગયાં છે તોપણ તે નેત્રમાં લોહી જેવો રાતો વર્ણ સાહસ કૃત્ય કરતો હોય તેવો જણાવે છે; તેના બન્યો હાથ ઉપરની ચાંમડી લટક્યાં કરે છે તોપણ તે હાથમાં ધનુષ પકડીને બાંણ મારવામાં તે સમર્થ છે, મોટા ડુંગરના શિખ્ખર ઉપર તેની યુવાવસ્થામાં ચઢી જવાની દૃઢ કસોટી છે તેથી અત્યારે પણ તે ડુંગરમાં ફરવાને કંટાળતો નથી. એવો જયમલ્લ વૃદ્ધ સિંહ છે.

તેનો પુત્ર પ્રમત્તસિંહ ખરેખરો સિંહરૂપ છે; તેના શરીરનો બાંધો ક્રુર રાક્ષસ જેવો છે. તેના ભુજદંડ લોખંડના સ્થંભ જેવા મજબુત છે; તે ભુજદંડ ઉપર તલવારનો પ્રહાર પણ પ્રવેશ કરી શકે નહી તેવા મજબુત માંસના લોચાનો ભાગ છે, તેણે અત્યાર સુધીમાં એકસોને દસ વાઘ મારેલા છે; સિંહની સામે જઇને ટક્કર લે છે; તે કદી પણ છુપી રીતે ઉભો રહીને શિકાર કરતો નથી; તે પોતાના શરીર ઉપર લોખંડી કવચ પેહેરે છે, મસ્તક ઉપર લોખંડનો ટોપ ઘાલી દે છે; કમરથી તે પગના ઢીંચણ સુધી લોખંડી રક્ષણ પેહેરે છે, છતાં મજબુત લોખંડની ઢાલ પીઠ સાથે લગાવે છે; તેના અંગ ઉપર ત્રણ મણ વજનનો લોખંડી પોશાક ચઢે છે, તે શિવાય તલવાર બંધુક, જમૈયો, કટાર, બરછી, ભાલો વીગેરે જે હોય તે જુદુ ગણવાનું છે; આહાવી પ્રકારનો જયમલ ઠાકોરનો કુમાર પ્રમત્તસિંહ છે, તેની ઉમર અત્યારે પાંત્રીસ વરસની છે; લડાઇ કરવામાં મહા શુર છે; ભયંકર પ્રદેશમાં રાત્ર દિવશ ફરનાર છે, સિંહ જેવી રીતે નિર્ભય થઇને અરણ્યમાં ફરે છે તેવી રીતે આ પ્રમત્તસિંહ પણ અરણ્યમાં અને પ્રજા વર્ગમાં નિર્ભય ફરે છે; તે ઠાકોરની પ્રજા પણ તેવીજ છે; એક ઘર આ ટેકરા ઉપર તો બીજું ઘર બીજા ટેકરા ઉપર એમ દરેક ઝુંપડાં એક બીજાથી દુર દુર છે, અહિવાં કાંઇ હાટ ચૌટાં કે મોટું બજાર નથી; જ્યારે ગામની રૈયતનો એક ઠેકાણે ઝમાવ કરવો હોય ત્યારે ઢોલ વગાડવામાં આવે છે; તે વખતે હજાર કામ મુકીને શસ્ત્ર અસ્ત્ર સજીને સઘળા હાકરડાઓ થોડીકજ વારમાં દરબારગઢ આગળ ભેગા થઇ જાય છે; તે વખતે દસ બાર હજાર માણસોનો કાફલો દેખાવમાં કાજળના ડુંગરા જેવો તથા દુરથી દેખાતા શિવાલિક પહાડના રંગ જેવો જણાય છે; આ તરફનો પ્રદેશ કેવળ ડુંગરા ડુંગરીનો છે તેમાં કંઇક કંઇક જગોએ બન્યો ડુંગરાઓની મધ્યનો પ્રદેશ સપાટ છે, તેમાં બાજરી, મકાઇ, જવાર, મઠ, મગ, બંટી, કોકરા, અને ઘઉં પણ થાય છે; આ ઠાકોર નવલપુરના રાજાને ખંડણી ભરે છે; આ ગામનું નામ ચંદનપુર છે; આ ગામમાં તદન કોળી, અને હાકરડા લોકોજ રહેછે; અહિયાં વિદ્વાન બ્રાહ્મણ કે ધનાઢય શાહુકાર વણિક રહી શકતા નથી;

**મુસાફર**—શિવ, શિવ, શિવ, શિવ, હે માજી! તમે આહાવા કુઆ-મમાં શી રીતે રહી શકો છો! તમારી વાંણી ઉપરથી તમે લાયક અને બહુ શ્રુત જણાઓ છો, તો શું તમારો જન્મ અહિયાં થયો હતો કે આ ગામમાં તમે રહેવા આવ્યાં છો! આ કુભાર પણ તમારી પેઠે નિર્મળ વાંણી બોલે છે; તમે આ નગરના ઠાકોર અને કુભારની વાત કહી તે ઉપરથી તો આહાવા અભણ ગામમાં તમારો નિવાસ કેમ થયો! અગર અહિયાં રેહેવાનું તમારૂ મન કેમ માન્યું! એજ મને શંકા થાય છે;

**આંપલી માલણ**—હે ભાઇ! તમારી શંકા ખરી છે; મારો પિતા વિનોદ નગરમાં રહેતો હતો, તેમના ઉત્તમ શિક્ષણથી હું વાંચતાં વચતાં થોડુંક શીખી હતી. ત્યાર પછી વિનોદાનંદ સાધુથી કેટલાંક પુરાણ ઇતિહાસ દસ વરસ સુધી સાંભળ્યાં હતાં; મારો વિવાહ પણ એજ ગામમાં મારા પિતાએ યોગ્ય વર જોઇને કર્યો હતો, કેટલાક વરસ સુધી ગ્રહસ્થાશ્રમમાં હું રહી. પછી મારો સ્વામી મર્ણ પામ્યો; ત્યાર પછી મારાં માતુશ્રી અને મારા પિતા મર્ણ પામ્યાં; મારા સ્વામીનો કેટલોક પૈસો તથા મારા માત પિતાનો કેટલોક દ્રવ્ય મારે કબજે થયો. તેથી હું સ્વતંત્ર સ્થિતિમાં રહેલી હતી; એ દ્રવ્યથી કાશી પ્રયાગ, ગોકુળ મથુરાં ઇત્યાદિકની યાત્રા કરી, દક્ષીણ તરફ છેક શ્વેતબંધુ રામેશ્વર સુધી જઇ આવી, પછી નર્મદા નદીની પ્રદક્ષણા કરવી જોઇએ, એવો ચોકસ વિચાર થયો; તેથી એજ કાર્ય સારૂ સારો સંગાથ જોઇને હું નીકળી, ફરતાં ફરતાં આ નર્મદા નદિના મુળ આગળ સાતપુડા પર્વતની શાખા આગળ અહિયાં આવી પોહોચી; એ વખતે જયમલ ઠાકોર યુવાવમાં હતો. હું પણ યુવાવસ્થામાં રંડાયલી હતી; આ ગામની હવા, પર્વત, વૃક્ષ, વાયુ, અને અરણ્યનો દેખાવ ઇત્યાદીક આનંદ જનક લાગ્યું તે સાથે આ ગામમાં તમામ અભણ માણસોને જોયા; તે સાથે તે લોકો માત્ર સત્ય વક્તા છે, તેઓનો ઉપકાર કર્યો હોય તો પોતાનો પ્રાણ

આપી દે તેવા છે; તેઓ કેટલાક ભાગે કેવળ ભોળાં છે; આ સઘળો દેખાવ જોઇને મારા મનમાં એમ નિશ્ચય થયો કે અહિંયાં ઉપાધિ રહિત આનંદમાં રહી શકાશે; અહિંના ઠાકોરને મ્હેં પચાસ રૂપીયા નજરાણો કર્યો હતો તે ઉપરથી ઉદાર દિલના ઠાકોરે મને પોશાક આપવા માંડ્યો. તે વખતે ઠાકોર સાહેબને મ્હેં એમ કહ્યું હતું કે! માહારાજ! મારી મરજી તમારા ગામમાં રહેવાની છે. હું જાતની બ્રાહ્મણ છું, માટે મને કોઈ સારા ઘરનો આશ્રય આપો તેમાં હું રહું અને દેવીની ભક્તિ કરૂં—ઠાકોરે ખુશીથી મને મજબુત ઘર રહેવા આપ્યું, તે સાથે પોતાનો મોટો બાગ સંભાળવાને મને આપ્યો છે. તે બાગમાં પ્રાતઃકાળમાં દરરોજ હું જાઉં છું, તેમાંથી સારાં પુષ્પ વીણી લઇને દરબારમાં દેવીની પુજા માટે આપવા જાઉં છું—હાલ એક નગરથી ચોરી કરીને અત્યંત રૂપાળી સ્ત્રીને પ્રમત્તસિંહ લાવ્યો છે; તે બાઈ દરરોજ દેવીની પુજા કરે છે, તેથી તેમને માટે એક પુષ્પનો હાર અને ગોટો બનાવીને લઇ જવો પડે છે; એ બાઈ પાસે હું દરરોજ જાઉં છું; તેની કાન્તી કેવળ અપ્સરા જેવી છે, પણ તેનાં નેત્ર નિર્મળ અને ઉત્તમ વિચાર કરનારાં હોય તેવાં જણાય છે; એ બાઈ પલાંઠીવાળીને એકાગ્ર વૃત્તિથી માળા ફેરવ્યાં કરે છે;—દીવશમાં એક વાર બપોરની વખતે પ્રમત્તસિંહ એ નવિન આવેલી બાઈ પાસે જાય છે; તે દુરથી બેશીને વાતોના ગપાટા મારીને પાછો આવે છે; અમારા સાંભળવામાં તો એમ આવ્યું છે કે નર્મદા નદિના પુજન માટે જે ઘડા મુકવાના છે તે ઘડા પુરા થાય એટલે બીજે દીવશે પ્રમત્તસિંહ તેની સાથે લગ્ન કરશે; ઘણું કરીને હવે ત્રણ ઘડા રહ્યા છે; હે ભાઇ! મ્હે મારી હકીકત આપને સંક્ષેપથી કહી દીધી છે, અત્રે હું આ સ્થિતીમાં છું મને અહિયાં કોઇ પ્રકારની ઉપાધી નથી, દરરોજ આનંદમાં જાય છે. તેમાં વળી આપ જેવા જ્ઞાનીનાં દર્શન થયાં તો પછી આનંદમાં વધારો શા માટે ન થાય!

**મુસાફર**—માજી ! તમારી હકીકત સાંભળીને મને ઘણો આનંદ થાય છે; આ ભુમિ કેવળ પવિત્રછે. એકાન્ત છે; રમણિય છે; વળી નર્મદાનું સુખ છે; કુદરતિ દેખાવ મનને અલ્હાદ આપે તેવો છે; છએ ઋતુમાં સુખદાયક છે; માજી ! તમે તો ઉત્તમ નિવાસ ખોળી કાઢયો છે; પૂર્વે એકાગ્ર વૃતિ-સાધનારા યોગી પુરૂષોએ આહાવો જ મકાન પસંદ કર્યો છે; ભલે ત્યાગી હો કે ભલે ગ્રહસ્થાશ્રમમાં રહેલો કોઇ હો. પણ ખરૂ તત્વ માનનારા પુરૂષો તો તે બન્ને સ્થિ-તિવાળા આહાવા સ્થાનનેજ પસંદ કરે છે; દુધ પદાર્થ ત્યાગીને અને સર્વને એક રીતે તુષ્ટિ કરે છે; હે માજી તમારી વાંણી આજે મારા શ્રમને પણ દુર કરે છે; હવે હું એટલું કહું છું કે અહિના ઠાકોરનો બાગ મને બતા-વો તો મને આનંદ થાય;

**માલણ**—હે ભાઈ! કાલે પ્રાતઃકાળમાં હું વ્હેલી ઉઠીને બાગમાં જવાની છું તે વખતે હું તમને લઇને જઇશ, વળી અ-ત્યારથી હું આમંત્રણ દઉં છું કે આવતી કાલે મારે ત્યાં પધારો અને ત્યાંજ રસોઇ કરીને ભોજન કરો.

મુસાફરે તે માલણનું આમંત્રણ સ્વિકાર્યું, શ્રમને લીધે મુસા-ફરની આંખ નિંદ્રામાં ડેહેરાવા લાગી; એટલે બુદ્ધિવાન ચાંપલી માલણે કુંભારને ઈસારો કર્યો કે હવે તું પગચંપી કરતો બંધ થઈ જા, હવે તુ પણ નિદ્રા લેઇ લે. કેમકે આ મુસાફર થાકને લીધે નિદ્રાવશ થશે, હું પણ જાઉં છું.—એમ કહીને માલણ પો-તાના ઘરમાં ગઈ અને કુંભાર પણ નિદ્રાધિન થયો;



# પ્રકરણ ૯ મુ.

## મુસાફરની યુક્તિ.



આ જે દીવશે પ્રાતઃકાળે ભગુવાં વસ્ત્ર ધારણ કરનારો મુસાફર પેલી માલણ જોડે દરબારી બાગમાં ગયો; બાગની શોભા જોઇને તેને ઘણોજ આનંદ થયો. આ બાગ એક કોસ સુધી પોહોળો અને લાંબો હતો, તેમાં વનસ્પતિયો હતી, અનેક પ્રકારના વૃક્ષની ઓળ બાગની ચારે બાજુની હદ ઉપર ઓળબંધ હતી; વચલા ભાગમાં ઠેર ઠેર બેઠકો હતી, અને ઠેર ઠેર નાંહાનાં અવાસ બાંધેલા હતા, બાગના મધ્ય કેંદ્રમાં નાંહાનું તળાવ હતું, જે જગોએ પુષ્પ હતાં તે જગો આ મુસાફર પેલી માલણ સાથે જોવા ગયો; દરેક રચના જોઇને પેલો મુસાફર માલણને પોતાનો આનંદ જણાવ્યાં કરતો હતો;

એક પથ્થરની બેઠક ઉપર બેસવાને માલણે પેલા મુસાફરને ભલામણ કરી,–અને પોતે પુષ્પ વીણવા સારૂ પુષ્પ બાગમાં જઈ પોહોંચી, થોડીવાર થઈ એટલે મોટી છાબમાં, ગુલાબ, ગુલદાઉદી, ચંપો, મોગરો ઈત્યાદિક પુષ્પ ભરીને પેલા પથ્થરની બેઠક આગળ આવી પહોંચી; પછી સુતરની દડી મ્હોં આગળ મુકીને હાર બનાવવા લાગી; આ વખતે માલણ તે બાગમાં એ સ્થળે એકલી હતી, બાગના રક્ષકો બાગમાં ઘણે દુર દુર પોતપોતાના કામમાંજ લાગુ રહેલા હતા; તેથી એકાન્તનો તક જોઇને મુસાફરે પેલી માલણ સાથે બોલવાની શરૂઆત કરી;

**મુસાફર**—હે માજી! તમે જ્ઞાની છો, ન્યાય અને અન્યાયના રસ્તાને સારી પેઠે જાણી શકો તેવાં છો, આ અભણ કુગ્રામમાં તમે રત્ન તુલ્ય છો, તમારા હૃદયમાં દયાનો વિશેષ ભાગ છે; તેથી અત્યારે જે મારા મનમાં વિચાર આવ્યો છે તે વિચાર તમારા પેટમાં સ્થિર રહી શકે તો હું તમને કહેવાને ધારૂં છું;

મુસાફરનું વચન સાંભળી માલણ મોટા વિચારમાં પડી, અને બોલી કે, બાઇ! તમે જે કંઈ કહેશો તે નિતિનુંજ વાક્ય કહી બતાવશો, તમારે કોઈ પ્રકારની કાળજી રાખવી નહી; જે કંઈ કહેવું હોય તે પુરેપુરા ખુલાસાથી કહિ દ્યો. હું એવી અધમ નથી કે મારા પેટમાંથી વાત બીજે કંઈ નીકળી શકે!

મુસાફર—માજી! મનુષ્યનો દેહ દુર્લભ છે; શરીર તો અહિયાંજ પડ્યું રહેવાનું છે, તે ખોળીયાનો ત્યાગ કરીને જીવ આ પોકળ આકાશમાંજ સમાસ કરનારો છે; એ બધું સારી પેઠે જાણુવામાં છે; છતાં જેઓ નિચ કર્મ કરે છે તેઓ નિચ કર્મનું ફળ ફરીથી જન્મ પામીને ભોગવે છે, જેઓ ઉચ્ચ કર્મ કરે છે છે તેઓ સારાં ફળ પામે છે; હે માજી! પરોપકાર એજ માણુસનું ભુષણુ છે; જ્યારે અંતઃકરણમાં દયા હોય છે ત્યારેજ પરોપકાર થઈ શકે છે; પણ નિર્દય પુરૂષોથી તો સ્વપ્નમાં પણુ પરોપકાર કરવાને પગ મુકાતો નથી; માટે મારો આગ્રહ એજ છે કે અમુલ્ય મનુષ્ય દેહે કરીને પરોપકાર કરવો જોઇએ; તમે રાજવઢીમાં દર રોજ જાઓ છો; જે સ્ત્રીને પ્રમત્તસિંહ બળાત્કારથી પકડી લાવ્યો છે તે સ્ત્રીને યુક્તિથી છોડાવો તો એના જેવો પરોપકાર બીજો એકે નથી; જેવી રીતે નિરપરાધી બંધનમાં પડેલો દુઃખી થાય છે તેવી રીતે તે પવિત્ર સ્ત્રી રાત્ર દિવશ ઇશ્વિરનું ધ્યાન ધરનારી સ્ત્રી કેટલી બધી પીડાતી હશે! એ વિચાર તમારે કરવાનો છે;

માલણ—હા બાઇ, એ વાત ખરી છે; તે બાઈના હૃદયમાં આનંદનું ચિન્હ તો જણાતુંજ નથી, પણ જાણે ફાંશીને લાકડે ચઢનાર ખુનિ માંણુસ ચિંતામાં પડીને પોતાના મૃત્યુના દિવશ જેમ ગણુતો હોય તેજ રીતે એ બાઇ દિનપરદિન કૃશ થતી ફિકરથી અને ભયથી પીડા પામતી જણુાય છે; તે જાત કોણુ છે! એમ મારા મનમાં વારંવાર કલ્પના આવ્યાં કરે છે પણુ હું તે બાઇને પુછી શકી નથી, પરંતુ ઘણુા ભાગે કોઈ દ્રવ્યવાન શેઠની પુત્રી

હોય એમ જણાય છે, તેની પાસે એક બે પુસ્તકો છે તે રાત્ર દિવશ વાંચ્યાં કરે છે; પણ તેનાં નેત્ર આંસુના પાંણીથી ભીનાંને ભીનાંજ માલુમ પડે છે, પરંતુ તે ચતુર એવી છે કે પોતાની અફસોસી બીજા કોઇને જણાવતી નથી; પણ ભાઇ! એ બાઇ દુઃખી છે એમાં તો કાંઈ જ શક નથી; તેના દુઃખને બીજું કોંણ કળી શકે તેવું છે! જો કે હું કળિ શકુ તેમ છું તો મારામાં તેનું દુઃખ ખંડન કરવાની શક્તિ નથી; કેમકે પ્રમત્તસિંહ જેવા રાક્ષસના કબજામાંથી બાહેર કાઢવી એ નાંનીસુની વાત નથી;

**મુસાફર**—તમે ખરૂં કહો છો, પણ તમારી કાંઇક છુપી રીતે મદદ હોય તો જો કે હું તે બાઇને ઓળખતો નથી પણ મને દયા આવવાથી, તેને સંકટમાંથી મુક્ત કરીશ; હું તો મુસાફર છું, મારે કોઇ જંજાળ કાંમનીજ નથી; હું તો વિરક્ત સાધુ જેવો છું, મને દુનિયાના સુખનો મોહ મિથ્યાજ ભાસે છે, પણ અન્યાય દ્વારાએ પીડા પામનાર પ્રાણીને બંધનમાંથી મુક્ત કરવું એ સજ્જન પુરૂષનો પુરૂપાર્થ કહેવાય છે; હે માજી! દેશનું કલ્યાણ કરવામાં કે પરોપકાર કરવામાં કદી દેહનો નાશ થાય તો તે ઉપર દરકાર રાખવો નહી; કેમકે કાળચક્રમાં જ્યારે ત્યારે પણ આ દેહ ખપવાનો છે જ.

**માલણ**—અહાહા, ભાઈ! તમારો વિચાર ઘણોજ શ્રેષ્ટ છે, અને એવા પરોપકારમાં મારાથી બને તેટલી માહારા ઉપર કોઈ પ્રકારનો અપવાદ આવે નહી તેવી રીતે હું દુર રહીને મદદ આપીશ; માટે યુક્તિ શોધી કાઢવી એ તમારૂ કામ છે; આ તરફની માહીતી મારા તરફથી મળી શકશે.

**મુસાફર**—નર્મદામાં ઘડો મુકવાને જાતે જાય છે કે દાશી!

**માલણ**—હાં, હાં, એ વાત તો કહેવી ભુલી ગઇ,—રાજધઢીની પછીતે જ નર્મદા વહે છે. પણ તે ઘણો કઠણ રસ્તો છે, છતાં તે રાજધઢીની પછીતે મોટો ઝરૂખો છે, તે ઝરૂખાને લગતી બારીવાળા મેડાના ભાગમાં તે બાઇ રહે છે,—એ

ઝરૂખાને દોરડું બાંધી મુક્યું છે તે દોરડે ઘડો બાંધીને નદીમાં મુકે છે, પછી તે તરફ પાછળના ભાગમાં એક દાશી આવીને દોરડાનો બંધ ઘડાથી મુક્ત કરે છે, એટલે તે ઘડો વેહેતા પાણીમાં ચાલ્યો જાય છે, ઘડાથી દોરડાનો બંધ મુક્ત કરવાને એક દાશી નાના સરખા હોડકામાં બેશીને જાય છે, કેમકે ઝરૂખાના નીચે નર્મદાનું ઘણું ઉંડું પાણી છે તે પાણીની સપાટીથી કોણ જાણે પાંચસે ગજ ઉંચાઇમાં રાજગઢીનો ઝરૂખો છે, કારણ કે નર્મદાના વ-હેતા જળ સાથે કાળા પથ્થરનો અતિ ઉંચો એક મજબુત ટેકરો છે તે ઉપર રાજગઢી બાંધેલી છે અને તે ઝરૂખો નર્મદાના અથાગ જળ ઉપર આવી જાય છે.

**મુસાફર**—હાં, હાં, હવે હું સમઝયો; ત્યારે તો રાજગઢીની પાછળ-નો ભાગ કેવળ ભયંકર અને એકાંન્તનોજ હોવો જોઇએ; વળી તે ઝરોખાની નીચેના ભાગમાં તથા તે મોટા અવાસના પછિતના થડમાં ઉભા રહેવાનો માર્ગ નથી એ તો તમારા કહેવાથી હું સમઝયો, જો કે પગ મુકવા જેવી સગવડ હોત તો ત્યાંથી બીજા આરા આગળ નાવડું રાખી મુકવાની જરૂર પડત નહી; પણ હજુ ત્યાં નાવડું રાખી મુકયું છે એટલે કાંઇક કાર્ય સફળ થવાની આશા બંધાય છે; એ નાવડા મારગેજ કામ થાય એમ છે, કેમ માજી ! તમા-રી સલાહ કેવી છે !

જો તે બાઇ હિમ્મતવાળી હોય તો ઘડો ફાંસવાના દોરડાના આધારે નર્મદા નદીમાં ઠરાવેલા ઝરૂખા નીચેના નાવડામાંજ ઉતરી પડે,–એ રચના ઘણીજ ઉતમ છે; આ પ્રમાણે ચાંપલી માલણ બોલી;

પણ આયુકતિ તેને કોણ બતાવે; કોણ કહે ! એ પ્રમાણે મુસાફરે કહ્યું—

**દાશી**—પુષ્પનો હાર અને ગુલાબછડીનો ગોટો દરરોજ હું આપવા જાઉંછું તે વખતે કોઇ પણ હોતું નથી; પણ વાત કરવામાં કોઈ જાણી જાય તો મને દેહાંત શિક્ષા કરવાને પણ તેઓ ચુકે તેમ નથી,

**મુસાફર**—ના ના, એમ કરશો નહી; તમે એક શબ્દ પણ બોલશો નહી; એ બાબત એક યુક્તિ મ્હેં જુદી શોધી કાઢી છે;

**માલણ**—એવી કઈ યુક્તિ છે !

**મુસાફર**—તમે પુષ્પનો ગોટો બનાવો છો; તે ગોટાના મધ્ય ભાગમાં આ ચીઠી આપું છું તે અંદર ગોઠવીદ્યો;–જ્યારે તમે તે સઘળુ આપો ત્યારે તેના કાનમાં એટલુંજ કહેવું કે આ ગોટાને ઉકેલીને અંદરથી ચીઠી વાંચજો.

**માલણ**—એટલું કહેવાને કાંઇજ વિલંબ નહિ થાય;

માલણે એ કામ કરવાને નિખાલસ અંતઃકરણથી જીજ્ઞાસા બતાવી, એટલે નિશંક થઈને મુસાફરે એક ચીઠી લખીને માલણને આપી. માલણે તે ચિઠિને યુક્તિથી વાળીને સુશોભિત ગોટો બનાવ્યો, પછી તે બાગમાંથી માલણ અને મુસાફર એ બન્નો ઘર ભણી વળ્યા,

આજે તો ચાંપલી માલણે આ મુસાફરને આમંત્રણ કર્યું હતું–તેથી રસોઇ કરવાને માટે જોઇતાં સાધનો ભેગાં કરી આપ્યાં મુસાફર રસોઇ કરવાના કામમાં ગુથાયો, અને માલણ દરબાર ગઢમાં નિત્ય નિયમ પ્રમાણે વખત સાધીને છાબમાં પુષ્પ હાર વીગેરે ગોઠવીને તે બાઇ તરફ રવાને થઇ,

દરબાર ઘઢમાં માલણ જઈ પોહોચી. છેક મેડી ઉપર જ્યાં પેલી નવનિત બેઠી છે ત્યાં આવીને ઉભી રહી, આ વખતે નવનિત એકલી હતી, હેઠળના ભાગમાં બે દાશિયો ઓશરીમાં બેઠી હતી, કારણ કે જે વખતે નવનિત પુજા કરવા સારૂ એકાગ્ર વૃતિ કરીને બેસતી હતી તે વખતે દાશીયોને આજ્ઞા કરતી હતી કે તમારે મારી પાસે બેસવું નહી, તેથી તે પ્રસંગે દાશીયો નીચેજ બેશી રહેતી હતી, આ વખતે માલણે નવનિત બાઈ આગળ છાબ મુકી, અને ધીરે રહીને તે માલણ બોલી કે બાઇ સાહેબ ! આ પુષ્પના ગોટાને ઉકેલીને અંદરથી ચીઠી વાંચી જોજો;

માલણનું વચન સાંભળીને તુરતજ તે ગોટો તપાસ્યો; તેમાંથી નીકળેલી ચીઠી લઈ લીધી; તેના ત્રેવડા ચોવડા વળને પાંશરા કરીને વાંચવા લાગી–વાંચવાની શરૂ વાતમાંજ આ કોહેના અક્ષર

છે ! તે તો તરતજ ઓળખી ગઇ; તેણીનો ઉમંગ અધિરતાવાળો થઇ ગયો, તેણીએ લક્ષ રાખીને પત્ર વાંચ્યો, પત્રમાં શું લખ્યું હતું ! તે મ્હારા વાચક મિત્રોને જણાવું છું.

**પ્રિય નવનિત**—લખીતંગ મદનચંદ્ર–તમારા ઉત્તમ ગુણનો ગ્રાહક, અને તમારા નિર્મળ પ્રેમને જાણનાર ચકોર મદનચંદ્ર આવી પોહોચ્યો છે; તમારી નર્મદા માતાએ મને મૃતિકાનો ઘડો બક્ષિસ કર્યો છે એજ ઘડાએ આ સ્થાન બતાવ્યું છે, હું તમારી શોધ માટેજ નિકળિ પડયો છું, હું સાધુ વેશધારી એકલો જ છું, આ ગહવન વન અને ડુંગરોમાં ચાલતો ચાલતો મુસાફરી કરતો આવ્યોછું, પુષ્પ લાવનાર માલણ બહુ ગુણી અને પરોપકારી તથા વિશ્વાસ રાખવા લાયક છે; તેંણે ઘણીખરી માહીતી મને આપી છે તમે ગભરાશો નહી, તમારા મહેલની પાછલ ઝરોખાના રસ્તે તમારો છુટકો છે રાત્રીએ નાવમાં બેસીને નીકળી જવું એજ નિશ્ચય છે સાહસ કરવાનું નથી, ઇશ્વિર સાનકુળ થશે, પણ તેમ કરવામાં માત્ર નદિમાં પ્રવાસ તરીકે હું અને તમે સિવાય બીજું કોઇ નથી એટલુંજ સમઝવાનું છે.—

તમારૂ ભલું ઇચ્છનાર.
**મદનચંદ્ર.**

---

નવનિતે આ પ્રમાણે ચિઠી વાંચી તુરતજ છાતીસરસો ચાંપ્યો, એજ વખતે તેના નેત્રમાંથી પ્રેમનાં આંસુ નીકળી પડયાં, તેજ વખતે ચાલાકીથી માલણ સામે જોઇને કહ્યું કે—માજી ! તમે વૃદ્ધ છો; તમારો મોટો ઉપકાર માનું છું, હું તમને વધારે શું કહું! પણ જ્યારે મારો સમય આવશે ત્યારે આ હું ઉપકાર કદી પણ ભુલી જવાની નથી; હમણાં જરાક સ્થંભો હું એક કાગળ લખું તે તમે લ્યો, અને જે મુસાફર સાધુ છે તેને આપજો—એમ કહીને પત્ર લખ્યો અને માલણને આપ્યો;

**માલણ**—બાઇ સાહેબ ! આ દુર્લભ મનુષ્ય જન્મમાં બને તેટલું સુકૃત કરવુંજ જોઇએ; હું મારૂં યોગ્ય કાર્ય કરૂં છું; હવે હું જાઉં છું અને પુષ્પ ગુચ્છ માર્ગે ખબરપત્ર લેતી આવીશ, કાળજી રાખશો નહિ; એમ કહીને માલણ પોતાને ઘેર આવી પોહોંચી;

માલણના આવતા પહેલાં મુસાફર (મદનચંદ્ર) દાળ અને માટી બનાવી, ભોજન કરીને બેઠો હતો; પોતાની સાથે જે ચોકી-માટ પાછલા ગામેથી આવ્યો હતો તેને ભોજન કરાવીને રવાને કર્યો હતો, માલણ જેવી આવી તેવીજ પેલા મુસાફરને મળી અને કાગળ હાથમાં આપ્યો; કાગળ લેતાંજ અને વાંચતાં પેહેલાં મુસાફર બોલ્યો કે અરેરે! એ દુઃખી અબળાના અંતઃકરણના આ પત્રમાં કોણ જાણે કેવાએ ઉદ્દગાર હશે; બને તેમ ઝડપથી પત્રના અક્ષર સામે જોવા લાગ્યો; ત્યારે તો એક ઠુમરી લખેલી શરૂવાતમાંજ જણાઇ;

ઠુમરી.

મોહન રસિયા આયે બગિયામેં,
ખીલ રહી સબ કલી કલીરે—મોહન.

—રાગ—

મુજ હ્રદયે વસનાર મદન પ્રિય,
કોણ ખબર લે તમ વિણ પ્યારા. ॥ મુજ હ્રદયે ॥
કારા ગ્રહમાં પડી છું પિડિત છું,
શિરપર વિપત્તિ તણા છે ભારા. ॥ મુજ હ્રદયે ॥
જો નહિ આવ્યા હોત તમે અહિં,
પ્રાણ તજત નિશ્ચય કહું મ્હારા. ॥ મુજ હ્રદયે ॥
ધન્ય ધન્ય શાબાશ છે તમને,
આ તનથી નથિ ક્ષણભર ન્યારા ॥ મુજ હ્રદયે ॥
નિર્મળ પ્રેમ વિવિશ ચિત્ત આ છે,
આ ચિત્તમાં પ્રિય છો વસનારા ॥ મુજ હ્રદયે ॥

---

પ્રિય મિત્ર! તમે અત્યંત સંકટ વેઠયું છે; તમે પોતાના માત પિતાની દરકાર રાખ્યા વિના હું અબળાને માટે ગહન ડુંગરોમાં પરિશ્રમ કરતા, ભુખ અને પ્યાસ સહન કરતા, તિવ્ર તાપનો પરિતાપ ખમતા અહિ સુધી આવ્યા એ વિશે હું વિશેષ શું વિવેચન કરૂં! પણ મારા હ્રદયમાં જે ઉત્તમ ગુણનું ચિત્ર ચિતરાઇ ગયું છે, મારી સાથે માત્ર બે માસ સુધીનો વિદ્યાવાંણી વિલાસનો પરિચય આપે કર્યો છે; મારા પિતાની મમતા આપના ઉત્તમ ગુણ

સાથે સ્નિગ્ધ થઇ હતી; અને તે લીધે આપનો નિર્મળ પ્રેમ મેં જાણી લીધો હતો, તેની સાબિતી લખવાથી થતી નથી પણ અંતઃકરણમાં લાગણીથીજ થઈ શકે છે, તે લાગણીની પરિશિમા આપ અહિયાં કષ્ટ સહન કરતા પધાર્યા એજ જણાઈ આવે છે;

પ્રિય મદન ! આ હૃદય સદનમાં આપ નંદનજ છો, આ તનમન આપના મમતિલા અને ખંતીલા પ્રેમ શૌર્યનેજ અર્પણ છે, શરીર છે તોજ મન છે; એજ આપનામાં રાત્ર દિવશ આપનામાં જ લીન થઇ રહ્યું હતું; હવે માત્ર ત્રણ દિવશ રહ્યા છે, આપના પત્રમાં જે સંકેત જણાવ્યો છે તે મ્હેં ટુંકામાં જાણી લીધો છે; એજ રસ્તો છુટકારાનો છે; પણ ઘણા વિસ્તાર પટવાળી નર્મદામાં રાત્રી વખતે નાવમાં બેશી કયાં ઉતરી પડીશું ! એ કેવળ ઇશ્વિર આધીન છે, ભલે ગમે તેમ હોય, પણ મને આપનું દર્શણ થશે. અને તે સાથે એક જગોએ બેશીને જળ માર્ગે ગમે ત્યાં જવાશે, તથા ગમે તેમ થશે તો તેનો ભય નથી, ભય માત્ર આ સ્થાનમાં છે; ઘણું શું લખું.

નિરંતર યાદ કરનાર,

**નવનિત.**

મદનચંદ્રે પત્ર વાંચ્યો; તરતજ તેણે પોતાના હૃદય સાથે ચાંપ્યો; બીજે દીવશે માલણ પુષ્પ છાબ લઇને જવા નીકળી તે વખતે તમામ ખુલાસાનો પત્ર લખીને મુસાફરે માલણને આપ્યો; પરોપકારી માલણ નિયમ પ્રમાણે યોગ્ય વખતે જઇ પોહોંચી, અને પત્ર આપ્યો, તે પત્રનો પ્રત્યુત્તર તુરત જ લઇને આવી;— આવેલો પ્રત્યુત્તર વાંચ્યો, આ વખતે મધ્યાન્હ કાળ હતો; સાધુ વેશવાળો મુસાફર રાજધઢીની પાછળનો ભાગ જોવાને માટે તથા પેલું નાવ કયાં જોઠવ્યું છે તે નકી કરવાને માટે નીકળી પડયો;—કોઇ સાધુ મુસાફર છે તથા યાત્રાળુ છે એમ સમજીને તે માણસને કોઇ રોકી શકયું નહી; તેમજ નદી કીનારા ઉપર ફરવાની કોઈ તરફથી મનાઇ નહોતી; વળી સાધુ મુસાફરભણી વ્હેમ જવાનું કારણ ઉત્પન્ન થાય તેવું પણ નહોતું. સાધુ મુસાફર રાજધઢીની પાછળના ભાગ તરફ જઇ પોહોચ્યો. માલણે જે જે નિશાન બતાવ્યાં હતાં તે નિશાન તમામ મળતાં આવ્યાં; જ્યાં નાવ હતું

એજ જગોએ સાધુ મુસાફર મહારાજ વસ્ત્ર ઉતારીને એક ટુકું પોતિયુ પેહેરીને સ્નાન કરવા લાગ્યા, સ્નાન કરતી વખતે મોટા સાદથી નર્મદાષ્ટક બોલવા લાગ્યો; નર્મદાષ્ટકનો અવાજ રાજધઢીના ઝરોખાની ખુલ્લી બારી સુધી જઇ પોહોંચ્યો, નવનિતે જાણ્યું કે પત્રમાં બતાવેલા સંકેત પ્રમાણે પ્રિય મદન સ્નાન કરવા સારૂ નાવડા તરફ આવ્યા છે; એમ જાણી ધણા હર્ષથી ઘેલી થઇ ગએલી નવનિતે ઝરોખામાં ઉભાં રહી મદનચંદ્રના નિર્મળ દિદારનું દર્શણ કરી લીધું, જેવી રીતે સુર્યમુખી પુષ્પનું મુખ સુર્ય ભણીજ રહે છે; તેવી રીતે સ્નાન કરનારો મદન ઝરોખા તરફજ જોઇ રહેલો હતો તે સાધુ મહારાજની યાત્રા તે તરફજ હતી; યાત્રાનો અંત આ નાવડાવાળીજ જગો હતી; અત્યારે તો સૃષ્ટિ સૌંદર્યનું ચિત્ર ચિતનાર ચિત્રકાર મદન, છજામાં ઉભેલી નવનિતનું જ ચિત્ર ચિતરતો હતો; પણ માહારા પ્રિય વાચક મિત્રો તો તે દુઃખમાં ફસાયલી નવનિતના હ્રદયને જોઇ લેશેજ; અબળાનો નિર્મળ પ્રેમ અનહદ હતો, જેણે પોતાના જીવનના બચાવને માટે મોટો મનોર્થ મદન ઉપર રાખ્યો છે; જેણે મદનના પરોપકાર કૃત્યનો ચિતાર પોતાના નિર્મળ અંતઃકરણમાં ચિતર્યો છે; તેજ અત્યારે નવનિત હર્ષઘેલી થઇ ગઇ છે, અત્યારે તે તમામ દુઃખને વિસરી ગઈ છે, જો કે ભાવીબળની કોઇને ખબર નથી; પણ પ્રેમ તે તો પ્રેમ છે; તે પ્રેમ નવનિતમાં અનહદ હતો, મદનચંદ્રે વિચાર કર્યો કે જેટલી વાર હું વિશેષ અહિંયાં ટકીશ તેટલી વાર સુધી નવનિત ઝરોખામાંથી બિલકુલ ખસવાનીજ નથી; કદાપીને વિધ્ન આવી પડશે માટે મદને આજની રાત્રીને માટે જે સંકેત પત્રથી જણાવ્યો હતો તે સંકેત નેત્ર પલ્લવીથી બતાવીને નદીમાંથી નિકળીને, વસ્ત્ર પેહેરીને પોતાના મુકામ તરફ ચાલ્યો ગયો.



## પ્રકરણ ૧૦ મુ.

### આશામાં નિરાશા.

### અને.

### ભયંકર આફત.

નિત્ય નિયમ પ્રમાણે પ્રમત્તસિંહ પ્રાતઃકાળમાં નવનિતના અવાસમાં જેમ આવતો હતો તેમ આજે પણ આવ્યો હતો; હવે નવનિતની સાથે લગ્ન કરવાને માટે ફકત વચમાં ત્રણ દીવસજ રહ્યા છે. એમ સારી પેઠે સમજતો હતો; દરરોજ હાથમાં ખડીનું ઢેપુ પકડીને ભીંત ઉપર લીટા કરતો હતો તેથી તેને ખાત્રી થઇ હતી; આજે પ્રમત્તસિંહ બહુજ આનંદમાં હતો, તેણે લગ્નને માટે પાંચ રોજથી સામગ્રી કરી મુકી હતી; રાજગઢીના મોટા ચોગાનમાં સુશોભિત મંડપ રચાવ્યો હતો; પર ગામથી ભણેલા બ્રાહ્મણોને બોલાવ્યા હતા; જે જે પ્રકારનો લગ્ન કાર્યમાં સામાન જોઇએ તે તમામ આણી મુકયો હતો; નવનિતને માટે સુવર્ણના દાગીના સોની પાસે ઘડાવી મુકયા હતા; તે તમામ દાગીના નવનિતને બતાવવાને માટે આજે પ્રમત્તસિંહ આવ્યો હતો,

પ્રમત્તસિંહના હાથમાં પોટલું જોઇને નવનિત બોલી—કેમ મેહેરબાન સાહેબ ! આજે શું લાવ્યા છો !

**પ્રમત્તસિંહ**—તમારી સાથે લગન કરવાનું ઘરેણુંજ તો;

**નવનિત**—એમ કે ! ઘરેણું પણ ઘડાવીને તયાર કરાવ્યું કે શું !

**પ્રમત્તસિંહ**—ઘરેણા વના તે ચાલે કે ! તમે મારી ઠકરાણી બની જશો તો પછે જુવો ચેવો બનાવ થશે: રાજા એંદરની એંદરાણી પણ ઝાંખી પડી જશે ( એમ કહીને મુછ ઉપર હાથ ફેરવે છે પછિ ઘરેણાનું પોટલુ છોડવા માંડે છે)

**નવનિત**—( દ્રષ્ટિ કરીને ) અહાહા ! ઘરેણું તો ઘણુંજ ઉમદ બનાવરાવ્યું છે;

**પ્રમત્તસિંહ**—જુવો આ સંદન હાર—જોયો કે ! ચેવો ચળકારા મારી રહ્યો છે;

**નવનિત**—આ તો જાણે વિજળી ઝબુકા મારી રહી હોય એવુંજ દેખાય છે;

**પ્રમત્ત**—આપણા ગામમાં પેલો જગલો સોની ઘણો છું શિયાર સે; અને આ બધું કામ એનાજ હાથનું સે;

**નવનિત**—આ મોહોટી બેડીઓ જેવું શું છે !

**પ્રમત્ત**—ના, જાણ્યાં કે આ તો કડલાં કડલાં;—અને આ કાંબી છે ઓ બધુ સોનાનું સે, આ કડલાં તકલુર સે--વળી જોયાં કે એવાં ભારે સે ! એ તો બૈરાંજ પગમાં રાખે, નહિ તો મારૂ બેઠુ અમારા જેવાના પગમાં હોત તો હેંડાયજ નહી.

**નવનિત**—પાંચશેરી કે દશશેરીનું કાટલું ન હોય તો એને બદલે આ કડલાં અને કાંબી મુકે તો ઘણુ જોખાય; કેમ ખરૂં કે;

**પ્રમત્ત**—હા; પણ અહીં એવો રીવાજ પડી જ્યો સે;--હવે આપણે પૈણવાના બે દી રહ્યા સે; હું તો તમારા ઘડા નીત વ્હાણુ વ્હાયસે; એટલે ગણવા હારૂ આવું સું--હવે તો બેજ ઘડા રહ્યા સે,હેડો પાર આવ્યો; તમારી બાધા પણ પુરી થઇ જાઇ; અને વેહેમ પણ રહ્યો નહી;

**નવનિત**—હું પણ એજ આશા રાખુ છું , કે ક્યારે ઘડા ખુટે ! અને લગન થઇ જાય !

**પ્રમત્ત**—અરે લગન થશે તે વખતે તો, ઢડિંગધિંગ, ડંકા વાગશે, વળી ફુલેકુ ચઢશે એ વખતે બધુકોની તાશીર થઇ રહેશે; અને આપણે બે જણુ તો વ્હેલમાં બેશીને ગામમાં ફરવા નેંકળીશું; અમારા ગામના બધા લોકો આપણી જોડ રાધા કરશણુ જેવી જોઇને વાયણાં લેશે; વળી એ વખતે તમે તમારૂ ધન ભાગ્ય માનશો;

**નવનિત**—હું તો જ્યારથી તમારી સાથે આવી છું ત્યારથીજ મારા ભાગ્યને ધન્યવાદ આપુ છું; વળી અને રૂપાળાને જોઇનેજ હું મોહ એવી પામી ગઈ છું; કે આંખો ઉઘાડવાનું મનજ થતું નથી; તોપણ નેત્ર ઉઘાડવા પડે છે કેમકે તમને માઠુ લાગે;

**પ્રમત્ત**—એમ ક્યમ ! આંખ્યો ઉઘાડયા વના પછે દેખાય શું ! અને વળી મને જોઇને આંખ્યો ના ઉઘાડો તો કને જોઇને ઉઘાડશો !

**નવનીત**—શિવ શિવ શિવ શિવ; તમે સમઝયા નહી;--જે વખતથી તમારૂં કામદેવ જેવું મુખ મ્હેં જોયુંછે તે વખત-

થી એજ મુખ મારા નજરમાંજ ઠરી ગયું છે;–માટે નજરમાંથી નહિ જવાને માટે આંખ્યો મીચવી પડે છે;

**પ્રમત**—હા, હા, વાતતો ખરી, સતી બાયડીનાં લખ્યણ એવાંજ હોય છે; હું તમારી બોલીમાં સમજ્યો નહોતો, હાંકે! પણ હવે આપણને ગમ્મત ઝામશે; અમે તો ગાંમડીયા કહેવાઇએ, તેથી તમારી ચતુરાઈની વાણીમાં બરાબર સમઝીયે નહી. પણ હવે તમે અમારાં ઠકરાંણી થશો, એટલે તમારી ચતુરાઈ શીખી જઈશું, કેમ ખરૂ કે નહી!

**નવનિત**—મેહેરબાન! તમે તો જન્મ્યા ત્યારથી જ ચતુર છો,મોરનાં ઇંડાં કાંઈ ચિતરવાં પડતાં નથી; તમે રાજ્ય સત્તાવાળા રાજકુમાર છો અને હું તો એક શાહુકાર વાણીયાની પુત્રી છું, કયાં ભોજ અને કયાં ગાંગો તેલી! તમારી ચતુરાઇ આખા હિંદુસ્થાનમાં વખાણ્યાય છે;

**પ્રમત**—(નવનિતનું વચન સાંભળી ખુશી થતો) તમારૂં બોલવું ખરૂસે, હું મારૂ વખાણ મારા મોંઢે કરૂ એ ઠીક નહી.પણ તમે ઝડપ દૈને કહી દીધું એટલે મને આનંદ થયો; એ તો ચતુર માણસ ચતુરને જ ઓળખે, જુઓ આપણે ધણા દી ઉપર ભજન કેહેવરાવું હતું તેમાં જ મારી ચતુરાઇ તમે પારખી કાઢી હશે; વળી મારા ગામમાં ઉકાજી કવી છે એંણે આપણાં લગન થવાનું પરભાતિયુ બનાવ્યુંસે તે તમે સાંભલ્યું સે કે?

**નવનિત**—આહાવા સારા નગરમાં ઉકાજી કવિ વિદ્વાન હશે; એમાં કંઇ જ શક નથી, કેમકે "યથા રાજા યથા પ્રજા"એ કહેવત પ્રમાણે જ્યારે તમે ચતુર છો તો પછી તમારા કવિની કવિતામાં તો કહેવાનું જ શું રહ્યું!

**પ્રમત**—સાબાશ સાબાશ ધન્ય છે તમારી વાંણીને; તમે પરીખ્યા કરનારાં જબરાં દેખાઓ છો; એટલા જ સારૂ એ ઉકા કવિને મ્હેં હેઠળ બેહાર્યો છે; કારણ કે કદાચને તમારી મરજી પેલુ પરભાતિયુ સાંભળવાની થાય તો એ આવેલો ઉકાજી સંભળાવે પણ ખરો;

**નવનિત**—વાહ, વાહ, પોતે સાક્ષાત પધાર્યા છે કે!

**પ્રમત**—હા હા, હેઠળ ઓસરીમાં જ બેઠો છે;

**નવનીત**—ત્યારે તેને ચોકમાં ઉભો કરીને ગવરાવો, તેને ઉપર બોલાવવાનું કામ નથી, કેમકે હું હોજળ પડદાવાળી એને મોઢું શા માટે બતાવું !

**પ્રમત**—રંગ છે. રંગ છે; એ વાત ડાપણ ભરેલી લાગેસે.

પ્રમતે આનંદ આવેશથી પેલા ઉકાજીને ચોકના મેદાનમાં ઉભો રાખ્યો અને પોતાના લગ્ન થવાનું પરભાતિયુ બોલાવવાને આજ્ઞા કરી.

માથા ઉપર ઉઢાંણા જેવું ફાળીયુ બાંધેલુ હતુ—ઘણા દિવશથી અફીણનું શેવન કરવાથી જેનું શરીર શુસ્ક થઈ ગયું હતું; બાવળના થડ જેવો જેના શરીરનો રંગ હતો; ઘણા વરસથી દાટેલા મડદાનું જેવી રીતે હાડપિંજર હોય છે તેવા શરીરવાળો ઉકાજી ઉભો થયો. તેણે જમીન ઉપર પોતાનું મસ્તક નમાવીને પ્રમત્તસિંહને સલામ કરી, ત્યાર પછી પ્રભાતિયું બોલવાની શરૂવાત કરી;

**પભાતિયુ.**

( જાગોને જાગો મારા અંતરયામી, બોલોને અમૃત વાંણીરે )

**એ રાગ.**

ધન ભાગ્યેગ રૂડાં નવનિત બાઇનાં
પરમતસંગ સાથે વરહેરે—
દારૂના સીહાને એકૂણુ અલાવ હે
ચણુાના બાકળા કરહેરે ધન ભાગ્યેગ,
ઢોલ નગારાંને શેંણાઇયો વાગહે
ગામમાં ફુલેકુ ફરહેરે ધન ભાગ્યેગ,
ભાંડ ભવૈઆઓ ગાંણાં બહુ ગાહે
નવાં નવાં ટેખળ કરહેરે ધન ભાગ્યેગ.
ઉંહાજી મુહાજી મળી પખાજ વગાડહે
ભારે ભજન ત્યાં હરહેરે ધન ભાગ્યેગ,
ખારક ખજુરના ખોબલે ખોબલા,
જાનૈયાના હાથમાં ભરહેરે ધન ભાગ્યેગ,
એટલાક તો ના દીઠાનું દીઠુ કરીને
દારૂ પીઇને પછે પડહેરે ધન ભાગ્યેગ,
પરમતશંગ જાણે રાજા ઇંદર જેવા,

એ દરાણી સાથે ફરહેરે        ધન ભાગ્યેગ
એવો દહાડો ભાઈ પરમહીને આવહે
ઉકાજી પરભાતિયુ ઉચરહે રે      ધન ભાગ્યેગ,

ઉપર પ્રમાણે ઉકાજી કવિએ પ્રભાતિયું કહ્યું—બાદ પછી પ્રમતસિંહને સલામ કરીને જ્યાં બેઠો હતો ત્યાં જ જઈને બેઠો.

**નવનિત**—(પ્રમતસિંહ પ્રત્યે) વાહ. વાહ, પ્રભાતિયુ તો ઘણું જ વખાણવા લાયક બનાવ્યું છે; જેવા તમે મહાજ્ઞાની અને મોભાગ્ર બુદ્ધિના સલક્ષણા છો તેવો જ આપની પાસે ઉકાજી કવિ છે; વળી આ કવિ તો જે વખતે જન્મ્યો તેજ વખતે તમારા ગામને શોભા આપવાને વિધાતાએ જન્મથી જ કવિતાની શક્તિ બક્ષેલી છે; વળી તેના શરીરનો રંગ પણ આપને મળતો આવે છે; વળી તે કાલી દેવીની સાથે પરણેલો હોય એમ લાગે છે;

**પ્રમત**—હે હે કાળી દેવી ચેઇ હશે !

**નવનીત**—અરીણુ અરીણુ, અમારા દેશમાં તેને કાળી દેવી કહે છે, એ દેવીને જે દરરોજ શેવે છે તેના શરીરનું લોહી એ દેવી થોડે થોડે પીજાય છે; ફકત હાડકાનું પિંજર રાખે છે, પણ કવિતા બનાવવાની શક્તિ એ કાળી દેવીથી લેઈ લેવાતી નથી;

**પ્રમત**—હા, વાત તો ખરી સે;—મારૂ બેદુ એ ઉકાજી કવિનું શરીર સુકાઈ ગયું છે;—પણુ મારી પાહે રેહેનારા જેટલા સે, એ બધાના શરીરનો રંગ મારા જેવોજ જાણી લેચો; જો કે રંગમાં ફેરફાર થયો હોય ત્યારે તો બંદા પોતાની પાહે બેહવા દેજ નહી;

**નવનીત**—ત્યારે મારો રંગ તમારી સાથે ક્યાં મળે છે ! હું તો સુકાઇ ગયેલા સફેત કપડા જેવી ખરાબ દેખાઉ છું;

**પ્રમત**—બાયડી તો ગોરીજ જોઇએ; અને મરદ કાળા રંગનો હોય એજ મજબુત હમઝવો;

**નવનીત**—એટલાજ માટે હું આપના કાળા રંગનેજ બલિહારી જાઉછું ! જુવોને પુરવ દેશમાં આખો વ્રજ દેશ છે તેમાં-

ની તમામ ઓગો કાળા રંગના કૃષ્ણને જોઇનેજ મોહના પાંમી હતી એ વાત આપના જાણવામાં ક્યાં નથી.

પ્રમત—સાબાશ, સાબાશ, એ તો હું ક્યારનોયે જાણું છું,-હવે હું જાઉં છું આ ઘરાણું તમે જોયું એટલે નીરાંત થઇ અને હું પણ હવે લગનના ઠાઠમાઠમાંજ રોકાવાનો છું કેટલાક તો પરગામથી ઠાકરડા ઠાકોર આવવાના છે, એટલે એમના ઉતારાની સોઈ પણ મારેજ કરવાની છે,

નવનીત—ભલે પધારો,

નવનિતની પાશે આ પ્રમાણે વાતોના ગપાટા સપાટા ચલાવીને મોટીઆશા વાળો પ્રમત્તસિંહ ત્યાંથી ચાલ્યો ગયો

નવનિતને હવે નિરાંત થઈ, પ્રમત્તસિંહ દિવશમાં માત્ર એકજ વખત આવતો હતો, સંકેત પ્રમાણે કાર્ય યોજવા સારૂ હવે રાત્રી ક્યારે પડે ! એમ આશા કરતી નવનિત પોતાની મેડી ઉપર આમતેમ પગલા ભરવા લાગી, વારંવાર આકાશ ભણી નજર કરવા લાગી, આજે દરરોજ કરતાં વાદળનું વિશેષ જોર જોવામાં આવ્યું હતું, તેમજ આકાશમાં જળથી ભરેલી વાદળિયોનો વેગ જોસબેર જણાતો હતો, નર્મદાનું ગંભિર જળ પ્રથમ કરતાં કાંઇ વિશેષ જોવામાં આવ્યું, આ વખતે સાયંકાળનો સમય થયો હતો, તેથી સેજસાજ દુર પ્રદેશ તરફ વરસાદ પડયો હશે, માટે તેમ થયું હશે, એવી કલ્પના નવનિતે કરી, રાત્રીનો સમય થયો એટલે દાશીયો નિત્ય નિયમ પ્રમાણે દિવા બત્તી વીગરે કામ કરવાને લાગુ થઇ ગઇ; બ્રાહ્મણે ભોજન તયાર કર્યું હતું તેથી નવનિત પણ ભોજન કરીને મેડી ઉપર નિવૃતથી બેઠી, સરાસરિ દસ ઘટિકા રાત્ર વિત હશે તે વખતે નવનિતે બે દાશીયોને છેક નીચે સુઇ રહેવાને આજ્ઞા કરી, દાશીયો સાથે નવનિતે રાત્રીને માટે નિકટ પરિચય રાખ્યો નહોતો, જ્યારથી પોતે એ મેડી ઉપર હતી ત્યારથી શરૂવાતથીજ એકાન્ત રહેવાનોજ રિવાજ રાખ્યો હતો તેથી તે દાશીયોને કોઈ રીતની શંકા આવવા જેવું કાંઇ પણ કારણ નહોતું, દિનપર દિન પ્રમતસિંહ સાથે પ્રેમ ભાવના નવનિતે બતાવી હતી, તેમજ બને તેમ ઉતાવળથી લગ્ન થઈ જાય તો સારૂં એવી વાતોથી પ્રમત્તને પ્રેમનો સંપૂર્ણ દિલાસો આપ્યો હતો તેથી કોઇને પણ ન,

વનિતને માટે ઉલટો અભિપ્રાય પ્રવેશ થઇ શકયો નહોતો, બરાબર રાત્રીના બાર વાગ્યા–ચોગડીવાળાએ ચોઘડીયાં વગાડવાની શરૂવાત કરી એ વખતે શરણાઇનો પણ તિવ્ર સોર થઈ રહ્યો હતો, રાજ-ઘઢીમાં સઘળા માણસો નિદ્રાદેવીને વશ થયા હતા, આકાશમાંથી ઝીણાં ઝીણાં ફોરાં વરસાદનાં પડતાં હતાં, દિવશે ગમન કરનારાં પક્ષિયો માળામાં લપાઈને બોલ્યા ચાલ્યા વિના બેશી રહ્યાં હતાં, ચારે તરફ તમારાં અને દેડકાઓનો સોર બકોર થઇ રહ્યો હતો, વખતે વખતે સારસ પક્ષિની ધ્વનિ સંભળાતી હતી, આ વખતે માત્ર નવનિતજ પાછલા ઝરોખામાં ઉભી રહેલી હતી, આજે તેંણે ઉલટથીજ જાગ્રણ કર્યું હતું. જો કે તેણે અત્યાર સુધી તે સ્થળમાં ભયથી જાગ્રણ કર્યું, હતું, પણ આજનું જાગ્રણ તેનું મનોર્થ ફળિભુત થવાનું હતું; સંકેતનો સમય થવા આવ્યો જાણીને નવનિતે મજબુત કછોટો મારી લીધો, અને સુતરની મજબુત દોરીને એકક હાથ છેટે એકેક ગાંઠ વાળવા માંડી. કારણ કે હાથમાંથી દોરી સરકી જાય નહી તેમજ અંગુઠામાં ગાંઠ પકડવામાં આવી શકે; તેથી તેવી યોગવાઈ તેંણે રચી, તે કામ તેંણે થોડી વારમાં કરી લીધું પછી તે દોરીને છેડે વજનદાર પથ્થર બાંધીને ઝરોખેથી નદિમાં ફાંસ્યો, તે મજબુત દોરી છજાના મજબુત સ્થંભ સાથે બાંધી દીધી હતી; આટલુ કરવામાં અર્ધ રાત્ર વીતિ, છજા નીચે નાવડામાં બેઠેલો મુસાફર આવી પોહોચ્યો, તેણે દોરડુ પકડીને હલાવ્યું–વારંવાર બે ત્રણ વખત હલાવવા માંડયું એટલે નવનિત જય જગદીશ્વરી એમ ઉચ્ચાર કરતી દોરી માર્ગે હિમ્મત ધરીને ઉતરવા લાગી; ઘણી ઝડપથી તે ઉતરી છેવટે નાવડામાં જઈ પોહોચી, અને ત્યાંથી વેહેતા જળ ભણી નાવડું હંકાર્યું--આ વખતે અંધારી રાત્ર હતી, તેમાં વરસાદના છાંટા પડતા હતા: એટલે ક્યાં જવું । તેની સુજ પડે તેમ નહોતું, મદનચંદ્રે કોઇ દિવશ નાવડાને હંકારેલું નહોતું, તોપણ જ્યારે જરૂર પડે છે ત્યારે યુક્તિથી કાર્ય બુદ્ધિવાન માણસ સાધી લે છે, ધીરે ધીરે એમ કોસ સુધી દુર ગયા, એટલામાં પાણીનો ધકકો વધારે જણાવા લાગ્યો, મદનચંદ્રે જળના આવણ તરફ નજર કરી ત્યારે જળનો વેગ જોસભેર હોય એમ જણાયું—નવનિત અને મદનચંદ્ર એ બન્નેનો વિચાર એમ થયો

કે અત્યારે રાત્રી છે તોપણ બને તેમ પ્રયત્ન કરીને કીનારા તરફ આ નાવ હંકારીયે તો ઠીક,—એમ વિચાર કરીને કીનારાની દિશા પાણીના વેગથી સાધીને નાવ ફેરવવા માંડયું પણ તે મેહેનત વૃથા ગઇ, કેમકે જળના વેગથી નાવને ધક્કો નશેથ લાગતો હતો તેમાં વળિ એ પ્રયત્ન કરતા કરતામાં તો કડકડાવીને વરસાદ પડયો, ચારે બાજુ મુશળધાર થવા લાગી; પશ્ચિમ દિશાએ જોરથી વિજળી ચકવા લાગી, વારંવાર મેઘની ગર્જના થવા લાગી, અને તેમાં વળી જોત જોતાંમાં નર્મદા નદિમાં પૂર આવવા લાગ્યું, નાવકુતો ચકરડી ભમરડીએ ચઢયું,

મદનચંદ્ર—નવનિત, નવનિત ! આજે આપણે મોહોતના સપાટામાં છીએ, પવનનું તોફાન ઘણું છે, નદી પણ ચારે કાંઠે થઈ રહી છે; છતાં તરવાનું પણ ફાવે તેમ નથી; હવે શું કરવું ! નવનિત તો સ્તબ્ધ થઈ ગઇ; ટુટક ટુટક શબ્દથી બોલી કે, પ્રિય મદનચંદ્ર ! આ દુર્ભાગણીને માટે આપનો પ્રાણ શું આ નદીમાં જ હોમાશે ! હું તો મરવાની હતી જ, પણ શું મદન આ આફતમાં આવી પડયો; હાય હાય હવે શું થશે ! એટલામાં તો એક બે હલકા લાકડાના પોહોળા અને લાંબા ખજુરીનાં થડ તણાતાં તણાતાં આવતાં હતાં તે મજબુત થડનો ધક્કો નાવડાને લાગવાથી પાંણીમાં ડુબ્યું. અત્યંત અંધારામાં કોહોનું કોણ રક્ષણ કરે ! ડુબતિ વખતે ઓ મદન ! નાવ ડુબ્યુ ! હવે તો હું ચાલી; એ જ વખતે ઓ નવનિત ! હું પણ ચાલ્યો એમ ગોથાં ખાતાં ખાતાં અગાધ જળમાં એક બિજાની સાથે સંબંધ વિના બન્નો ગેબ થયાં.



## પ્રકરણ ૧૧ મું.

### પરોપકારી યોગિણિ માતા.

**સા**તપુડા પર્વતથી તે જ્યાં સુધી નર્મદા સમુદ્રને જઇને મળે છે ત્યાં સુધીમાં તે નદિના બન્યો તટ ઉપર જે જે ગામો વસ્યાં છે તથા તિર્થ સ્થાન છે તે ગામના લોકો જ્યારે તે નદીમાં વિશેષ પુર આવે ત્યારે તેમાં અનેક પ્રકારનાં તણાતાં સાગ વિગરેનાં લાકડાં હસ્તગત કરવાને માટે તે તે ગામના લોકો તે વખતે તૈયાર જ ઉભા રહેલા જ હોય છે; ગઈ રાત્રીએ વિશેષ પુર આવ્યું છે એમ સઘળા લોકો જાણતા હતા, પણ એવી કાળી અંધારી રાત્રમાં કોણ હિમ્મતવાન હોય કે તે સઘળું જોવાને પણ તે વખતે ઉભો રહે!

**ભદ્રકર્ણ તિર્થની એક યોગિણી** વૃદ્ધવયે પોહોચેલી પ્રાતઃકાળમાં સુર્ય ઉદયની શરૂવાતમાં નિર્મદામાં સ્નાન કરવા સારૂ આવી હતી, તે યોગિણિની જોડે તેના બે અનુચરો સાધુવેશવાળા હતા, તેઓએ યોગિણિમાતાનાં ધોયલાં વસ્ત્ર હાથમાં લઇ લીધાં હતા; તે યોગિણિની ઉમ્મર લગભગ પચાસ વરસની હતી પણ તેના શરીરનો બાંધો એવો મજબુત હતો કે તેને જોતાં જ તે યોગિણીમાતા પાંત્રરા વરસની ઉમરવાળી હોવી જોઇએ એવો અનુમાન કર્યા શિવાય રહે જ નહિ, તે યોગિણિ શરિરે ગૌર અને દેખાવમાં મોહક હતી, તેનાં નેત્ર વિશાળ અને ચમત્કારીક ચળકતાં હતાં, તેની વાંણી એવી મધુર હતી કે તેના સહવાસથી સેંકડો અમીર ઉમરાવ અને બીજી હરકોઈ સ્થિતિવાળા માણસો વશ થઇ ગયા હતા, તે યોગિણી શું કરતી હતી! કોણ હતી! એ સઘળુ આગળ જણાઈ આવશે, પણ હાલ તો તે યોગિણિ નિર્મદા નદી ઉપર નિત્ય નિયમ પ્રમાણે સ્નાન કરવા આવી પોહોચી છે,

યોગિણિ તે તો યોગિણિ જ હતી. તે સેંકડો મર્દ માણસોને પોતાનું પરાક્રમ બતાવનારી બહાદુર હતી, પાણીમાં તરવાની તેનામાં વખાણવા લાયક કુશળતા હતી, જે વખતે તે સ્નાન કરવા સારૂ

આવી તે વખતે નર્મદામાં પુરનો ઉભાર થવા આવ્યો હતો તોપણ નર્મદાના મધ્ય ગર્ભમાં પાણીની તાંણુ વિશેષ હતી, અને તે મધ્ય ગર્ભમાં સેંકડો લાકડાં તણાતાં આવતાં હતાં, આ વખતે તે ચાલાક પરોપકારી યોગિણી પોતાના પરાક્રમનો ગુમાન દર્શાવનારી એટલા બધા પૂરપાટ પ્રરમાં તરવાને સારૂ નર્મદામાં પડી, અને સ્નાન કરવા લાગી, એટલામાં એક ખજુરીનું થડ તણાતુ આવતુ તેની નજરે પડયું, પણ તે થડને કોઈ પદાર્થ બાઝેલો છે એમ દુરથી જણાયું, જેમ જેમ નજીક આવતું ગયું તેમ તેમ વધારે સમઝાતાં એ જ નિર્ણય થયું કે કોઈ સ્ત્રીએ તે લાકડાની સાથે મડા ગાંઠ તરીકે વળગી પડી છે, અરેરે તે જીવતી છે કે મરી ગયેલી! એમ વિચાર કરતી બોલતી તે યોગિણિ માતા સત્વરથી તરતી તરતી વેગ સાથે આવતા લાકડાને પકડી લીધું, તેણીએ જ્યારે જોયું ત્યારે સ્પષ્ટ જણાઈ આવ્યું કે કોઇ સ્ત્રી આ લાકડાને વળગી પડી છે, જેમ બને તેમ તે લાકડાને ખેંચીને કિનારા ઉપર લાવી, પછી બળાત્કારે તે લાકડા સાથે વળગેલી સ્ત્રીને છુટી કરી, આ વખતે યોગિણિ માતાએ પોતાના પવિત્ર મઠમાંથીપાંચ પચિસઘાસના પુળા મંગાવીને દેવતાથી સળગાવીને તાપણી કરી, પોતાની પાસે જે બે અનુચરો હતા. તેઓ ડુબી ગએલા માણસોના પેટમાં પાંણી પેઠી ગયુ હોય તો તેવાને શુદ્ધિમાં લાવી શકે તેવા હતા, યોગણી માતાની આજ્ઞાથી તેઓએ તે બાઇના પેટમાંથી પાણી વીકાર કાઢી નાંખવાનો પ્રયોગ કર્યો, ચારે બાજુ ઘાસના પુળા સળગાવીને તેણીના શરીરમાં ગરમીનો પ્રવેશ કર્યો, તેણીની નાશીકા ઉપર રૂનું પુમડુ મુકયું હતું, તે પુંમડુ નાશીકાના શ્વાસ યોગે હાલવા માંડ્યું. તે ઉપરથી નિશ્ચય કર્યો કે હજુ આ કોઈ બાઈ છે તેના શરીરમાં પ્રાણ છે, યોગીણી એક નજરથી તણાઇ આવેલી બાઈના શરીર તરફ જોઇ રહી હતી, પછી એકાએક તે યોગિણિ માતા બોલી ઉઠી કે ભાઇયો! આપણો પરિશ્રમ ફળીભુત થશે જ, હજુ આ બાઇને શુદ્ધિ આવી નથી, હજુ પણ તેના શરીરમાં ગરમીનો પ્રવેશ કરવાની જરૂર છે, એમ કહીને તે બાઇને ડોળીમાં ઘાલીને યોગિણી માતા પોતાના મઠમાં લઈ ગઈ, ત્યાં કાંમળાના મોટા મોટા થાબળા પાથરીને તેને સુવારી, પછી તેના ઉપર બીજા કામળાના

ધાબળા યુક્તીથી લપેટીને ઓરાઢયા, પછી આજુબાજુ અડાય છાંણાં સળગાવીને શઘડીયો મુકી દીધી, યોગીણી માતા એ વખતે પોતાની ગુપ્ત ઓરડીમાં જઇને પેટીમાંથી કસ્તુરીની શીશી લેતી આવી, તેમાં સુંઠનું ચુર્ણ મેળવીને તે અચેત થએલી બાઇના શરીર ઉપર માલેસ કરવા માંડયું, તેના કાનમાં સુંઠનું ચુર્ણ ભુંગળી દ્વારાએ ફુંકીને ઉતારવા માંડયું, તેંણીના માથા ઉપર વારંવાર ઘીઇની સાથે યથા યોગ્ય કસ્તુરી મેળવીને ઘસવા માંડયું, આ પ્રમાણે પ્રાતઃકાળથી તે દીવશના ત્રણ વાગ્યા સુધી ઉપચાર કર્યા, એટલે તે સ્ત્રી ચેતન થઇ, તેંણીમાં હાલવા ચાલવાની શકતી ઉત્પન્ન થઇ, તેણીનાં મિંચાયલાં નેત્ર ખુલ્લાં થયાં, સાધારણ પ્રજ્ઞા [ ભાન ] પ્રગટ થવા લાગી, તુરત જ બોલી ઉઠી કે પ્રિય મદન ! પ્રિય મદન ! તમે કયાં છો ! હે મદન ! આટલું બોલીને નેત્ર મિચી દીધાં, અને પાસુવાળીને બેભાન સ્થિતિએ પડી રહી, આટલું જોઇને યોગણિ માતા બોલી કે અહાહા ! આ બાઇ કોઇ મદન નામના માણસને ચ્હાય છે, તેઓ બન્યો જણ આ નર્મદામાં ડુબી ગયાં હોય એમ જણાય છે, હજુ આ બાઇ સ્વપ્નાવસ્થા ભોગવે છે, હજુ તેંણીને જાગ્રતનું ભાન આ અસાધ્ય વ્યથામાં પણ રહેલું છે. ધન્ય છે તેંણીના પ્રેમને, જરાક ભાન આવ્યું કે પોતાના અંતઃકરણમાં જેની આકૃતિ ચિતરાઇ ગઇ છે તેને જ યાદ કર્યો છે, હજુ તે એમ જાણુતી નથી કે હું કયાં છું ! મને અત્યાર સુધી કોણે સારવાર કરી ! એટલું સમઝવાને હજુ તેને પોતાના દેહનું પણ બરાબર ભાન નથી, અરેરે તે કોઈ મદનના વિયોગથી ઘાયલ થએલી છે, જો કે તે મૃત્યુના પાશમાં સપડાઈ છે, તેને અસાધ્ય વ્યથા થઇ હતી છતાં આપણા પ્રયોગથી સાધ્ય વ્યથામાં આવી ગઇ છે, શરીરમાંથી દુઃખદાયક વ્યથાયોગે પ્રાણ જવાને કંઇ જ વાર નાહોતી પણ પ્રાણ જતા સાથે તેના હૃદયમાં ચિતરાયલો મદન કાયમજ રહેલો છે, વારૂ ઠીક છે એ તો જ્યારે તે બાઇ હુશિયાર થશે ત્યારે જણાઈ આવશે, આ પ્રમાણે બોલતી યોગણી માતાએ તે બાઇને શુદ્ધિમાં લાવવાને પ્રયત્ન કરવા લાગી,

બીજા દિવસની રાત્રીના બાર વાગ્યાના શુમારે તે યોગિણિના મઠમાં કામ કરનાર નોકર વર્ગ તમાંમ નિદ્રામાં લીન થયા હતા;

એક સુશોભિત પરસાળમાં ઝાંખો દીવો બળતો હતો; સઘળી જગોએ શાન્તતા પથરાઇ ગઇ હતી, ચોમાસાની ઋતુ હોવાથી તમરાંનો અને દેડકાંનો વારંવાર નાદ થઇ રહ્યો હતો; આ વખતે બેશુદ્ધ થએલી બાઇ અસરકારક ઉપચારને લીધે પ્રિય મદન ! હે મદન ! તમે ક્યાં છો ! અરે હું આ ઓરડામાં ક્યાંથી ! એમ કહીને નેત્રની દ્રષ્ટી પોતાના ઉશીકાની જમણી બાજુએ ફેરવી; તે વખતે એક વૃદ્ધ બાઇ જે કે યોગીણી માતા હતી તેને બેઠેલી દીઠી; ઘણુાજ ધીરા સ્વરથી તે બાઇ બોલી, અરે વળી હું અહિં ક્યાંથી આવી ! હે માજી ! તમે કોણ છો ! હું અભાગિણિનો શું આપે જ બચાવ કર્યો છે કે ! શિવશિવ, અરે હાય ! મારી જોડે મારૂં રક્ષણ કરનાર, તથા મને પ્રાણથી પણ વિશેષ ચાહનાર, જોખમમાં ઉતરનાર, શરીરનો પણ દરકાર નહિ રાખનાર મદન ક્યાં હશે ! હે માજી ! હું અભાગ્યણિ એકલીજ આપને તસ્દી આપનારી થઇ પડી કે ! શું મદનનું શરીર આપને હાથ નથી આવ્યું ! હાય હાય, એમનું શું થયું હશે ! તે નર્મદાના મધ્ય ગર્ભમાં અને જળના તોફાનમાંજ રહ્યા હશે કે શું ! હે માતા ! આ જોતાં તો આપે જ મને જીવતદાન આપ્યું છે; આપના પ્રતાપથી જ હું બચવા પામી છું; યદ્યપિ પ્રિય મદન ક્યાં ગયા હશે ! જેવી રીતે હું તણાતી આવી હઇશ, તેવી રીતે તે પણ તણાતા આવવા જોઇયે. પણ શી આશા ! માજી ! હું બહુજ દુઃખિ છું, તેમ બોલતી બોલતી નેત્રમાંથી આ શું કાઢવા લાગી;

યોગણી માતાએ ઘણીવાર સુધી આ દીન વચન બોલનારી તરૂણ બાળાના સામે દ્રષ્ટી કરી પછી બોલી કે બેટા ! તું ગભરાતી માં, અહિયાં તને કોઇ પ્રકારનો ભય નથી, જો કે હું નર્મદા નદિના ઓવારા ( તટ ) ઉપર આવી ન હોત તો જરૂર તારા પ્રાણનો નાશજ થાત. તારા બચાવનું કારણરૂપ હું પોતેજ છું, મને પ્રાતઃકાળમાં દરરોજ નર્મદામાં સ્નાન કરવાની ટેવ છે, નિત્ય નિયમ પ્રમાણે હું નર્મદા તટ ઉપર માહારા બે માણસોને સાથે લઇને ગઇ હતી. પરમ દિવશે નદિમાં પુરનો કાંઇક ઉતાર હતો પણ મધ્ય ગર્ભમાં વિશેષ પાણીનું આવણ હતું, મોટાં મોટાં લાકડાં જંગલમાંથી તણાતાં આવતાં હતાં, મને જળમાં તરવાનો શોખ છે, તેથી તેવા પ્રબળ જળમાં હું તરવા સારૂ અને જે કંઈ લાકડું હાથમાં

આવે તો તે પકડીને કિનારા ઉપર ઘસડી લાવવા સારૂ પડી હતી, ક્રમે સંયોગે ખજુરીનું થડ તણાતું આવતું મ્હે નજરે જોયું, નજરે જોયું તો ખર પણુ તે ઉપર વળગી રહેલી વસ્તુ મારા જોવામાં આવી, તેથી તેનું નિશ્ચય કરવા ઉપર મારૂં લક્ષ ગયું, તે તરતુ આવતા લાકડાની સાંમે હું પણુ તરતી તરતી ત્યાંજ સ્થંભિ હતી, અને તે લાકડાને મ્હે પકડયું ત્યારે તો તું પોતે મડાગાંઠની પેઠે બેશુદ્ધ થએલી તે લાકડા સાથે વળગી રહેલી મને જણાઇ આવી, તે જોતાંજ મને દયા આવી, ઘણી ઝડપથી તે લાકડા સુધાં તને મ્હે ખેચી લીધી અને કીનારે આંણી, મારાથી બનતો પ્રયાસ તારા બચાવ માટે જેટલો બનિ શકે તેટલો કર્યો, તેમાં દેવી પ્રતાપથી તારો બચાવ થયો છે જેમાં મને અત્યારે અનહદ આનંદ પ્રાપ્ત થયો છે, બેટા ! તું મર્ણના ફંદમાંથી બચી ગઈ છે અત્યારે તો ત્હારે શ્રી બાળાત્રિપુરા દેવીનો ઉપકાર માનવો જોઇએ, દીકરી !

તું આટલી બધી શા માટે ગભરાઇ ગઇ છું ! તારી સાથે મદન નામનો કોઇ માણુસ હતો કે શું ! કેમકે તું વારંવાર તેનેજ યાદ કર્યા કરે છે, તેમજ હું પુછું છું કે આ નર્મદા નદિમાં કેવી રીતે તમે તણુયાં છો ! તમે કયા નગરનાં રહેનાર છો ! તમારા માત પિતા કોંણુ છે ! મદન નામનો માણુસ શું તમારો સ્વામી હતો ! હે દિકરી ! જો કે કહેવા જેવી વાત હોય તો બેશક નર્ભય થઇને મને કહો કે મારાથી બને તેટલો તમારા સુખને માટે પ્રયત્ન થાય તો હું કરી શકું.

નવનિતે અથથી તે ઇતિ સુધીનું વર્તમાન યોગીનિ માતાને કહ્યું--નવલપુરમાં છાકટા ઉન્મત્તનું કપટ, તથા ગાડીવાનની બદદાનત તથા ત્યાંથી પોલીસ અમલદારની કુદ્રષ્ટી તથા ત્યાંથી ચંદનપુરના પ્રમત્તસિંહે તે અમલદારનું ખુન કરીને નવનિતને ફરેબ દીધો અને હરી ગયો, અને ચંદનપુરમાં મદનચંદ્રનું આવવું તથા ત્યાંથી નાવડામાં બેશીને રાત્રીયે સટકી જવું અને અંધારી રાત્રીએ નર્મદામાં એકાએક રેલ આવવી જેથી તેમાં થતું તોફાનઅને નાવડાનું ડુબવું--એ તમામ વૃત્તાંત નવનિતે યોગીણી માતાને કહિ દીધો,

**યોગિનિ**—બેટા નવનિત ! તમને પણુ દુઃખ પડવામાં કાંઇ ખામી રહી નથી, નવલપુર અહીંથી કોંણુ જાણે કેટલાક થતું

હશે કે કેમ તેની મને બરાબર ખબર નથી, કેમકે ચંદન- પુર અહિંથી ચાળીસ કોસ થાય છે, આ તરફના પ્રદેશ- નો રાજા જુદો છે, તેનું રાજ્ય અહીથી વીસ ગાઉને છેટે છે આ અમારો યોગીરાજનો મઠ કહેવાય છે તેમાં મુખ્ય હું યોગિણિ છું; આ પવિત્ર તિર્થ અવાસમાં મહા માયા દેવીનો ધર્મ સનાતનથી ચાલે છે, અહિયાં જે વિરકત સા- ધુ હોય તેજ રહિ શકે છે, તે સાધુ પણ દેવી ઉપાસક હોય એજ અહિયાં માન પામે છે, આ પરમ પવિત્ર અ- ને નિર્ભય સ્થાન છે તને જે ભય ચંદનપુરમાં પ્રમતસિંહ- નો હતો તેવો ભય આ સ્થળમાં નથી. અહિયાં તો ક્રૂર વાઘની સાથે હરણનાં ટોળાં ફરે છે, આ રમ્ય ભુમિ કેવ- ળ તપસ્વિ પુરૂષોનીજ છે, અહિયાં રહેવાથી મનના અને- ક પરિતાપ નાશ પામે છે, ત્રિવિધિ ત્રાસનો પ્રકાશ સ્વપ્ન- માં પણ થતો નથી, આ તરફની હવા અને પાણી શરીર- ને દ્રઢ કરે છે, કાંન્તી વધારે છે, હૃદયમાં શાંન્તીની ચાદ- ર પથરાય છે, અનેક પ્રકારનાં પડેલાં દુઃખ ભુલી જવાય છે, આ મઠમાં ત્રિપુરેશ્વરીનુંજ પુજન કરવાનું મન થા- ય છે, હે દીકરી ! હવે તને કોઇ પ્રકારની અહિયાં ફિક- ર નથી, હજુ તું અશક્ત છે, તારામાં શકતી આવવાને હજુ પંદર વીસ દિવશની વાર છે, ત્યાં સુધી તારી સાર- વાર હું જાતે કરવાની છું, આ મઠમાં મારા પરમ પુજ્ય યોગેન્દ્રનાથ જે કે સમાધિસ્થ ( મર્ણ પામ્યા છે ) થયા છે, તેમણે દેવી માર્ગનાં અનેક પુસ્તકોનો ભંડાર ભર્યો છે તે આ ત્રીજા ઓરડામાં છે, તે જો કે તું સંસ્કૃત ભણેલી છે તેથી તને વાંચવાને ગમત પડશે, તેમાં શાકત માર્ગ- નાં તથા વામ માર્ગનાં અનેક પુસ્તકો છે તે શિવાય બી- જાં પણ પુસ્તકો જેમકે શંકર દિગ્વિજય, તથા દેવી ભાગ- ત, શુક્રનિતિ, વૃદ્ધચાણાક્ય, વિવેક ચુડામણિ, પંચદશિ, આત્મવિચાર, તત્વબોધ, આત્મબોધ, આત્મપુરાણ વીગેરે ઘણાં છે, તારો સઘળો વખત વાંચવામાંજ જશે, તને અહિયાં કોઇ પ્રકારનું કામ કરવું પડે તેમ નથી, રસોઇનું

કામ આપણો રક્તનેત્રાનંદ કરીને છે તે કરે છે, માટે વખતે વખતે તને જે જે પદાર્થ ઉપર રૂચિ ઉત્પન્ન થાય તે પ્રમાણે ભોજન પણ તયાર થશે !

આ પ્રમાણે પ્રેમ બતાવનારી અને અત્યંત મમતા જણાવનારી યોગિનિનાં વચન સાંભળીને નવનિતને ઘણોજ આનંદ થયો, યોગિનિનું આટલું વચન સાંભળતાંજ અરદ્ધુ દર્દ તો નવનિતના શરીરમાંથી દુર થઇ ગયું, ભય અને ચિંતા રૂપી અસાધ્ય વ્યાધી જેમ વાદળાં આકાશમાંથી ખશી જાય છે તે પ્રમાણે નવનિતના અંતઃકરણ પ્રદેશમાંથી ખશી ગઇ, અને સાનંદ ચેહેરેથી નમ્રતા પુર્વક યોગિનિમાતા પ્રત્યે નવનિત બોલી--હે માજી ! આપનો ઉપકાર જેટલો માનું તેટલો થોડો છે, આપનાં અભય વચન મને આનંદ વધારનાર છે જેટલી મમતા મને જન્મ આપનારી મારી માતુશ્રીની મારા પ્રત્યે છે તેટલી મમતા આપની મારા પ્રત્યે જોઇને મને ઘણોજ સંતોષ થયો છે પણ માજી આ નિરાશ્રિત બાલાનું રક્ષણ રૂપ આપ થયાં એ ઉપકાર કાંઇ ઓછો નથી, એ ઉપકાર આ જન્મમાં તો શું પણ સંસ્કાર યોગે જો કે સ્મર્ણશક્તિ કાયમ રહેતી હોય તો પુનર્જન્મમાંપણ યાદ લાવીને આપના ચરણની રજ મસ્તકઉપર જન્મભર ધરી કરીશ, માજી ! જેણે મને ઉપકાર કર્યો છે જે મહાજ્ઞાની છે જે કેવળ તત્વ ચિંતક અને સત્ય વક્તા છે; જેના હ્રદયમાં પરોપકાર કાર્ય કરવાનો અભંગ ઉદ્દેશ છે; જે નિર્મળ પ્રેમને માટે પોતાનો પ્રાણ અર્પ્યો છે તે એક મદનચંદ્ર મારા હ્રદયમાંથી કદી પણ ખસવાનો નથી; માજી ! મને જન્મ આપનાર માત પિતા કેમ યાદ ન આવવાં જોઇએ. શું તેમનો ઉપકાર ઓછો છે ! અત્યાર સુધી મારા માટે તે કેવી સ્થિતિમાં રહ્યાં હશે ! તેમના હ્રદયમાં તિક્ષણ વજ્ર પ્રહાર કેવો વાગ્યો હશે; તેમનું મન કેવી રીતે ભ્રમિત થઇ ગયું હશે ! એ વિશે સઘળો ચિતાર જ્યારે હું મારા અનુભવ કલ્પના દ્વારાએ ચિતરૂછું ત્યારે તે ચિત્રના કેંદ્રમાં મદનચંદ્રનું જ ચિત્ર ચિત્રાઇ જાય છે; અરેરે તે શું પુર્વનો સંસ્કાર હશે ! ના, ના, સંસ્કાર કહો કે સંચિત કહો કે ક્રિયમાણ કહો. પણ મનેતો તેના પ્રેમનું પ્રત્યક્ષ પ્રમાણ તેના સાહસ કૃત્યથી નમદા નદિના મહા તો

પ્રાંતમાંજ ચાહોમ પ્રાંણુ સ્થિતિથી જ જણાઇ આવ્યું છે; શિવ, શિવ, શિવ, શિવ, શિવ, મદનચંદ્રનું શું થયું હશે ! તે મહા અગાધ પુર-પાટ જળમાં મોટાં મોટાં સેંકડો મણનાં વૃક્ષણુ તણાતાં આવતાં હતાં તો પછી માહારી અને મદનચંદ્રની શી ગુંજાસ ! હે માજી હું તો આપની કૃપાથી બચી ગઈ. પણ મદનચંદ્રને બચાવનાર કોણુ મળ્યું હશે; અરેરે પ્રાંણુ નીકળતી વખતે મદનચંદ્રના હૃદય કેંદ્રમાં મારી સ્થિતિનું ચિત્ર ચિતરાઇ ગયું જ હશે; તેના હૃદયમાં મારા માટે મોટી ચિંતા રૂપી જ્વાળાનું આચ્છાદન થયું જ હશે; જેણે ટાઢ, તડકો, તરશ, ભુખ વેઠીને ચંદનપુર સુધી આવવાને સાધુ વેશથી પ્રયત્ન કર્યો. જેણે પોતાના માત પિતાની પણ પરવા રાખી નહી; જેણે પોતાના પેટને પોશણનું પણ પુરેપુરૂ સુખ આપ્યું નહી. અને ચંદનપુરમાં મારા માટે આવ્યો,—અરેરે એમ થતાં પણ છેવટે જળમાં જ ગેબ ! હાય હાય, આ દેખાવ શી રીતે વિસર્યો જાય, એમ કહીને ફરીથી નવનિત નેત્રમાંથી છાતી ફાટ આંસુ કાઢે છે

હૈયે આપતી યોગણી માતાએ નવનિતનાં ટપકતાં આંસુ કપ-ડાથી લુંછી નાંખ્યાં, તેને છાતી સરસી ચાંપીને કહેવા લાગી કે, બેટા ! તું આટલી બધી શાંણી અને ડાહી છતાં ફરી ફરીને શું માટે દુઃખી થાય છે ! તને ખબર નથી કે " **ક્યાં ચંદન ક્યાં મલિયાગીરી ।। ક્યાં સાયર ક્યાં નીર ।। જ્યમ જ્યમ પડે વિપતડી ત્યમ ત્યમ સહે શરીર ।।** હે નવનિત! દેહને તો સુખ અને દુઃખ એ બે છેજ, તું આમ વલોપાત કરીને તારા શરીરને ક્ષીણુ કરતી માં, મદનચંદ્રનું આયુબળ તારી પેઠે હશે તો તેની પણ કોઇ રીતે કોઈ પણ જગોએ સારવાર થઇજ હશે, તે પણ જીવતો હશે, જ્યારે મૃત્યુનું નિર્માણ હશે તો તે કાળ કોઇ ફેરવી શકનાર નથી, માટે તું ધીરજ રાખ્ય, સબુરીનાં સારાંજ ફળ છે.

યોગિનિએ એ પ્રકારે ઘણો દિલાસો આપ્યો; નવનિત શાન્ત થઈ ગઇ; હજુ નવનિત ઉભી થઇને ફરવા નીકળે કે મઢમાં આમ તેમ ફરી શકે તેટલી શક્તી મેળવી શકી નહોતી; તેથા તેણીમાં શક્તી આવવાને કસ્તુરિ મિશ્રત અનેક પ્રકારની વસ્તુ વાળી ગુટિકા યોગિનિ માતા તે નવનિતને આપતી હતી, અને તે ઉપર પૌષ્ટિક

પદાર્થ દુધ, ઘીઇ, શર્કરા વીગેરે ખોરાક આપવા લાગી;

મનના કોઈ વિચિત્ર ધર્મ છે; જેવી રીતે વીજળી એક સેકંડમાં એક લાખ માઈલ જઈ રહે છે તેવી રીતે તે વિજળીના વેગ કરતાં પણ કરોડ ઘણી અસંખ્ય અસંખ્યાત અનંત વેગ શક્તિ મનની રહેલી છે; ઘડીકમાં નેત્રની દ્રષ્ટી દ્વારાએ અનેક વસ્તુની સંકલના ઉપર મનોવેગ જઈ પહોંચે છે ઘડીકમાં કાનથી સાંભળેલી હકીકત માટે ભિન્ન ભિન્ન ભાવાર્થના ચક્ર ઉપર મન પ્રબળતાને પામે છે. પાંચ જ્ઞાનેંદ્રિય અને કર્મેન્દ્રીય રૂપી એક મોટા રથને હાંકનાર મન છે; એ વિચત્ર મનને કોણ ઓળખે છે! પ્રેમમાં પણ એજ જોડાય છે. અદ્વૈત માર્ગમાં જોડાવાને માટે પણ એજ મન દ્વારાએ મુમુક્ષુ થવાય છે; ચોરીને રસ્તે ચઢાવનાર પણ એજ મન છે, વ્યભિચાર કૃત્ય કરવામાં આગેવાન પણ એજ મન થાય છે; મોહપાસમાં ફસાવનાર, તથા નિર્દયતામાં ઢસાવનાર, એજ છે; હસાવનાર, રડાવનાર, આશ્ચર્યતામાં ગરક કરનાર, યુદ્ધ કરનાર, ઉત્સાહ વીગેરેમાં હસાવનાર એજ મન છે; —ઘડી ઘડીમાં તે પલટાય છે. સંકલ્પ વિકલ્પનું ચક્ર પણ તેની સત્તા નીચે જ ફર્યા કરે છે; એ પ્રકારનું મન અત્યારે નવનિતના મનને યોગીણી માતાએ આશ્વાસન આપીને શાન્ત રસનું દર્શણ કરાવ્યું !

અત્યારે તો એ યોગિણિ માતા નવનિતને ટટાર કરવાના પરિશ્રમમાં મચિ રહી છે, જેમ બને તેમ આ નવનિત ક્યારે હરતિ ફરતિ અને નિરોગિ થાય, એવા ઉલટમાં અને મોટી આશામાં યોગીણી માતા દિન પ્રતિદિન આનંદમાં દિવશ વ્યતિત કરવા લાગી. તેમજ નવનિત જેવી મહા સ્વરૂપવાન સુકુમાર મારે ત્યાં અનાયાસ આવી પોહોચી છે તેને માટે હવે મારે શું કરવું. અને જે કંઇ કરીશ તેમાં હું મોટુ નામ મેળવીશ તથા આ સ્થાન પ્રબળતાને પામશે તથા એને લીધે મને મંત્રશાસ્ત્રી તથા ધનાઢ્ય વિદ્વાન પુરૂષો મારા તાબામાંજ રહેશે એવા કંઇ મોટા ઉમંગવાળી યોગીની માતા જેવી રીતે માળી પુષ્પ ને સાચવે તેમ નવનિતને સાચવવા લાગી અને તેની સારવાર કરવા લાગી.

## પ્રકરણ ૧૨ મું.

### સાયંકાળ

### અરણ્યમાં બે મુસાફરનો એકાન્ત. અને તેનું લશ્કર.

### ચંદનપુર ઉપર ચહાઈ

આ વખતે સુર્ય આથમ્યો હતો, વાદળનાં મોટાં મોટાં દળ પશ્ચિમ અને પૂર્વ દિશાએ જાણે મેરૂ પર્વતના શિખ્ખરો હોય તેવા ભાસતાં હતાં, આકાશમાં વાદળના ઝમાવથી અંધકારનું નિશાન જણાતું હતું. હજુ સુર્ય પશ્ચિમ દિશાની કક્ષામાં અર્ધો ઉતર્યો હતો, હજુ તેનાં કીરણો પૃથ્વીની સપાટીથી પચાસ માઈલ ઉચાંણમાં આકાશમાં તેજ આપી રહ્યાં હતાં, તોપણ તે કિરણોનો પ્રકાશ જળ પુરિત વાદળોથી ઢંકાઇ ગયો હતો, સઘળા પક્ષિ વર્શાઋતુના ઠંડા પવન વેગને લીધે પોત પોતાના માળામાં ચુપચાપ થઈને લપાઇ ગયાં હતાં, સારસ અને બગલાની પંક્તિ આમતેમ ઉડી રહી હતી; વગડામાં સેંકડો ખાબોચિયામાં વરસાદનું પાણી ભરાઇ ગયું હતું, તેમજ કેટલાંક મોટાં તળાવ પણ કીનારા સુધી ભરાયલાં રમણિય દેખાતાં હતાં. થોડીકવારમાં તો સુર્ય આથમીજ ગયો; કેવળ અંધારાએ પોતાનો અમલ ચારે બાજુ ઝમાવી દીધો હતો; સર્વે જગોએ કાળાશની ચાદર પથરાઈ ગઈ હતી; આ વખતે માત્ર દેડકાં અને તમરાંનો જ સોર બકોર થઇ રહેલો હતો: તે સોર બકોર અરણ્યમાં ભય પ્રાપ્ત કરે તેવો હતો; તે વખતે એક મોટા વડના વૃક્ષ નીચે બે જુવાન સ્વાર પરસ્પર વિચાર કરી રહ્યા હતા; તે બેમાંથી એક સ્વાર ગંભીર ચ્હેરાવાળો તરૂણ યોદ્ધો હતો, તેનો ભાલપ્રદેશ દિર્ઘ અને ત્રિવલ્લિવાળો હતો તે શરીરે દ્રઢ, મજબુત, અને કદાવર હતો, તેણે મસ્તક ઉપર બત્તિ બાંધી હતી, તેની બાંધણી મેવાડી રજપુતના જેવી ટેઢી અને વાંકી હતી તે પાઘ ઉપર શિરપેચ હીરા અને મા ણેકથી જડિત્ર કરેલો બાંધ્યો હતો. તે શિરપેચના મધ્ય ભાગમાં

મોહોટા હીરો દીપક તુલ્ય પ્રકાશ આપતો હતો; તેની ગિરદ દાઢી છાતીના ભાગ સુધી આવી રહેલી હતી, તેનાં બન્યો નેત્ર તથા રક્તવર્ણનાં હતાં. તેનું ગૌરવર્ણ એટલા બધા અંધારામાં પણ સ્પષ્ટ જણાતું હતું, તેણે અંગ ઉપર કમર સુધી લોખંડી કવચ પેહેર્યું હતું, કમરમાં પોહોળા પટાવાળી લાંબી તલવાર લટકતી હતી, હાથમાં મોટા ભાલો પેંગડાના કડીમાં ભરાવેલો ખભાના અગ્ર ભાગને અડકાવેલો ચળકી રહેલો હતો, તેના જમણી બાજુના ખભા ઉપર બાંણના શરીયા ભરવાનો મૃગ ચર્મથી બનાવેલો ભાથો બાંધેલો હતો. તે સાથે લોહ મિશ્રિત મજબુત કમાન હતી; બન્યો મોટા ધુઝામાં ઘણો દુર માર પોહોચે તેવી રાયફલો ભરાવી મુકેલી હતી; તેવો બહાદુર આગેવાન સ્વાર પોતાની જોડે જે વિશ્વાસુ સ્વાર છે તે પ્રત્યે કહેવા લાગ્યો;

પ્રિય ગંભિર ! આપણે ધારેલી જગોએ જવાને હજુ ત્રીસ કોસ દુર છે; રાત્રીએ મુસાફરી કરવી ફાવે તેમ નથી. કેમકે ઠેરઠેર પાંણી, ભરાઇ ગયું છે;

**ગંભીરસિંહ**—મેહેરબાંન ! આપનું બોલવું સત્ય છે; એટલા માટે જ સાંજ પડે એટલે છાવણી નાંખવાની જરૂ પડી છે;

**પેહેલો તરૂણ જુવાન**—આહાહા ! ઉદરડો વકરીને કોળ થઈ ગયો કેમ ખરૂ કે ! તે કમજાત શું સમઝતો હશે ! શું તે શુર રજપુતોના ખડગ પ્રહારને પાછો ભુલી ગયો કે શું !

**બીજો સ્વાર ગંભીરસિંહ**—સાહેબ, ! એ જાત અને ઉંદરની જાત સરખાવવા જેવી છે, જ્યારે ઉંદર દારૂ પીએ છે ત્યારે મસ્ત થઇને ડોલે છે; તેઓમાં બુદ્ધિ કેટલી ! તેઓની ગુંજાસ શી છે ! તેઓ જ્યારે હારે છે ત્યારે તેમને પીઠ બતાવતાં કે નાસતાં પણ લાજ હોતી નથી; નિર્લજને શું કહેવાનું રહ્યું ! જેઓ પોતાની ખરી જાતને માટે માથું બક્ષે છે; જેઓ પોતાના બાપ દાદાનું પણ રાખવાને ટેકીલા થઇને રણયુદ્ધમાં પાછા નહિ ફરતાં અડગ થઇને શત્રુની સાંમે જ ધસે છે તેઓ જ શૂર ક્ષત્રી છે; હે અંનદાતા સાહેબ ! આપ ક્યાં અને એ કાંગલા ક્યાં! ક્યાં સુર્ય અને ક્યાં દીપક; આપનું પ્રખર પરાક્રમ કોઇનું પણ અજા-

ણ્યું નથી; જો કે તેઓમાં વિવેક હોત તો આહાવો પ-
રિણામ આણે પણ ખરા કે !

**તરૂણ સ્વાર**—બહુંજ સારૂં થયું કે ખંભપુરની પાસે આપણે જઇ
પોહોચ્યા, ઘણોજ શ્રેષ્ટ વિચાર મને સુઝયો કે સમુદ્ર સા-
થે નર્મદા સંગમ સ્થાન આગળ હું જઇ પોહોચ્યો. નહિ
તો સીલબંધ ઘડો આપણને ક્યાંથી મળત !

**ગંભીરસિંહ**—ગરીબપરવર ! હવે શું તે બીચારી જીવતી હશે !
તે શિયળ વૃત પાળનારી પવિત્ર સાધવી પોતાનું શિય-
ળ સાચવવાના ટેકને લીધે જરૂર મર્ણ પામીજ હશે, !
કાંતો આત્મ હત્યા કરી હશે, કેમકે ચીઠીમાં લખેલી મુદ-
ત તો વીતી ગઈ, આજે મુદત ઉપરાંત બે દીહાડા જાસ્તી
થયા છે,

**તરૂણ જુવાન**—ભલે કદિ વધારે થયા તો તેનો ઈલાજ
નથી, મરવાનું તો છેજ એમાં આશ્ચર્ય શું ! પણ જે ધ-
ર્મને માટે મરેછે તેને ધન્યવાદ આપવામાં આવે છે, તે
બાઈ પોતાનું શિયળ સાચવવાને મર્ણ પામી હશે તો તે
બાબત મને ખેદ થતો નથી પણ ઉલટમાં હું તેના ટેકને માટે
ઘણાં વખાંણ કરીશ, જો કે તે મર્ણ પામી હશે, અથવા
તો તેના મર્ણનું કારણ પેલો કાળ ઉંદરડો થઇ પડયો હ-
શે તો જરૂર હું પુરેપુરૂ શાશન કર્યા વિના રહેવાનો નથી.

**ગંભીરસિંહ**—ગરીબ પરવર ! આપ તો ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ
છો, આપ જેવા પ્રતાપવાન રાજકુમાર ધર્મ રક્ષક ન
હોત તો વેદ ધર્મને કોણ માનત ! બ્રાહ્મણો બ્રહ્મત્વને શી
રીતે જાણી સકત ! વિકટ અરણ્યમાં મૃગ ઇત્યાદિક યુથ્ય
શી રીતે નિર્ભય રહત ! તપસ્વિઓ નિશ્ચંત રહિને તપ
શી રીતે કરત ! મહાબાહુ ! આપનું નામ સાંભળીને
ચોર, દુર્જન, ખળ, કપટિ, કુટિલ, વ્યભિચારી, કુલટા, ઇ-
ત્યાદિક ત્રાસ પામીને નાસે છે, આપની તલવારના મારના
ત્રાસથી વ્યાઘ્રપણ વનનો ત્યાગ કરી મોટા કંદરોમાં પે-
શી રહે છે, તો પછિ તે માઇ કાંગલાં શું કરવાનાં હતાં !
હે કૃપાળુ! અત્યારે રાત્ર પડી છે આપની કૃપાળુથી આ-

પણે સરાસરી એક કોસ દુર આ તરફ આવી પોહોચ્યા છીએ, છેક અંધારૂ થઇ ગયું છે રસ્તો ભુલાવો ખવરાવે તેવો છે, એટલું ઘણું સારૂ છે કે આપણી છાવણીના તંબુની આજુબાજુના દીપક સ્થંભનો પ્રકાશ અહી રહે રહે દેખાય છે, તેથી કદી આપણે અહીથી જઇસુ તો દિશા શુન્ય નહી થઇએ માટે આપની આજ્ઞા હોય તો આપણે અહિયાંથી છાવણી ભણી ચાલ્યા જઇયે.

આગેવાન તરૂણયોદ્ધાએ ગંભિર સિંહનું યોગ્ય બોલવું કબુલ કરીને ઘોડો આગળ કર્યો તે બન્યો જણા થોડી વાર પછી છાવણીમાં પોહોચ્યા, શુરા રજપુત સિપાહિયો તંબુમાં નિદ્રા લેતા હતા લશ્કરની ચારે બાજુ ખુલ્લા ખડગથી ધીર પુરૂષો પેરા ભરતા હતા પ્રાતઃકાળ થયો એટલે ત્યાંથી છાવણી ઉપડી; પાયદલ સિપાઇયો ચાર હજાર હતા, અને પાંચસો સ્વાર યુદ્ધને માટે ઉમંગવાળા અશ્વને ખેલાવતા ચાલતા હતા, સર્વેની આગળ તરૂણ રાજકુમાર યુદ્ધ કુશળ યોદ્ધો ગંભીરસીંહની સાથે વાત કરતો અશ્વને ગતી આપતો હતો, અતિ સત્વરથી જતાં છેક રાત્રીના આઠ વાગ્યાના સુમારે ચંદનપુરની ભાગોળમાં લશ્કર આવી પોહોચ્યું, રાત્ર અંધારી હતી તેમજ તે ગામમાં એક બીજાનાં ઘર દુર દુર ટેકરી ઉપર હતાં તેથી તે ગામના દરેક માણસો પોત પોતાના ઘરમાં નિશ્ચિંતથી તાપણી સળગાવીને તાપવા સારૂ બેશી ગયા હતા, કેટલાક ખેતરમાંથી આવીને શ્રમ પામેલા દારૂના નિશાથી મસ્ત થએલા બાજરાનો રોટલો અને ડુંગળીનું શાક ખાતા હતા, કેટલાક પોતાની ઝુપડીમાં મિત્ર વર્ગ સાથે વગડામાં ભટકીને ફરેલા હોય તે વીરોની વાતો કરતા હતા, કેટલાક હરણ અને મૃગના ટોળાં પાછળ સિકાર માટે આથડેલા છતાં શિકાર પ્રાપ્ત કરેલા ઉપર હર્ષ પામતા પોત પોતાના પરિશ્રમની બહાદુરીનાં વખાણ કરી રહેલા હતા, કેટલાક પોતાની મર્યાદાવાળી ટેકરીના રમણિય અવાસમાં સરખે સરખા મળિને જાફત ઠરાવેલી હતી, જેમાં અભક્ષ્યાભક્ષ્યનું સેવન કરીને દારૂના નિશામાં મદમસ્ત થએલા વિચિત્ર અર્થવાળાં ગાયન કરી રહ્યા હતા;

આ વખતે જેમ વર્ષા ઋતુનું જળ રેલ આવવાથી ધમકારા

બંધ પેસે છે તેવી રીતે શરવિરે તરૂણ રાજકુમારે યોદ્ધાનું સૈન્ય ચુપકીથી પ્રવેશ કરવા માંડયું.

ગંભિરસિંહ લડાયક અને ઘણો ચતુર હતો; અત્યારે તેણે આંબાકોથી પ્રમત્તસિંહની રાજધઢીની પાછળ ચારે તરફ પોતાનું લશ્કર ફરાવીને ઘેરો ઘાલ્યો; આટલી ગોઠવણ કરવામાં રાત્રીના દસ વાગ્યાનો સુમાર થયો હતો; બંધ કરેલા રાજધઢીના દરવાજા આગળ શૂર રાજકુમાર પોતાના બહાદુર લડાયક યોદ્ધાઓના સાંભળતાં પોતાના સેનાપતિ ગંભિરસિંહને કહે છે કે, ગુફાની અંદર સુતેલા સિંહને છંછેડીને બાહેર કાઢીને તેની સાથે મહાયુદ્ધ હું કરનારો છું, છતાં દરમાં પેસી ગયેલા કાળને પકડવાને માટે આપણને કંઇજ મુશિબત નથી, તેમજ તેને ચેતાવીને તથા જાગ્રત કરીને આપણે આપણું કાર્ય કરવું એજ શ્રેષ્ટ કહેવાશે,

તરૂણરાજ કુમારનું વચન સાંભળીને ગંભીરસિંહે તે વાત સિરસાવંધથી માન્ય કરી,—એજ વખતે બંધુકના દસ પંદર અવાજ કરવામાં આવ્યા,—સઘળી ટેકરીયો કરતાં રાજધઢીની ટેકરી ઘણી ઉચી હતી તેથી ગામના ભિલાક ઠાકરડા લોકોની સાંમે થવાને એજ ટેકરીનો મોરચો ઉત્તમ ગણવામાં આવ્યો હતો,—જે વખતે બંધુકોના અવાજ થયા તે વખતે રાજધઢીમાં ખળભળાટ થવા લાગ્યો, તેમજ ગામના સઘળા ભીલાક મંડલને એકાએક ભય ઉત્પન્ન થયો. તેઓ પોતપોતાનું કામ બાજુએ મુકીને ઢાલ, તલવાર, તીર, કામઠાં હાથમાં પકડીને ક્ષણવારમાં સજ્જ થયા, તે સાથે પ્રમત્તસિંહના પેરેગીરોએ રાજધઢીના કોટની મર્યાદાની અંદર રહેલા હુશિયાર થઇ ગયા, પેરેગીર પાસે જાગ્રત થતો કદાવર યોદ્ધો પ્રમત્તસિંહ રાજધઢીના મોટા ચોગાનમાં આવી પોહોચ્યો, અને તપાસ કરાવ્યો કે કોઇ આ ગામ ઉપર ચઢી આવ્યું છે. તથા જે આવેલ છે તેણે અનાયાસ ઘેરો ઘાલ્યો છે, આ વખતે રાજધઢીમાં દરબારી સિપાહી વર્ગના ઠાકરડાઓ બસેં હતા. તેઓ હથિયારથી સજ્જ થયા, તે સાથે પ્રમત્તસિંહ પણ લોહનો ટોપ માથે ઘાલીને તથા અંગ ઉપર કવચ ધારણ કરીને હથિયારથી સજ્જ થઇ ગયો; તુરતજ તેણે ઢોલ વગાડવાની શરૂવાત કરી; તેથી તે ઢોલના નાદથી સેના ગામમાં લડાયક માણસો સરાસરી પંદરસેં ભીલાક

લોકો તયાર થઇ ગયા—આ વખતે શું કરવું ! તેનો કોઈ પણ ઇલાજ સુઝ્યો નહી; કેમકે પોતાની રાજગદી પાછળજ શત્રુ વરણ્યો ઘેરો વળી રહેલો છે; અને કે પોતાના ગામના અને આંગના ખરણીયા માણુસો સાબુત છે પણ તેઓ તો વિન્ધ્યાચળની ટેકરીયો ઉપર આવી વસેલાં છે; તેઓ સહુથી ઉંચાણુ રાજગદી ઉપર થી ફીસે ખબર પામશે ! રાજગદીના રક્ષણુ માટે માણુસોનો બચાવ પોતાના તરફનો જ નીવ્યો છતાં આગમચથીજ શત્રુની સૈન્યનો બચાવ થઇ ચુક્યો છે તો હવે શો ઇલાજ કરવો ! શત્રુનું સૈન્ય ક્યા પ્રકારથી હઠે ! એ સઘળો વિચાર સાહસ કામ કરનાર પ્રમત્તસિંહના મનમાં આવ્યો નહિ; પણુ તેનો વૃદ્ધ પિતા જયમલ હતો તેણે વિચાર કર્યો; તેણે પ્રમત્તસિંહને બોલાવીને કહ્યું કે, હે બાઇ ! કાંઇ ખબર તો કાઢો ! કે કોણ આવ્યો સે ! આપણી બણીથી એક ઘરડા માંણુહને મોકલો અને તેની સંગાથે સંદેહો કહાવો કે શાંણે માટ ચડાઇ કરી સેં ! પછે જે હશે તે બધુએ જણાશે; જાણ્યા વગર માણુહનો મરો શીદ કરીયે ! ઘેરો ઘાલનાર માણુહને રૂપીયા જોઇયેસીયે કે રાજ ખુચાવી લેવું સે કે ચ્યમ શે ! એ બધુંએ જણાશે; એમનામાંયે કોઈ ડાહ્યું, માણુહ હશે કે નહી ! હમણાં સબુર રાખો, પછે જો રે નહી માને તાણે લડાઇ તો છેજને !

પિતાનું વચન સાંભળીને પ્રમત્તસિંહ તુરત શાંન્ત થયો. જયમલે પોતાના બાઇને પાછલની બારીના રસ્તેથી નર્મદાના જળમાં થઇને બીજાને રસ્તે બાહેર મોકલ્યો, એ રસ્તો કોઇના જાણુવામાં નહોતો ત્યાંથી તે નીકળ્યો માણુસ એકાએક શત્રુના લશ્કરમાં જઈ પોહોચ્યો; આ માંણુસ ધોળી મુછોવાળો હાથમાં લાકડી પકડીને લથડીયાં ખાતો ખાતો આવી પોહોચ્યો, આ વખતે શત્રુની સેના ચારે તરફ ફરી વળી હતી, એક રજપુત પયદલ સિપાઇયે અંધારામાં લથડીયાં ખાતા વૃદ્ધ માંણુસને દીઠો. તેથી તેણે તુરતજ તેનું કાંડુ પકડીને રોક્યો. તે વૃદ્ધ માણુસે લશ્કરના મુખ્ય અમલદારને મળવું છે; એમ સુચવ્યું; તેથી. તે પયદલ રજપુત સિપાઇ પેલા વૃદ્ધ માણુસને લઇને જ્યાં તરૂણ રાજકુમાર ગંભીરસિંહની સાથે બેઠો છે, ત્યાં આગળ ઉભો કર્યો; તે વૃદ્ધ માણુસે રામ, રામ, રામ રામ કહ્યાર કર્યો. તે સાંભળીને તથા તેને જોઇને તરૂણ રાજકુમારે કહ્યું કે, કેમ ડોસા ! તમે ક્યાંથી

ચારીની પેઠે એક મેડી ઉપરીયાં પડી રહેતી હતી. અને પચાસમે દીને લગન કરવું એમ બોલી હતી, પણ એ બાઇની ચતરાઇ એવી હતી કે આ રાજધાનીને પાછલે ઝરોખેથી દોરડાંના આધારે નરમદામાં નાવડાંના આધારે સટકી જાઈ સે, પણ આનું કામ તો ક્યાં એ રહ્યું કે જાતરીયો લખી હતી તેથી એ આધારથી જાની વાસામાં આવેલા બોટ શાકીને પોતપોતાને ઘેર હેડયા ગયા, આ-તો ઉલટું અમારૂ ફજીતું થઇ ગયું સે, હવે નાહક આપ અમારી સાથે લઈને અમને હેરાન કરશો ઇમાં શું હાથ આવવાનું સે, જો એ બાઇ આંઈ હોત તો એક અડધી ઘડી પણ વાર નહીં કરતાં આપ સરકારને સોંપી દઇએ અમને શી ખબર કે આપના નગરના શેઠજીની એ દીકરી હશે;

અમે તો આપનાં છીએ, આ માથું આપ સરકારનું છે, જ્યારે આપના રાજ ઉપર આફત આવી પડે અને કોઈ ચઢા-ઈ કરે તારે અમો તો આપને અમારૂ માથું આલવાને ઘણી વખ-ત તયાર થયા છીએ અને વળિ તયારજ છીએ, તો પછે પોતાના માણસ જાણીને તમે ધમચકડ કરશો તો પછે આપને પસતાવું પડશે, અમે તો આપના રાજમાં ખંડણી ભરીએ છીએ માટે અમને તો પોતાના માણસ ગણવા જોઇએ,

તમે બહુ ખુશી થઇને અતારે અમારી રાજધાનીમાં પધારો તમે અમારા મેજમાન છો આથી અમારે વધારે શું છે, હવે હું અંદર જાઇને રાજધાનીનું મોટું આ બારણું વાસેલું છે તે ઉઘાડવું છું; અને જેમલ ઠાકોરને બધી હકીકત કહી દઉછું.

આવેલા વૃદ્ધ માણસનું વચન સાંભળી દિર્ઘદ્રષ્ટીવાળો તરૂણ રાજકુમાર સંતોષ પામ્યો, લડાઇ કરવા કરતાં ખરો સાર પ્રથમ-થીજ જાણવામાં આવી ગયો છે એટલે હવે કંઈ કરવા જેવું નથી પણ આપણે પ્રથમ અંદર પ્રવેશ કરવો એજ ઉત્તમ છે અને બા-હેર લશ્કરને આ રાજધાનીની આજુબાજુ પડાવ કરવાને હુકમ આપવો એવો વિચાર કરીને તે વૃદ્ધ માણસને ઉત્તર આપ્યો કે, ઠીક છે, એ બાબત વિચાર કરી શું તમે તમારા ભાઇ જયમલને ખબર આપો અને રાજધાનીનું દ્વાર અત્યારે ખુલ્લું કરો.

પોતાની ઠકરાતનું હવે રક્ષણ થશે એવી આશા રાખનારો

પેલો વૃદ્ધ ડોશા પાછળની જગોએથી છુપી રીતે રાજધઢીમાં દ-ખલ થઇ ગયો પછી થોડીક વાર સુધીમાં તમામ હકીકત જયમલ ઠાકોરને પેલા વૃદ્ધ ડોસાએ વીદીત કરી, તેથી ધૈર્યતાનો ત્યાગ કરીને રાજધઢીનો મોટો દરવાજો ખુલ્લો કરાવ્યો, એટલે વિનોદચંદ્ર રાજપુત્રે પોતાના ખરા શુર ક્ષત્રિ વીર પુરૂષોને લઇને અંદર પ્રવેશ કર્યો, તેનાં પ્રવેશ થતાંજ જયમલ ઠાકોરે નમ્રતાપુર્વક મોટું માન આપ્યું તેમને બેસવાને માટે ઉત્તમ રાજ બેઠકના સંગારેલા મકાનમાં સવડ કરી તે સધળા ત્યાંજ બેઠા, આ વખતે પાછલી રાત્રી જતી હતી. તેમજ જયમલે દરબાર ધઢમાં આનંદદર્શક ચિન્હનું ઢોલ વગડાવ્યું, જેથી તેમના ગામના બીલાક લોકોનો જમાવ થયો હતો તે લોકો, તુરતા તુરત વેરાઈ જવા લાગ્યા, થોડી વાર થઈ એટલે વિનોદચંદ્રનું લશ્કર શાંન્ત થયું, અને તુરતજ ભાનુદેવે પુર્વ દિશાના આકાશનો રંગ ધોળો કર્યો;

બીજે દીવશે પ્રાતઃકાળમાં વિનોદચંદ્ર રાજકુમારે તે રાજધઢીમાં દરબાર રચ્યો, જેમાં જયમલ ઠાકોર તથા તેમના ભાઈબાત વર્ગને અને પ્રમતસિંહ કુમારને બોલાવ્યા હતા, જયમલ ઠાકોર પ્રત્યે વિનોદચંદ્ર રાજકુમારે કહ્યું કે ! હે વૃદ્ધ ઠાકોર ! તમે તો ઘરડા થયા છો એટલે હવે આ ગામની ઠકરાતનો અમલ ચલાવવાને પાછલી રાત્ર ચાલી જાય છે, આ પ્રમત્તસિંહ રાજ્યની લગામ પોતાના હાથમાં લેશે તે વખતે કેવો પરિણામ થશે ! તે વિચાર કરો,- પ્રમત્તસિંહના અવિચારપણા ઉપર બહુજ ધ્યાન આપવાનું છે, પ્રમત્તસીહે નિતિ વિરૂદ્ધ કામ કરવામાં કંઇજ આંચકો ખાધો નથી, તે પોતાની પ્રજાને શી રીતે સાચવી શકશે ! એ તમારે વિચાર કરવાનો છે, તમે પોતે અભણ છો છતાં તમે પોતાની કારકિર્દીમાં કદી પણ આ પ્રમાણે કામ કર્યું નથી; એટલા માટે હું તમારાં વખાણ કરૂં છું તે ગરીબ સ્વભાવની નવનિત, પવિત્ર આચરણવાળી છતાં તેને ભ્રષ્ટ કરવાને માટે પ્રમત્ત ઉદ્યોગમાં તે નવનિત પોતાનો ટેક સાચવવાને માટે પોતાનો પ્રાણ જોખમમાં આણવાને પણ ભય પામી નથી, છેવટે તે દિલાશો આપીને નદિના જળમાં ચાલી ગઈ છે, જે રાત્રીયે તે ગઇ તે રાત્રીએ તમારા કહેવાથીજ જણાઇ આવ્યું છે કે કેવનું ભયંકર તોફાન હતું, તેથી

ते नाव क्यां उतरी पडयुं हशे ! शुं थयुं. हशे ! ते डुबी ग्रुष हशे के केम ! ए सघळुं निश्चय करवाने कोइ आधार रह्यो, ! तेथी न्याय मार्गे हुं एज ठराव करूंछुं के ते- निरपराधी सुशिल नवनितने भयंकर तोफानवाळी नदीमां उतरीने सटकी जवानुं कारण रूप आ प्रमत्तसिंहज छे; ते भिखारीने भयना आवेशमां नांखवानुं कारण एज प्रमत्त छे ते मरण पामी हशे तो मरणनुं कारण पण आ प्रमत्तसिंह छे.

जे नितिने जाणनार छे तथा जे विद्वान सज्जन पुरूष शुद्ध अंतःकरणवाळो छे तेवो राजा तो पोतानी प्रजाने पोताना पुत्र पुत्री तुल्य समजे छे, पोतानी प्रजा न होय तोपण पर जीने अभय वचन आपनारा परोपकारी होय छे, तेवा राजाओ तो सर्वेनी साथे समान द्रष्टी राखनारा होय छे. तेवा भुमिपति केवळ जात्याभिमानी हो शुं, पण स्वदेशाभिमानी थइने देशनुं कल्याणज इच्छे छे तेओने बीलकुल राग द्वेश होतोज नथी; चाहे हिंदु हो, के मुसलमीन हो, पण ते बन्नेनी साथे तेओ सरखोज प्रेम भाव राखे छे सर्वना स्थुळ शरीरमां एक अंतरात्मा समजीने तेओने क्लेश उत्पन्न थाय तेवुं कदी पण कार्य करताज नथी; लोक हितने माटे जळाशयो बंधावे छे, तपस्वियोने माटे वगडामां पर्णकुटि तयार करावे छे, तत्ववेत्ता ब्रह्म विद्या जाणनारा निर्मळ साधुओना चरणारविंदमां मस्तक नमावे छे, सारी नितिए चालवाना रस्ता उपर पोतानी प्रजाने दोरावे छे, तेओ राज भक्त थाय माटे उत्तम शिक्षण आपे छे; जेम पिता पोताना बाळक पुत्रने उछेरवामां स्नेहथी उमंग राखे छे तथा ते साथे पोताना जीवनने मदद करशे एवी मोटी आशा राखे छे, तेवी रीते नितिज्ञ राजा पोतानी प्रजाने संभाळे छे अने योग्य कर ले छे,

पोताना पिता तरफथी सुख पामेलो पुत्र तथा पिता तरफथी अगाध लाड पामेलो छोकरो पिताना मरण पछी वियोगे करीने जेवी रीते घणोज अफसोस पामे छे तेवी रीते प्रजा पण राजा तरफथी ज्यारे सर्व प्रकारे सारू सुख पामे छे त्यारे ते प्रजा पोतानुं तन मन अने धन अर्पण करे छे; रामचंद्रजीए प्रजाने बहुज सुख आप्युं हतुं; ज्यारे रामचंद्रजी वनवास सिधाव्या ते वखते

પ્રજા સમગ્ર અયોધ્યા નગરથી બાહેર નીકળી હતી; ત્યાર પછી કાળે કરીને તે રામચંદ્રજીની સાથે સઘળી પ્રજા વિમાનમાં બેશીને સ્વર્ગે ગઈ હતી; એવા ધર્મિષ્ટ રામચંદ્રજીના ગુણ કથન શાશ્વત પ્રલય થતા સુધી પણ ચાલ્યાં કરશે; તેવા પવિત્ર મહાત્માના ઉપકારે કરીને વશ થએલું જગત મર્ણ પામતિ વખતે પવિત્રતા પ્રાપ્ત થવાને યાદ કરાવે છે;

જ્યારે રાજા ધર્મિષ્ટ હોય ત્યારેજ પ્રજા ધર્મિષ્ટ રહે છે; જ્યારે રાજા અભણ, દુરાચારી, ચોર, લંપટ ખલ, ધુર્ત, પરાયુદ્રવ્ય હરણ કરવાની વૃતિવાળો; હરામનું છિનાવિ લેનારો; પરાયા હક નાશ કરનારો, અન્યાયી, ઇર્ષાખોર, અને દગલબાજ હોય છે ત્યારે તેની પ્રજા પણ તેવાજ ગુણવાળી નીવડે છે; કહ્યું છે કે 'યથારાજા યથા પ્રજા' તે-જ પ્રમાંણે અત્યારે તમે પણ અભણ અને તમારી પ્રજા પણ અભણ છે; તેથી કેટલાં ઘોર કૃત્ય થતાં હશે ! માટે કહુંછું કે અ-ત્યારે વિદ્યાનિપુણ વિદ્વાન સુશિલ નવનિતનું ખુન થઇ જવું જે થયું તેજ મુખ્ય કારણ પ્રમત્તસિંહ છે;

અને એજ કારણને લીધે નવલપુર નગરથી મારા રાજ્યના ખર્ચથી સેના લઇને અહિયાં સુધી મારે આવવાની જરૂર પડી છે. જેમાં મને અહિ સુધી આવતાં પચિ હજાર રૂપીયા ખર્ચ થયા છે. અને નવનિતને અન્યાયથી ત્રાસ આપ્યો અને તેને મોટા જોખમમાં નાંખી છે તેટલા માટે પુણો લાખ રૂપીયા તમારો દંડ કરૂં છું.— તે મળીને એક લાખ રૂપીયા અત્યારે આપવા જોઇએ.

પ્રમત્તસિંહ બાર માસ સુધી અમારા રાજ્યમાં અમારી પાસે રહીને રાજનિતિ અને સદવિચાર વર્તણુંકનો અભ્યાસ કરે. અને તેમ થયા પછિ તે અમારો સારો અભિપ્રાય મેળવી શકે નહિ તો તેને રાજગાદીનો અધિકાર નથી; માટે તેને અમારી સાથે મોકલવો જોઇએ;

આ પ્રમાંણે વિનોદચંદ્રે તે રાજગાદીની અંદર સભા ભરીને ઠરાવ વાંચી સંભળાવ્યો !

તે સાંભળીને ચંદનપુરના ઠાકોરે તે વાત કબુલ કરી, એજ વખતે એક લાખ રૂપીયાના તોડા દંડના રજુ કરી દીધા, અને પ્રમત્તસિંહને

સારૂ શિક્ષણ મેળવવાને માટે વિનોદચંદ્ર સાથે મોકલવાનો નિશ્ચય થયો; તેમજ વિનોદચંદ્ર સાથે રહેવાની ઇચ્છા પ્રમત્તસિંહની પણ સંપૂર્ણ રીતે થઇ હતી;

ચંદનપુરમાં વિનોદચંદ્ર બે દિવસ રહ્યો, ત્યાર પછિ ત્રીજે દીવશે પોતના લશ્કર સાથે-પ્રમત્તસિંહને લઇને તથા લાખ રૂપીયાની ત્રીજોરી લઇને નવલપુર નગર ભણી ચાલ્યો ગયો.



# પ્રકરણ ૧૩ મું.

## ભગુવાં વસ્ત્રવાળી નવનિત.

---

### ભદ્રશિલા તિર્થનો મઠ

---

ભદ્રશિલા તિર્થના મઠમાં યેગિણિ માતાના ઉપકારથી કેટલેક દિવશે નવનિત તંદુરસ્તી ઉપર આવી ગઈ, જો કે પ્રોતાનું હિત ઇચ્છનાર મિત્ર મદનચંદ્રના વિયોગ રૂપી કીડો તેના હ્રદયને રાત્ર દિવસ કોતર્યાં કરતો હતો તોપણ સ્વભાવિક યેગિણિ માતાની સઘળી પ્રકારની સંભાળને લીધે તે નવનિત કેવળ શશક્ત થઇ; તેનાં શરિરની કાંન્તી પ્રથમ કરતાં વિશેષ વખાણવા જેવી થઈ. તે નવનિત મદનચંદ્રનાં વિયોગથી ભગુવા વસ્ત્ર પેહેરતી હતી, પણ તે ભગુવા વસ્ત્ર તેણીની મોહક કાંન્તીને વધારે શોભા આપતા હ-તા, તેના બંન્યો હાથ મૃણાલ દંડ જેવા શોભતા હતા, તે સંપૂર્ણ યુવાવસ્થાને પોહોચી હતી, તેથી તેના સ્તન ભારને લીધે નમી જતા હતા; તેના કંઠમાં પુષ્પનો હાર જાણે તેના સ્તન ચિબુકને સ્પર્શ કરતો હોય તેવું દેખાતું હતું, તેના સુંદર ઓષ્ટ રાતા સમુદ્ર-માંથી નિકળતા તરંગ જેવા, કિંવા પ્રવાલના છોડ જેવા રક્ત હ-તા, તેનો ગાલ ( કપોલ પ્રદેશ ) તુંગ અને શ્વેત હતો; તે જાણે મદિરા રસ ભરેલી માણીકય સુક્તિના સંપુટ જેવા દેખાતા હતા, એટલુંજ નહિ પણ સવર્ણના સંપૂટને અગ્નીમાં તપાવેલા જેવા ચંપક વર્ણના જણાતા હતા, તેની નાશિકા દિપક જ્યોતિ સમાન અસ્ખલન સુશોભિત હતિ, તથા સરસ્વતિની વિણા વગાડવાના રત્ન-મય ગજ જેવી હતી, તેના બન્યો ચક્ષુ વિકસિત કમળ જેવાં તથા લક્ષ્મીના નિવાસ રૂપ ક્ષિરસાગર તુલ્ય હતું, તે વિશાળ ચક્ષુ કર્ણ પ્રદેશ સુધી ક્રોધથી ધસતાં હોય તેવાં રક્ત રંગના ચળકતાં હતાં તેની બન્યે ભમરો બાણાવળી સૂર પૂરૂષોના હાથથી જાણે ખેંચાયે-લા ધનુશ હોય તેવાં વક્ર હતાં એટલુંજ નહિ પણ જાણે મદમત્ત હાથીયોની જાણે મદલેખા જેવી તેની ભમરો શોભતી હતી, તેણી ના લિલાટમાં જે તિલક બિંદુ હતું તે જાણે કામદેવનો મોહ તેના

ચન્દન ઉપર શ્યામ થયો હોય તેવો ભાસ દેખાતો હતો; તેણી-
ના કર્ણમાં મોગરાના પુષ્પની કળિયો ઘાલી હતી, પણ તે બન્ને
તેણીના ગાલ પ્રદેશ સાથે સંબંધ રાખીને વારંવાર ચંચળ ચિત
વાળા આલિંગન કરતાં હોય તેમ જણાતું હતું; તેના દિર્ઘ કેશ ક-
ટી પ્રદેશ સુધી પહોંચેલા જાણે વાસુકિ નાંગ રત્નશિલા ઉપરથી
પ્રવેશ કરતો તથા કટિ તટરૂપી અમૃતનું પ્રાશન કરવાને માટે ફાંફાં
મારતો પડી રહેલો હોય તેવા શ્યામ રંગના દેખાતા હતા; તેણી-
ના ભાલ પ્રદેશમાં ભસ્મની ત્રિવલ્લિ ત્રિવેણી જેવી દેખાતી હતી,
તેણીએ મસ્તક ઉપર ભગવું વસ્ત્ર આચ્છાદન કરેલું ઉદય સૂર્યથી થ-
તા આકાશના રંગમાં ઉદય થતા રક્તવર્ણના સુર્યે જેવું મુખ
દેખાતું હતું; તેના મસ્તક ઉપર કુદરતિ લાલાશ એવી હતી કે જા-
ણે શેરો પુર્યો હોય તેથી કરીને તેણીના લાંબા કેશ જાણે રક્ત
રંગના મદિરા રસમાં ધોવાતા હોય તેવા દેખાતા હતા; તેનું સ્મિત
હાસ સેંકડો ચંદ્રનું માન મુકાવે તેવું હતું સેંકડો ધીર પુરૂષોના વ-
જ્ર હૃદયને પીગળાવી નાંખે તેવું હતું, સેંકડો મહારથિયોના હાથ-
માં પકડેલા ધનુષ ઉપરની નજરને ચુકાવનારૂં હતું; સેંકડો સાધુ
વૃતિની વૃત્તીને અસાધુ વૃત્તિ રૂપી દોર ઉપર નચાવનારૂં હતું;
જો કે તેણીનાં નિર્મળ નેત્ર વિકાર વિનાનાં હતાં તોપણ તે નિર્મ-
ળ નેત્ર વિકારી પુરૂષોના હૃદયને તિક્ષણ બાણ રૂપે છેદન કરનારાં
હતાં; મૃગ સમુદાયના નેત્ર ઉપમાને હસાવનારાં હતાં, ખંજન પ-
ક્ષિયોની ચપળતાને ટક્કર મારે તેવાં હતાં, જળમાં નિવાસ કરનાર
મીનની ગતી જેવાં હતાં; તેણીનું સઘળું અંગ સુરંગ હતું; આ
સઘળી દેખરેખ યોગણિ દેવીની હતી;—યોગણી માતાએ તેણી
ઉપર ઘણીજ દેખરેખ રાખી હતી; આખો દિવસ અને રાત્ર
તે નવનિતની પાસે રહિનેજ ગાળતી હતી; જે પ્રકારે નવનિત વિ-
શેષ ફુટડી અને રૂપાળી દેખાય તેવો પ્રયોગ કરવામાંજ ગુંથાતી
હતી; નવનિત સંપૂર્ણ રીતે સશક્ત અને સબળ થઈ એટલે યોગી-
ણીમાતાએ પોતાના મઠમાં જેટલા વિભાગ ઓરડા, ઓરડીયો, બેઠક,
વગરે જે જે પદાર્થ હતા તે બતાવી દીધા હતા; એ મઠમાં દુર્ગા
પ્રસાદ નામનો આચાર્ય હતો: તે આચાર્યનું પુસ્તકાલય નવનિતને
તે યોગણીમાતાએ બતાવ્યું હતું. તેથી તે પુસ્તકાલયમાં ઘણો ખરો

વખત પુસ્તકો વાંચવામાં નવનિત ગાળતી હતી, પણ તે પુસ્તકો વાંચીને નવનિતને કંટાળો આવતો હતો. તેથી તેમાં જવાનું તેણે બે ત્રણ દિવસથી બંધ રાખ્યું હતું;

હવે તે પુસ્તકાલયમાં નવનિત શા સારૂ જતી નથી! એવી શંકા આવવાથી યોગિણીમાતાએ નવનિતને પ્રશ્ન કર્યો કે, બેટા! તું હવે પ્રથમની માફક પુસ્તકો કેમ વાંચતી નથી! વળિ તને પાછું કાંઇ યાદ આવ્યું કે શું! હવે તું કંઇ પણ યાદ લાવતીજ નહી! મદન નામનો તારો મિત્ર કાંઇ અત્યાર સુધી હયાત હોયજ નહી; માટે તે બરૂનો લક્ષ છોડી દે; તૂં શા માટે એકલું દુધ અને રોટલો ખાય છે! અહીયાં શી ખોટ છે! હજુ તો તને આ પવિત્ર બદ્રશિલા મઠનો ખરેખરો ભેદ તો હવેજ માલુમ પડવાનો છે; જ્યારે તું છુપા ભેદને જાંણી લઇશ ત્યારે તું એમજ સમઝીશ કે, સ્વર્ગનું સુખ પણ તૃણમાત્ર છે; જે સુખ આ મઠમાં સનાતનથી ચાલતા ધર્મની પરનાળીકામાં રહેલું છે તે સુખ મોટા મોટા પૃથ્વિ પતિને ત્યાં પણ નથી; સ્વર્ગમાં ઇંદ્રને ત્યાં પણ તેવું સુખ નથી; માટે બેટા! તું આ સ્થળમાં તો કેવળ મસ્ત અને આનંદજ ભોગવ્ય; અને તું તે પુસ્તકાલયમાં તમાંમ પુસ્તકો વાંચીને માહિત થા; તને કદિ શંકા આવતિ હોય તો જ્યારે દુર્ગાપ્રસાદ આચાર્ય આવે ત્યારે તેમની પાસે જઇને ખુલાસો લેઇ લેવો; કે તારા મનનું સમાધાન તુરતજ કરી દેશે; એટલા માટે બેટા! તું કાંઇ રીતે ગભરાતી નહી;

નવનિત—માજી! આ મઠમાં બીજો છુપો ભેદ કયો છે! એ હું જાણવા માગુ છું; વળિ તમે જે પુસ્તકાલય બતાવ્યું તેમાં તો વામ માર્ગનાં અસંખ્ય પુસ્તકો છે; તેમાંથી અત્યાર સુધીમાં દસ બાર ગ્રંથ મ્હે જોઇ લીધા છે. તે જોતાં મનેતો વિચિત્ર ધર્મની પરનાળિકા માલુમ પડે છે; સનાતન વેદશાસ્ત્રથી કેવળ વિરૂજ દરસાય છે, જેમકે, શ્વેત રંગના વિરૂદ્ધ કાળો રંગ છે; સત્ય વિરૂદ્ધ જેમ અસત્ય છે. સુખ વિરૂદ્ધ જેમ દુઃખ છે; સૂર્યના પ્રખર તેજ વિરૂદ્ધ જેમ અંધારૂ છે, મિષ્ટ પદાર્થ વિરૂદ્ધ જેમ કડુતા છે; તેમ સત્ય વેદશાસ્ત્ર વિરૂદ્ધ વામમાર્ગિય શાક્ત માર્ગ જણાય છે;

આટલી વાત કરે છે એટલામાં રૂષ્ટપુષ્ટ મુસ્તંડા જેવો શરીરે મજબુત, દિર્ઘ છાતીવાળો અને મોટા પેટવાળો મલમલનો ઉપરણો ઓઢીને જરાક દુરથી એક માણુસને આવતો દીઠો, તેણે મસ્તક ઉપર ચકરી પાઘડી પુનાશાઈ પેહેરેલી હતી; તેના મસ્તકથી તે હડપચિ સુધી સઘળી ગોળ આકૃતિ હતી; તેની ગર્દન પાડાના કાંધ જેવી મજબુત હતી; તેનાં નેત્ર લંબગોળ અને રકત હતાં. તે ઉપરથી જણાતું હતું કે આ માણુસ કેવળ વિષયાશકત હોવો જોઈએ; તેનો કપોળ ભાગ માંસલ હતો તેથી કાચબાના પીઠની માફક તુંબ દેખાતો હતો; તેણે બન્યો કાનમાં રૂદ્રાક્ષના ત્રણ ત્રણ મણકાની લોલક સુવર્ણના વાળાથી જડીત કરીને પેહેરી હતી, તેના કંઠમાં મોટા મણકાના રૂદ્રાક્ષની માળા હતી; તેના દિર્ઘ ભાલમાં ભસ્મનું ત્રિપુંડ ખેંચેલું હતું તે ત્રિપુંડના મધ્ય ભાગમાં અર્ધ ચંદ્રાકાર તિલકમાં ત્રિકોણ ચિતર્યું હતું; તેણે વિશાળ છાતી ઉપર બે તરફ માયા બીજ મંત્રના અક્ષરો ચંદનથી કઢાવ્યાં હતાં; તેનું મસ્તક મોટું હતું; મસ્તકના ડાબા અને જમણીબાજુના ઉપસેલા માંસથી તથા તેના ભરપુર તર મગજથી એમ જણાઈ આવતું હતું કે તે સંપુર્ણ ખટખટિ અને બીજાના પેટમાં પોતાનો સિદ્ધાંત ઠસાવી દેવાની શક્તિવાળા દુરાગ્રહી અને પ્રપંચી હોવો જોઈએ; તેના બન્યો ભુજદંડ ઘણા મજબુત અને માંસલ હતા, તેની વિશાળ છાતી અને તે નીચેના પેટનો ભાગ મજબુત હતો તેથી જણાતું હતું કે તેના પેટમાં જઠરાગ્નીનું બળ વિશેષ હોવું જોઈએ; તેના પગની પીડીયો મજબુત અને જાડી હતી, તેથી પ્રવાસ કરવામાં થાકે નહી તેવો જણાતો હતો; એવો એક તરૂણ જુવાન અનાયાસ જ્યાં યોગિણિ માતા અને નવનિત વાતો કરે છે તે વખતે આવી પોહોચ્યો, તે માણુસને જોતાંજ યોગિણિ માતા એકદમ ઉભી થઈ અને નમ્રતા પુર્વક બોલવા લાગી કે, આવો આવો, માહારાજ, હે આચાર્ય માહારાજ! આપ ભલે પધાર્યા; હમણાંજ આપની વાત ચાલી રહી હતી;

હે માહારાજ હું એમ ધારતી હતિ કે તમે પંદર દિવસમાંજ આ તરફ આવી પોહોચશો. પણ તેમ ન થતાં સરાસરી એક મહીના ઉપરાંત દિવસ થવા આવ્યા; શું કાંઈ આપણા શાકત મદ-

ની શાખાઓમાં વધારે ટકવાની જરૂર પડી હતિ કે શું ! ચાલ્યો કહિ તેમ થયુંજ હશે, હવે તો અહિયાંજ ટકવાનું થશે; કેમકે તે તરફનું કામ તમે કરી આવ્યા છો, એટલેજ એ ત્રણ માસ સુધી કાળજી રાખવી પડે તેમ નથી;

**દુર્ગાપ્રસાદ આચાર્ય**—કાળીકાના પ્રતાપથી ફતેહ કરીનેજ આવ્યો છું ધારેલી વસ્તુ ફળિભુત થઈ છે, જ્યાં દુર્ગાપ્રસાદ જાય ત્યાં કદી પણ કાર્યમાં હાંની થાયજ નહિ;

**યોગિણિ માતા**—જય અંબે જય અંબે જય ભગવતિ, તથાસ્તુ; તમારા હાથમાં યશનું ત્રિશુળ છે તેથી સર્વદા વિજયજ છો;

એ વાત થઈ રહિ, એટલે દુર્ગાપ્રસાદ આચાર્યજીની દ્રષ્ટી નવનિત તરફ ગઇ; તેણે પોતાના બન્યો નેત્રનાં આકર્ષણ સ્થિર દ્રષ્ટી વડે કરીને તે નવનિતના સર્વાંગ તરફ નિહાળયાં કરતો હતો—પછી થોડીકજ વાર થઈ એટલે આચાર્ય યોગીણીમાતા પ્રત્યે બોલ્યો કે, દેવી ! આ તરૂણ લલના કોણ છે પોતે ક્યાંથી આવ્યાં છે !

યોગિનિમાતાએ આચાર્યને માન આપીને નવનિતનો ઇતિહાશ આરંભથી તે અંત સુધીનો કહી દિધો; તે સાંભળીને આચાર્ય માહારાજ પ્રફુલ્લ વદનથી બોલવા લાગ્યા કે—વાહ વાહ, ધન્ય ભાગ્ય કે આહાવાં ગુણિ અને વિદ્વાનનું પધારવું ક્યાંથી ! વળિ સંસ્કૃતનો પણ સંસ્કાર સારો છે; એવો સંસ્કાર સેંકડો સ્ત્રિયોમાં કોઇકનેજ હોયછે એ જોઇને મને તો ઘણોજ આનંદ થાયછે;

**યોગિણિ**—એ તો શું પણ પાશ્ચાત્ય દેશની પણ ઉતમ ભાશા જાણે છે વળિ યાવનિ ભાષામાં પોતે નિપુણતા ધરાવે છે, જેમ કંજુસ માણુસ ધનનું રક્ષણ કરે છે તેમ મ્હે આ નવનિતનું રક્ષણ કર્યું છે; શરીરમાંથી પ્રાણ જાય તો તે પ્રાણ જવા દેવાને જેમ કૃપણ માણસ તયાર થાય છે પણ ધનનું રક્ષણ કરવાને ચુકતો નથી તેમ આ પ્રિય નવનિતનું રક્ષણ કરવામાં મારો દેહમાંથી પ્રાંણ જાય તોપણ હું પરવા રાખતી નથી કેમકે આ સુશિલ નવનિતમાં ઘણાજ વખાણવા લાયક ગુણ છે; અરે ગુણતો છે જ પણ ઇશ્વરે તેના શરીરમાં ત્રિલોકને મોહ પમાડે તેવું સ્વરૂપ મુકી દીધુ છે; તેની કોકિલા જેવી વાંણી મને

બહુ જ પ્રિય લાગે છે; એમ કહીને પેલા આચાર્યને દેખતાં નવનિતને પેલી યોગિણી પોતાના હૃદય સરશી ચાંપે છે; અને પછી કહે છે કે બેટા, નવનિત ! આ ધર્મ ગુરૂ આચાર્યથી બિલકુલ શરમાવું નહી;

**નવનિત**—માજી! શા માટે શરમાવું જોઇએ ! ધર્મગુરૂ એ પિતા સમાન છે; અને તમે તો મારી માતાં સમાન છો; પછી શરમ શાંની રહિ ! !

**આચાર્ય તરફ દ્રષ્ટિ કરીને યોગિણિ**—હે આચાર્યજી ! હજુ આ નવનિત આપણા મઠના સનાતન ધર્મને જાણતી નથી, તે કેવળ અજાણી છે; જ્યારે ધીરે ધીરે તેના ભેદને જાણશે ત્યારે તે ચપળ નેત્રા કહેવાશે; વળિ આ મઠમાં મારૂ નામ દિપાવશે; મોટા મોટા વિદ્વાન પુરૂષો તેના મોહક ગુણને ચ્હાશે; તેઓ પોતાનું તન અને મન અર્પણ કરશે; (એટલું બોલીને શાંન્ત થઈ)

નવનિતનું મુખ કમળ જોતાંજ મોહ પામેલો દુર્ગાપ્રસાદ ચિત્રવત્ બની ગયો; તેનામાં ધીરજ રહિ નહિ; તોપણ તે ઘણો વક્તા અને પ્રપંચી હતો તેથી મઠના સનાતન ધર્મ પ્રમાણે આ નવલ વધુથીજ કાર્ય થશે એવી મોટી આશાવાળો દુર્ગાપ્રસાદ બની ગયો હતો તેમજ તે બોલવામાં કેવી ચપળ અને વિદ્વાન છે તે જોઈ લેવાને માટે દુર્ગાપ્રસાદે આડી દોહોડી વાતો કહાડવા લાગ્યો.

આ રક્ત નેત્રથી આરતવાન થએલો નવનિતતરફ દ્રષ્ટિ કરતો દુર્ગાપ્રસાદ બોલ્યો; વાહ, વાહ, નવનિત તે નવનિતજ " " **यथा नामा तथा गुणा:** " અર્થાત જેવું નામ છે તેવા જ ઉત્તમ ગુણ હોય જ કહ્યું છે કે—

**॥ શ્લોક ॥**

**मृक्षणं सरजं हैयं गवीनं नवनीतकं,**

ધન્વંતરી નિઘંટમાં, **मृक्षणं, हयगवा**ं**,** અને **नवनीत,** એ નામ માંખણનાં ઠરાવ્યાં છે.—અને

**શ્લોક**

**शीतं वर्ण बल मदं समधुरं वृष्यंच संग्राहकं**

**वातघ्नं कफ कारकं रुचिकरं हृद्यं त्रिदोषापहं**
**कामाध्य श्रम शांतिदं रतिकरं कान्ति प्रदं पुष्टिदं**
**सद्यस्कं नवनीत माहिष मिदं स्यात्सर्व रोगापहं**

અહાહા, નવનીત વસ્તુ શું કરે છે અને તેનામાં કેટલા ગુણ છે તે સાંભળો; તાજુ એટલે નવિન નવનિત ઘણું જ ગુણકારી છે; સ્વાદમાં મધુર છે; કિંચિત ખટાશવાળુ છે; તે ટાઢુ અર્થાત શરીરના દાહને શાંન્ત કરનારૂં અને પુષ્ટિ કરનાર છે; વાયુને દુર કરનાર રૂચિકર છે, વળિ તે ત્રિદોશ જેવી અસાધ્ય વ્યાધીને દુરકરનાર છે, ( અર્થાત મદન વિરહ યોગે તપ્ત થએલા શરીરને મર્દન કરવાથી શાંન્ત કરનાર છે ) અર્થાત વાત પિત્ત કફ એમ ત્રણેના દોશને દુર કરનાર છે; શ્રમિત થએલાનો શ્રમ ઉતારનાર છે, તેના સેવન કરનારને કાંન્તી વધારે છે; વળી ક્ષય રોગથી જેનું શરીર નિર્બળ અને દુર્બળ થએલું હોય તેને પુષ્ટિ કરનાર છે, તે નવનિત બાળકને અને વૃદ્ધને તથા જુવાનને ગુણકારી છે;

હે નવનિત ! તમારા નામવાળા પદાર્થમાં તો અત્યંત ગુણ રહેલા છે તો તમે સાક્ષાત નવનિતમાં હોય તેમાં શું આશ્ચર્ય, એ બોલીને પેલો દુર્ગાપ્રસાદ આચાર્ય ખડ ખડ ખડ ખડ હસવા લાગ્યો;

**નવનિત**—હે માહારાજ ! તમે તો પંડીત અને ધર્મ ચાર્ય છો;–ધર્મમાં સુનિતિનું રહસ્ય રહેલું છે; તેવા ઉત્તમ રહસ્યને જાણનારા અને નિતિને રસ્તે ચાલીને ઇતરજનોને ઉત્તમ નિતિને રસ્તે દોરાવનારા ધર્માધ્યક્ષ તમે છો, તો તમે નવનિત એટલે સારનું ગ્રહણ કરો એમાં આશ્ચર્ય નથી; તમે તો નવનિતનો અર્થ માંખણ કર્યો છે. અને માંખણમાં જે ગુણ રહ્યા છે એજ ગુણ ઉત્તમ સારનો સાર રૂપ નવનિતમાંજ છે;—એ નવનિત આપના સ્વચ્છ હૃદયમાં હોય એમાં કંઇજ આશ્ચર્ય નથી;

નવનીત ( માંખણ ) તો તમામ દુધ દેનારાં પ્રાણીઓના દુધમાંથી નીકળે છે; પણ પુષ્ટિપ્રદ દુધમાંથી નિકળેલુ નિરોગી નવનિત તે ( માંખણ ) એજ કે સત્ય શાસ્ત્રનું અધ્યયન કરવાવાળા જ્ઞાની પુરૂષોના અંતઃકરમાં સ્થિર રહેલીજ નિતિ છે એનેજ નવનિત કહે-

વાય છે આવે છે;— દુધતો જડ છે, અને જડ પદાર્થને મથન કરીને પ્રગટ કરેલું નવનિત પણ જડ છે; તોપણ તે જડ પદાર્થમાં જે અણું રહેલા છે તે અણું આ સ્થુળ દેહને કોઈ જુદીજ રીતે જડ પદાર્થના પ્રમાંણુમાં ગુણ યુક્ત સંયોગે તેટલાજ પુરતો ગુણ કરે છે. પણ જે પ્રજ્ઞા રૂપી અખંડ અને અભંગ નવનિત છે; તે જ્ઞાની પુરૂષોનો સ્વચ્છ અતઃકરણમાંજ નિવાસ કરે છે; એજ જ્ઞાન રૂપી નવનિત જ્ઞાનીયોતેજ પ્રિય છે; પણ ભેશ અને પાડા જેવા સ્થુળ શરીરવાળાને અને સ્થુળ બુદ્ધિવાળાને એ પ્રજ્ઞારૂપી નવનિત સ્વપ્નમાં પણ મળિ શકતિ નથી;

અત્યંત ગૃહ્ય અર્થવાળી વાંણી—અને તે વાંણીમાં માર્મિક સોટીના પ્રહાર રૂપ શબ્દ નવનિત તરફના સાંભળીને દુર્ગાપ્રસાદ સ્થિર થઈ ગયો; એટલુંજ નહિ પણ આ નવનિત સ્ત્રી ઘણીજ ચતુર અને વિદ્વાન છે એ વિષે તેને ખાત્રી થઇ. તે સાથે પોતે નવનિતનું વિવેચન કરીને પંડીતાઇ કરી હતી, તે પંડીતાઇ ઉપર તેણીનો સમય સુચકતાનો કેવો જવાબ મળ્યો છે! તથા તેમાં ગર્ભિત કેવાં ખાસડાં માર્યા છે! તે સાંભળીને ટાઢો હીમ જેવો બનિ ગયો; તે સાથે તેણી ઉપર મોહ વધતો ગયો; આહાવી ચતુર અને વિદ્વાન પ્રમદા અહિયાં કયાંથી! હજુ તે કેટલું જાણે છે! તે બાબત વાગ્વીલાસથી જાણી લેવાને તેનામાં વિશેષ આકાંક્ષા રહી; કેટલીવાર તે સ્તબ્ધ થયો, ત્યાર પછી દુર્ગાપ્રસાદ બોલ્યો કે; ધન્ય છે, ધન્ય છે; તમારી વાંણી વિલાસ તે તો કેવળ જ્ઞાનનો પ્રકાશ બતાવનાર છે, અને તમારા સહવાસથી ઘણોજ આનંદ થશે; હું હવે અહિયાંજ ઘણી મુદત રહેવાનો છું; અને આશા રાખું છું કે જે ધર્મ કાર્ય અમે કરીયે છિયે. તથા જે ધર્મને અમે માનિછિયે તે ધર્મમાં તમે પગ મુકશો તો કેટલિક મોટા કુળની યોશિતા વર્ગને સદ્ બોધ મળશે, અને તમારી પવિત્ર શેવામાં હાજર રહેશે; હવે નવરાત્રી પરમરોજથી શરૂ થવાની છે; તેમાં માહાદેવીની પુજામાં સામેલ થવાને વિદ્વાન; ગુણી, પુરૂષો અને મોટા ધનાઢ્ય પુરૂષો પોતાની તરૂણ સ્ત્રિયોને લઇને અહિયાં આવશે તે વખતે તમને તે વિશેનો ભેદ બધો જણાઈ આવશે. એમ કહીને તે દુર્ગાપ્રસાદ ઉભો થયો—અને તે વિસ્તારવાળા મઠમાં છુપા અવાસ તરફ ચાલ્યો ગયો તેની ખબર નવનિતને પડી નહી;

દુર્ગાપ્રસાદ આચાર્યના ગયા પછિ યોગિણિ માતાએ નવનિત પ્રત્યે તે આચાર્યનાં ઘણું વખાંણ સંભળાવ્યાં; તથા તેની અનેક ગ્રંથો વિષેમાં માહિતિ, તથા બહુ અગ્રુપણું અને માર્ગમાં પૂર્ણ નિપુણતાવાળો છતાં સાક્ષાત માહાકાળીનો ઉપાસક અને ચમત્કારિક પુરૂષ છે એ વીગરે ઘણી લંબાંણમાં વાતો કહીને સંભળાવી;

સઘળી વાતો ઉપર ઉપરથી થઈ હતિ; પણ મુળભેદ નવનિત જાણી શકી નહી તેમ નવનિત મોટા વિચારમાં પડી ગઈ આ યોગિણિમાતા કોણ છે ! તેમજ આ દુર્ગાપ્રસાદ મુસ્તંડા જેવો કોણ છે ! વામ માર્ગમાં કેવો રહસ્ય રહેલો છે ! નવરાત્રીમાં ધનાઢય પુરૂષો પોતાની સ્ત્રિયોને લઇને અહિયાં આવીને શું કરવાના છો અને એમ કરવાનો હેતુ શો હશે ! આ ભદ્રશીળા મઠમાં તેમની ઉપજીવીકા કેવા આધારથી ચાલે છે ! આ આચાર્ય શું કાંઈ તે વખતે ઉપદેશ કરતો હશે કે કેમ ! આ પ્રમાણે અનેક વીચારની સંકલનામાં નવનિત ગુંથાઇ ગઈ–યોગિણિમાતાનું વચન સાંભળીને થોડિવાર સ્થિર રહિ પછિ મંદહાસથી બોલી કે, માતાજી ! તમે તો પવિત્ર છો, માટે હુ તમારી સાથેજ રહીને નવરાત્રીની રચના તથા દુર્ગાપ્રસાદ ધર્માચાર્યનો બોધ વિગરે સાંભળીશ અને જોઇશ; નવનિતનું વચન સાંભળીને યોગિણિમાતા પ્રસન્ન થઇ અને હર્ષયુક્ત બોલી કે–બેટા ! આ સ્થાનનો ભેદ ઘણોજ અટપટો અને ન્યારો છે, માટે જે કંઈ તારા જોવામાં આવે તે ભેદ કોઇને કહેવો-જ નહિ; એટલુંજ નહી પણ જ્યારે તું તે ભેદ અને છુપુ સ્થાન જોઇશ, તે વખતે તારે પણ તે ધર્મના બોધને ગ્રાહ્ય કરવો પડશે, હવે તારૂ જીવન અહિયાંજ છે; હવે તું સાક્ષાત યોગેશ્વરી બનિ જવાની છું હવે તું તે માર્ગની અધિકારી થઇશ; જ્યારે તું તે માર્ગમાં રહિને, તેની પરનાળીકા પ્રમાણે ચાલીશ ત્યારે અહાહાહા ! સ્વર્ગનું સુખ તે તું પોતેજ ભોગવીશ; એમાં કંઇજ શક નથી;

યોગિણિ માતાના ભેદ ભરેલા શબ્દો સાંભળીને નવનિતને જુદા જુદા તરંગ ઉત્પન્ન થવા લાગ્યા, અને તે બાબતમાં છુપો ભેદ કેવી પ્રકાનો હશે ! તે જોવાની તેની ઇચ્છા થઈ, જેમાં તેણીને અનેક પ્રકારના વિચારમાં પોતાને વ્હેમ ઉત્પન્ન થાય તેવું કારણ નિર્ણય કરી શકી નોહોતી, કેમકે પોતાના જીવનને સુધારનાર અ-

ને સરક્ષણ કરનાર તથા મૃત્યુ પાશમાંથી બચાવનાર યોગણિ માતા હતિ, તેથી તે યોગિણી માતાના દિલાસા ઉપર તેણીએ વિશેષ વિશ્વાસ રાખ્યો હતો, યોગિણિમાતાની હિલચાલ અત્યાર સુધીમાં નીતિ યુક્ત લાગી હતિ, તેથી બીજી કોઈ શંકા લાવવાને તેના મનમાં કોઇ રીતનો ફાંકો ઉત્પન્ન થઇ શકયો નહી; પણ સ્વર્ગનું સુખ, અને વિભવ તથા ઐશ્વર્યતા એ સઘળુ આમઠના છુપા ભેદમાં અને તે ધર્મ જાણવામાં કેવી રીતે પ્રાત્પ થાય છે, એ વીગરે નિહાળવાને નવનિત ઉમેદવાર થઇ, પછી યોગિણિ માતા પ્રત્યે બોલી કે, માજી ! હું કંઇ એવી અજ્ઞા નથી કે જેમાં હીત સમાયુ હોય તેવું કાંમ કોઇને કહેવા જેવું ન હોય તો તે કોઇને પણ કહી શકું; એટલા માટે તમે મારા તરફથી ખાત્રી રાખજો એટલું બોલીને બંધ થઇ ગઈ;

યોગિણિ માતા ત્યાંથી ઉઠી અને બીજા કામે વળગી પડી. અને નવનિત પોતાની પાસેનું પુસ્તક વાંચવા સારૂ પોતાને સોંપેલા સંગારેલા ઓરડામાં એકાંન્તે જઇને બેસી;

યોગિણિ તુરતજ જ્યાં દુર્ગાપ્રસાદ હતો ત્યાં જઇ પોહોચી, તેને જોતાંજ દુર્ગાપ્રસાદે પ્રસ્ન કર્યો કે કેમ દેવી ! પેલી નવલ લાડલીને સારી પેઠે બોધ આપ્યો કે નહી !

યોગીણી:—હાજી; બોધ આપ્યો છે. તે ઘણી ચાલાક અને વિદ્વાન છે; વળી આપણા માર્ગની અજાણી છે તેથી એકદમ તેમાંજ ઝુકાવી પાડવામાં માલ નથી પણ પેરે પેરે સધળી બાજી સુધરશે;—જ્યારે તે એક બે વખત નજરે જોશે, ત્યારે બીજી સ્ત્રીયોની હિલચાલ જોઇને તે હિલચાલ પ્રમાણે મારે પણ વર્તવાને હવે શી હરકત છે ! એમ પોતેજ પોતાના મનમાં સમઝી જશે, હજુ તે પંચ મકારનો ભેદજ જાણતી નથી, એકાએક તેણીને અનુભવ મળ્યા વિના તથા નજરે બતાવ્યા વિના ફક્ત મોઢેથી વાત કહી, સંભળાવીને તેના મનમાં વાત ઉતારવી તેના કરતાં રૂબરૂમાં એક બે વાર બતાવવું એજ ઘણું ઉત્તમ છે, હજુ નવેનવી તાજી છે; તેણે હજુ દુનિયાંનો

રંગ બહાર દીઠો નથી, તેનું હજુ લગ્ન પણ થયું નથી, અને તેના બોલવા ઉપરથી તો એમ જણાય છે કે ચતુર અને વિદ્વાનને પસંદ કરીનેજ તે લગ્ન કરવાની છે; હવે તે વાત તો કયાંયે રહી ગઈ છે, પણ હવે તે આપણા પંઝામાં સપડાઇ છે તો પછી અહિંથી કયાં ખસવા પામે તેવી છે

**દુર્ગાપ્રસાદ આચાર્ય**—ગમે તેવી ડાહી સ્ત્રી હોય પણ વિકારને વશ જ્યારે થાય છે ત્યારે તેનું ડાપણ તેનો પ્રેમ જેની સાથે જોડાયલો હોય છે ત્યાં બિલકુલ ટકી શકતું નથી; તેની ઉમર અત્યારે લગભગ વીસ વરસની છે; તો પછી બાકી શી રહી ! મને સ્ત્રીયોના હૃદયની તમામ વાત યાદ છે; એકાન્ત મહાવિચિત્ર છે. આપણું કામ વામ માર્ગનું ભેદાભેદ રહિત છે જેમાં બિલકુલ મર્યાદા છે જ નહિ, જ્યારે આ સઘળો દેખાવ જોશે ત્યારે તેના મનમાં જરૂર વિકાર સ્વરૂપની અસર થયા વિના નહિ જ રહે; જ્યારે મદન વિકારની અસર થઇ ત્યારે સ્ત્રી નાત નથી જોતી રૂપ કે નથી જોતી રંગ, નથી જોતી જાત. કે નથી જોતી ભાત; તે વિકાર ઘણોજ દુર્ઘટ છે; છતાં હું દેખાવમાં મજબુત, અને રૂપાળો છું સઘળા શેવકો અને શેવકિયોનો હું ધર્મ ગુરૂ છું; અને પંચમકારમાં ગમે તેની સાથે હું આનંદ કરૂં છું તો પછી આ ખુબી જ્યારે એ નવલચંદ્રમુખી મદમત્ત યુવાવસ્થાને પોહોચેલી છતાં મને પોતાને જોશે ત્યારે તે મારા વિના કોને પસંદ કરવાની છે !

સત્ય છે, સત્ય છે, હે આચાર્ય, એમાં કંઇ જ શંકા નથી, હમણાં તો તેને સઘળો ભેદ બતાવવો અને માહિત કરવી એવું જ મારી ધ્યાનમાં આવે છે;

આ પ્રમાણે વાત કરીને તે યોગિણિ માતા ત્યાંથી ઉઠીને એ જ મઠમાં બીજા કામમાં ગુંથાઇ,

## પ્રકરણ ૧૪ મું.

### નવરાત્રીમાં મહાપુજા.

#### કાળીની મૂર્તિ.

રાત્રીના નવ વાગવાનો સુમાર થયો હતો; આકાશમાં ચંદ્રમા અસ્ત પામવાની સંધીમાં હતો; તારાગણે પોતાનાં મુખ બતાવ્યાં હતાં તોપણ કેટલાંક વાદળ જળ વિનાનાં લુખાં મંદમંદ ગતીવાળાં પશ્ચિમ દિશાએ ચાલતાં હતાં; એ વખતે નવનિતની ઓરડીમાં એકાએક યોગિણિ માતા આવી પોહોચી, આ વખતે યોગિણિનો ઠાઠ જુદો હતો તેણીયે સ્વચ્છ ધવલ વસ્ત્ર પેહેર્યું હતું, કપાળમાં કાશ્મિર ( કેશર ) મિશ્રિત ચંદન ચર્ચિત કરેલું હતું; ગળામાં મોતીનો હાર ધારણ કરી દીધો હતો, કાનમાં સૂર્ણનાં કર્ણ ફુલ મોતીની સાથે શોભતાં રાખી દીધાં હતાં પગમાં સુવર્ણનાં પાતળાં કડાં ઘુઘરી વાળાં પેહેર્યાં હતાં, હાથમાં મણી અને માણિક્ય જડિત ખીલી પશિયારા વાળી ચુસ્ત બંગડીયો ઘણી કીમ્મતી અને તેજસ્વી પેહેરેલી હતી ભાલપ્રદેશપર ભસ્મની રેખા ત્રણ આંકા વાળી ખેચી હતી તેની મધ્ય ભાગમાં અર્ધ ચંદ્રાકાર કાસ્મિર મિશ્રિત ચંદનનું તિલક કરેલું હતું જેની મધ્ય ભાગમાં ત્રિકોણ ષટ્ કોણનું ચિત્ર કાઢીને તેની મધ્યમાં મૃગમદનો શ્યામ બિંદુ કર્યો હતો; નાશીકાની અણી ઉપર એક રક્ત બીંદુ કર્યો હતો ચિબુક ઉપર ચળકતિ ટપકિ ચોઢી દીધી હતિ; મસ્તક ઉપરના અંબોડા ઉપર મોગરાના પુષ્પનો ગુથેલો ગજરો તાણી બાંધ્યો હતો, બન્નો ઉરોજને પાણીના ભરેલા મસકની માફક શોભા આપવાને માટે સાટીનની કંચુકી પેહેરી દીધી હતી, તમામ અંગ ઉપર ચંપક વર્ણું રંગદાર હલદ મિશ્રિત તૈલ્યનો તૈલાભ્યંગ કર્યો હતો, આખું શરીર સુગંધી દ્રવથી મહમહાટ થઈ રહ્યું હતું, શરદ્ઋતુના નિર્મળ આકાશમાં જેમ પુર્ણિમાનો ચંદ્ર નીશ્કલંક શોભે છે તેમ ધવલ વસ્ત્રમાં યોગિણિ માતાનું અંગ તેજસ્વિ જણાતું હતું તેવી યોગીણી માતા અનાયાસ નવનીતની સંગારેલી ઓરડીમાં આવી પોહોચી નવનિત આ વખતે સુભાષિત રત્ન-ભાંડાગાર વાંચતી હતિ, તેણીએ

ગનો પધરો સાંભળીને પાછળ દ્રષ્ટિ કરી દ્રષ્ટી કરતાંજ અક-
ચમકિ ઉઠી, સંભ્રમમાં પડી ગઇ, કોણ અચાનક આવ્યું ! આ-
તે રંભા, કે ઉર્વશી કે મેનકા ! કોણ છે ! જ્યારે ભ્રમિતપણું ગ-
યું ત્યારે નવનિત બોલી ઉઠી કે અહાહા ! માતાજી કે ! હું તો એક-
દમ ચમકી ઉઠી, તમને જોતાંજ ભુલી ગઈ, આજે તો તમારા અં-
ગનો વળોક જુદોજ દેખાય છે,

**યોગીણી**—[મંદહાસ્થી ] બેટા ! તું નથી જાણુતી કે, આ દીવશો નવરાત્રીના જાય છે આજનો મહોત્સવ જુદો છે આજે ત-ને કાળીના દર્શન કરાવવા અને સઘળો ઉપચાર જોવાને લઈ જવા ધારૂ છું—એટલાજ માટે અત્યારે તારી પાસે આવી છું અને તને અનેક ઉમદા અલંકારથી શુશોભિત કરવાને દાગીના લેતી આવી છું; એમ કહીને નવનિતની આગળ વસ્ત્રનું અને કિમતી દાગીનાનું પોટકુ મુકી દીધું; તે જોઇને નવનિતે કહ્યું કે માજી ! મારા અંગ ઉપર જે વસ્ત્ર ( ભગુવાં ) છે એને જ હું ઉમદા ગણું છું;—મને અલંકાર ઉપર બીલકુલ ઇચ્છા નથી; હું એમને એ-મજ આપની સાથે ચાલી આવું છું;

બેટા ! એમ તે બને કે ! તારામાં જે લાવણ્યતા જણાય છે તેના પ્રમાણમાં જ્યારે અલંકાર નહોય ત્યારે કેવું ખરાબ લાગે ! બીજી સ્ત્રીયો તને જોઇને હાસ કરશે; અહિંયાં કોઇ પ્રકારની ન્યુનતા નથી. માહાકાળી દેવીનો પૂર્ણ પ્રતાપ છે; શા માટે વિરાગ વૃત્તિ તું રાખે છે ! એથી શો ફાયદો છે ! આ ભુમિ તો આનંદ પ્રાપ્ત કરવાનીજ છે; અને આનંદનું રહસ્ય જોવાનો લાભ તો તને આજે જ મળવાનો છે; માટે અનેક પ્રકારના સંકલ્પ વિકલ્પનો ત્યાગ કરીને ઉમંગથી આ દાગીના તારા અંગ ઉપર ધારણ કર; એ પ્ર-માણે નવનિતને યોગિણીયે કહ્યું—

**નવનિત**—માજી ! આપના સહવાસથી મને આનંદ જ છે; તે આ-નંદ મને દાગીનાથી કદિ પણ પ્રાપ્ત થવાનો નથી, અને વિશેષમાં આપની સાથે હું આનંદ ભુમિ જોવાને માટે આવું જ છું—નવનિતે એમ કહીને દાગીના કે બીજાં વસ્ત્ર પેહેર્યાં નહિ, એટલે એ જ ઓરડામાં એક પેટી ઠ-

રી તેમાં યોગિણિ માતાએ વસ્ત્ર અને દાગીના મુકી દીધા, પછી યોગિણિ નવનિતને સાથે રાખીને ગુપ્ત સ્થળ ભણી પ્રવેશ કરવા લાગી, યોગિણી આગળ ચાલતી હતી અને પાછળ નવનિત જતી હતી, આ વખતે નવનિતને અનેક પ્રકારના વિચાર ઉત્પન્ન થવા લાગ્યા, અરે ! આ યોગિણિ માતા પ્રથમ પ્રૌઢા અવસ્થાવાળાં જણાતાં હતાં અને અત્યારે તો યુવાવસ્થામાં પ્રવેશ કરતી હોય તેવી તરૂણ દેખાય છે, જેટલી ઉમ્મર માહારી છે તેટલી જ ઉમ્મરવાળી જાણે યૌવનને ધારણ કરી રહી હોય તેવી જણાઇ આવે છે, પ્રથમ તો આ યોગિણિ માતા કેવળ ધવલ વસ્ત્ર અને આડુ તિલક જ કરતી હતી, હાથ પણ વિધવા સ્ત્રી જેવા રાખ્યા હતા, જાણે ગરીબ સ્થિતિવાળી હોય તેવી જણાતી હતી, અને અત્યારે તો કોઇ ભુપતિની રાણી હોય તેવી જણાય છે, પ્રથમ તો તે ધીમે ધીમે શાન્ત દ્રષ્ટીથી ચાલતી હતી, અને અત્યારે તો તેમના પગ ચપળતાથી ઉપડે છે. યોગી, કિંવા યોગિણિ, એ તો મનોનિગ્ર કરવાનો યોગ સાધવામાં જ પોતાનો વખત વ્યતિત કરે છે, પાંચ જ્ઞાનેંદ્રિયોથી થતા વિકારને અને તે વિકાર સાથે મનના વલણને ફેરવીને એકાગ્ર વૃત્તિ કરવાને કે મનોલય પ્રાપ્ત કરવાને પ્રયોગ કરે છે તેને યોગી કિંવા સ્ત્રી હોય તો યોગિણી કહે છે, પણ આ તો એથી ઉલટુ દેખાય છે,આ તે યોગ કે ભોગ ! આ તે મનનો નિયોગ કે સુખ પ્રાપ્ત કરવાનો પ્રયોગ હશે ! કાંણુ જાણે કદાપી હું ભુલતી હઇશ, ગ્રહસ્થાશ્રમમાં રહેનારા પુરૂષો પોતાની સ્ત્રી પુત્ર ઇત્યાદિકની સંભાળ રાખે છે, અયાચક વૃતિનું શેવન કરે છે, નિતિનાં અનેક ગ્રંથ વાંચીને સારાસારનો બોધ મેળવે છે, સંત સમાગમ કરીને સતશાસ્ત્રનો સાર ગ્રહણ કરે છે, માથા ઉપર અસહ્ય ઉપાધીનું પોટકુ ઉચકીને પણ મનોનિગ્રહ કરવાને વિવેક દ્વારાએ મુમુક્ષુ થાય છે, સંસારના વ્યવહારમાં રહિને અને સદ્બોધા મૃતનું વિવેકે કરીને પ્રાશન કરીને પણ જીવન મુકત મેળવે છે એ તમામ રાજ્યોગનું

નિદાન છે. તો પછી આ યોગિણિ માતા અલંકાર ધારણ કરીને પણ પોતાની નિર્મળ વતિ રાખતાં હોય તો કોણ જાણે ! કદાપી મારૂં મન સંકલ્પ વિકલ્પમાં રખેને ફસાતું હોય ! ચાલ જીવ ખરૂં રહસ્ય જોયા વિના અને અનુભવ પ્રાપ્ત કર્યા વિના સાહસ સકલ્પના કરવી નિરર્થક છે, આ પ્રકારે સંકલ્પ વિકલ્પ કરતી નવનિત તે યોગણિ પાછળ ચાલવા લાગી, આ વખતે રાત્રીના સાડા નવ વાગ્યાનો સુમાર થયો હતો, ચંદ્ર અસ્ત થવાથી અંધકાર પ્રસરી રહ્યો હતો, યોગિણિ માતા તે મઠના મોટા મેદાનમાં આવી પોહોચી, ત્યાંથી તે મઠની ચારે બાજુ જે કિલ્લો હતો તે કિલ્લા પૈકી એક મોટા બુરજ આગળ આવીને અટકી, અને એક બારી બંધ હતી તેને કળ ફેરવીને ખુલ્લિ કરી, એટલે તુરત જ બારણાં ઉઘડી ગયાં, તેમાં યોગિણિયે પ્રવેશ કર્યો, નવનિત પણ તેની પાછળ ચાલી, પ્રવેશ થતાં જ નિચાંણમાં ઉતરવાનાં પગથીઆં આવ્યાં, તે પગથિયાં એકેક ફુટ ઉચાઇનાં અને પોહોળાં પણ તેલાંટજ હતાં, અંદર પ્રવેશ કરતાં જ બિલકુલ દેખાય એવું નહોતું, ધીરે ધીરે તે પગથીયાં પુસાર કર્યા, એટલે સાંકડો રસ્તો ચાલવાનો આવ્યો, બન્યે બાજુએ આરસ પહાંણ પથ્થરની ભીતો હતી, યોગિણિ માતાએ કહ્યું કે બેટા ! તું જરાએ બીહીતિ નહિ, આ રસ્તો કોઇના પણ જાણવામાં નથી, તું નવેનવિ છે માટે તને આશ્ચર્ય લાગતું હશે, પણ હું તો નિરંતર આ રસ્તે જનારી છું માટે તું માહારી પાછળ પાછળ નિઃશંક થઇને ચાલી આવજે, એમ કહેતી કહેતી સરાસરી એક ખેતરવા સુધી સાંકડો રસ્તો નાખીમાનો કાપ્યો, ત્યાર પછી એક બારણું આવ્યું, તે બારણાને કળ હતી તે કળને તેણીએ યુક્તિથી દબાંણ કર્યું એટલે એક બારણું ખરરર કરીને જમીનમાં ઉતરી પડ્યું, તેમાં યોગિણી અને નવનિતે પ્રવેશ કર્યો, એટલે એક વિશાળ ઓરડો આવ્યો, આ ઓરડો પચીસ હાથ લાંબો અને પચિસ હાથ પોહોળો હતો, તે ઓરડામાં એક દી-

વેલી ભરેલા કોડીયાનો દીપક ઝીણો બળતો હતો; તેના પ્રકાશથી સઘળી જગો સ્પષ્ટ જણાતી હતી, પણ તે ઓરડામાં કાંઇ પણ વસ્તુ નહોતિ, એટલુંજ નહિ પણ અહિથી ક્યાં જવાનું છે તેનો કોઇ માર્ગ પણ જણાતો નહોતો; ત્રણે બાજુની ભીતો સ્વચ્છ હતી, એ ઓરડામાં પ્રવેશ કરવાને કળવડે કરીને જે બારણું જમીનમાં ઉતરી ગયું હતું તે બારણું હતું તેમ કરવાને માટે યોગિણિ માતાએ એક પગથિયા ઉપરથી દબાણ કર્યું એટલે સફેત આરસપાહાંણ જેવા રંગનું કમાટ જમીનમાં ઉતરી ગયું હતું તે ઘણા વેગથી બાહેર નીકળીને જેવું હતું તેવું થઇ ગયું; તેથી હવે એમ જણાઇ આવ્યું કે તે ઓરડાની ચારે ભીતો સરખા દેખાવવાળી થઈ પડી; આ જોઇને યોગિણિ માતા પ્રત્યે નવનિને કહ્યું કે માતાજી! આહાવો અદભુત અવાસ મ્હેં મારી જીંદગીમાં કદી પણ જોયો નથી, હવે અહિથી ક્યાં જવાનું છે! એ તો કંઈ જણાતું નથી, અત્યારે તો તમે મારી સાથે છો તોપણ આહાવા ચમત્કારિક અવાસથી મને ભય લાગે છે તો કદી હું એકલી હોઉ તો જરૂર ડાગળી છટક્યા વિના રહે નહી, માજી! હવે આગળ જવાનો માર્ગ તો જણાતોજ નથી,—નવનિતનું વચન સાંભળીને યોગિણિયે કહ્યું કે બેટા! હજુ તો આ ગુપ્ત અવાસમાં ચોથે હીસ્સે પણ આપણે આવ્યાં નથી, એમ કહીને તે યોગિણિ ત્યાંથી આગળ ચાલી, અને તે ઓરડાના ખુણાના આગળ ઉભી રહી, તે સાંધાના થડમાં દક્ષિણ દિશાની ભીતભણી ગોળ આકૃતિનું નાંહાનું છિત્ર હતું તે છિદ્રમાં લોખંડી શળીયો ખુબ જોરથી દાબ્યો એટલે ખડખડાટ કરતું ત્રણ હાથ લાંબુ બારણું ખુલું થએલું દેખાયું, તેમાં યોગીણીએ અને નવનિતે પ્રવેશ કર્યો, કે તુરતજ તે બારણું યોગિણી માતાએ બંધ કર્યું, આમ કરવાથી પાછું એક અંધારૂં જણાયું, કેમકે ત્યાંથી આગળ જવાને માટે પ્રથમની પેઠે સાંકડી ગલી આવી હતી, તે ગલી માત્ર એકજ માણુસ

ચાલી શકે તેવી હતિ; પણ રસ્તો કેવળ સ્વચ્છ હતો, તેથી સેહેલાઇથી જઇ શકાય તેમ હતું, યેગિણી અને નવનિત એ બંન્યે એ થોડીક જ વારમાં સાંકડો રસ્તો વટાવી નાંખ્યો; જતાંજ સામે ભીત આવી, યેગીણી બોલી કે, બેટા નવનિત ! આપણે અહિંથી પગથીયાં ચઢવાનાં છે માટે તું મ્હારી પાછળ પાછળ ચાલી આવ્ય, એમ કહીને પગથીયાં ઉપર ચઢવા લાગી, પાંચેક પગથીયાં ચઢવામાં આવ્યાં એટલે મજબુત આરસપાંહાણુ પથ્થરની ભીત બે હાથ પોહોળી માલુમ પડી, તે ભીંત સાથે જે કંઇ સંચ હતો તે સંચને ખુલ્લો કરવાથી બારણું ખુલ્લુ થયું, એટલે એક મોટો ઓરડો શૃંગારેલો જોવામાં આવ્યો; તે ઓરડામાં પગથીયાં ઉતરીને નવનિત તે યેગિણિ સાથે પ્રવેશ કર્યો, આ ઓરડો જે પ્રથમ ઓરડો પાછળ મુકવામાં આવ્યો તેના કરતાં કાંઇક મોટો હતો તેમાં ચાંદીના મોટા ટાટ અને ચાંદીના કળશ વીગરે ગોઠવેલા હતા, તે ઓરડામાં લાકડાની મોટી દીવીયો ઉપર બે દીવા પ્રગટાવેલા હતા, તેથી તેના પ્રકાશથી સઘળિ વસ્તુઓ જણાતી હતી, તે ઓરડાની ચારે બાજુની ભીતોમાં મોટાં મોટાં પંદર વીસ તાકાં હતાં, તે તાકામાં અનેક પ્રકારના મુરબ્બા અને અથાણાની બરણીયો ગોઠવેલી હતિ; ચારે બાજુ ફરસ બંદી ઉપર અને લાકડાના છાજલાઓ ઉપર સેંકડો ચાંદીના લોટા અને પવાલાં ખુબીથી ગોઠવી મુકયાં હતાં, આ સઘળો વૈભવ જોઇને નવનિતને આશ્ચર્ય લાગ્યું; અને વિચાર કરવા લાગી કે આહાહા ! આ ગુપ્ત અવાસમાં આ મઠના મઠાચાર્ય કિંવા ધર્માચાર્યનો જે વૈભવ છે તે વૈભવ એવો ગુપ્ત રાખ્યો છે કે કોઇના કળ્યામાં આવી શકે તેમ નથી; પુરાણ વીગેરે કથામાં જે વાતો સાંભળવામાં આવે છે તે વાતનો સાદૃશ્ય પુરાવો અહિંયાંજ મળે છે; પુર્વે હિરણ્યકશિપુ-હિરણાક્ષ તથા મહિષાસુર, રકતબિજ, અને શુંભ નિશુંભ તથા રાવણના ભયથી, ઇંદ્ર કુબેર અને દેવતાઓ એ ગુપ્ત સ્થાનમાં અવાસ કર્યો હતો, તથા તેઓએ પોતાનો વૈભવ પણ કોઇને ખબર પડે નહિ તેવો સાચવ્યો હતો તથા તેઓ એવી રીતે છુપી જગોમાં રહેતા હતા કે પેલા અસુર લોકોના કળ્યામાં આવી શકતું નહોતું, તો ખરેખર ! તેઓ આહાવા નિર્ભય સ્થાનમાંજ નિવાસ કરતા

હશે, એમ વિચાર કરતિ નવનિત વિસ્મય પામવા લાગી, એટલામાં યોગણી માતાએ તે ઓરડાના દીવાલ ભણી જઇને સંચ ખોળી કાઢયો એ સંચ સમજવા જેવો ખુલ્લો હતો તેથી સહજવારમાં બે બારણાં ખુલ્લાં થઇ ગયાં; એ બારણાં વાસ્યા વિના ખુલ્લાંજ રહેવા દીધાં અને ત્યાંથી નવનિતને સાથે લઇને યોગિણિ આગળ ચાલી, એટલે ત્રણ ઓરડા અધિક શોભાવાળા નજરે પડયા આ ત્રણ ઓરડા પહોળાઇમાં વિશેષ હતા, અને લંબાઇથી ચાર ઘણા હતા.એક ઓરડામાંથી બીજા ઓરડામાં પ્રવેશ કરવાને દરેક બારણાં ખુલાંજ રાખવામાં આવ્યાં હતાં આ ત્રણ ઓરડાની શોભા જોઇને તો નવનિતને વધારે આનંદ થયો, કેમકે તેમાં મોટા મોટા રાજાઓને આરામ લેવાની બેઠક કરતાં પણ વિશેષ સગવડ અને ગોઠક વસ્તુઓ હતી; તેમાં ઠેર ઠેર મુખમલની મોટી મોટી નળાઇયો જુદા જુદા ચિત્ર વિચિત્ર કોરણીવાળાં કોચ ઉપર પાથરી હતી । ઉપર સોનેરી બુટ્ટેદાર જરીયાનનું કપડું પાથર્યું હતું, તે દરેક કોચ ઉપર બન્ને બાજુ નરમાના નરમ રૂથી ભરેલાં કોમળ ગાદલાં મુકેલાં હતાં, કેટલીક જગોએ ચાંદીના પલંગ અને તે ઉપર મચ્છરદાંની ચઢાવેલી હતી તેવા પલંગ પણ ઘણા હતા; ઉપરની બાજુએ સોનેરી બુટ્ટાવાળી ભરગચ્છીથી છત બાંધેલી હતી; તેમજ તે છતની ચારે બાજુ તેવાજ ઉમદા કપડાની ઝાલર ગોઠવી હતિ; જમીન ઉપર મોટા બુટ્ટાવાળી ગાલીચાઓ પાથર્યા હતા; અને તે ગાલીચા ઉપર ભીતની ચારે બાજુ મોટાં રૂઇથી ભરેલાં એક એક વ્હેતપુર જાડાં ગદેલાં પાથર્યાં હતાં અને તે ઉપર જરકશી બુટ્ટેદાર વસ્ત્ર પાથર્યા હતાં તેજ પ્રમાણે વિશાળ તકિયા ગાદી ઉપર મુકેલા હતા;—ઉપરના ભાગમાં છતમાં મોટાં બીલોરી કાચનાં ઝુમરૂખ લટકાવ્યાં હતાં તેમાં સેકડો શમેદાંનીયો કાચની ગોઠવી હતી તે તમામ શમેદાનીની ઓર દીપકનો પ્રકાશ કર્યો હતો જેથી આ ત્રણે ઓરડામાં સુર્યના તેજની માફક અજવાળુ દીપી રહ્યું હતું; ત્યાં થોડીક વાર યોગિણિ ઉભિ રહિ, અને નવનિતને કહ્યું કે બેટા આહાવા ઓરડા બીજા વીસ છે તે તમામ ઓરડામાં આ પ્રમાણે સામાન ગોઠવવામાં આવ્યો છે; તે ઓરડા આ ત્રણ ઓરડાથી અલગ છે તે વીસ ઓરડાનું નામ વિલાસ મંદિર ઠરાવ-

વામાં આવ્યું છે; યોગિણિ માતાના મુખથી તે ઓરડાના નામ વિ-
લાસ મંદિર છે એવું સાંભળિને નવનિતે કહ્યું કે માજી ! આહાવા
પવિત્ર મઠમાં અને આહાવા નિર્ભય ગુપ્ત સ્થાનમાં વિલાસ મંદિર
એવું નામ કેમ આપવામાં આવ્યું હશે ! યોગીણી બોલી કે બેટા
એ ભેદ જાણવાને હજુ તું અધિકારી થઇશ ત્યારેજ જાણી શકી-
શ, ત્યાં સુધી તો ત્હારે સઘળું જોઇનેજ અધિકારી થવાની ઇચ્છા
રાખવાની છે, ચાલો હવે અહિંથી આગળ વધિયે, એમ કહીને તે
યોગિણિ નવનિતને સાથે લઇને આગળ ચાલી, એટલે કેટલાક ભુ-
લવણિ ચુકવણિ જેવા આડા અવળા ખાંચા આવ્યા તે દરેક ખાં-
ચા સાંકડા નેળીયા જેવા હતા પણ તે દરેક ખાંચામાં પ્રવેશ કર-
વામાં અને તુરત જવા આવવામાં હરકત પડે નહી એટલા માટે
દીપકનો પ્રકાશ દરેક ઠેકાણે કરેલો હતો તે ખાંચા અટોપાઈ ગયા
પછિ, એક મોહોટો વિશાળ ચોક આવ્યો જો કે તે ચોકનો ઉપર-
નો ભાગ છતથી જડેલો હતો આ સઘળું જમીનમાંજ છે, જેમાં
દીપકના પ્રકાશ વિના કંઇ પણ જોઇ શકાય તેવું નહોતું તોપણ
તેમાંથી ધુમાડા વીગેરેનો ભાગ બાહેર નીકળી જવાને યુક્તીથી ઉ-
પરના ભાગમાં ગહન ડુંગરોની ખીણમાં જ્યાં નિર્જન સ્થળ છે ત્યાં
નીકળી જવાને લોખંડી ભુંગળુ મુકી દેવામાં આવ્યું હતું કે તે
ભુંગળું કોઇ કળિ શકે તેમ નોહોતું, એટલુંજ નહી પણ દીવશે
સુર્યના કિરણ તે ગુપ્ત સ્થાનમાં ભોયરામાં પડવાને માટે ઠેર ઠેર
ટેકરાવાળી જગોને સુરંગથી ફોડીને જાળીયાં મુકવામાં આવ્યાં
હતાં, પણ અત્યારે તો રાત્રીનો સમય છે તેથી દિવશે કેવી રીતે
આ સ્થળની સ્થિતિ છે તે કળી લેવાને અત્યારે અનુકુળતા નહો-
તી,—હવે તેવા મોટા ચોકની આજુબાજુ ચારે તરફ સંગે મર-
મરનાં પથ્થરથી જડીત તથા સ્થંભથી પડાળીયો હતિ અને તે
પડાળીયોને લગતી તમામ શૃગારેલી ઓરડીયો હતિ; તેવા ચોકમાં
જ્યારે પ્રવેશ કર્યો ત્યારે ત્યાંનો પંદર વિસ બ્રાહ્મણો એક આહુ-
તિ આપવાની વેદી બનાવીને તેની આજુબાજુ ગોળ ચક્રાકાર
બેઠેલા જોવામાં આવ્યા, તેમાં તલજવ સમિધા, ટોપરૂ, ઘી, ખાં-
ડ મિશ્રિત વસ્તુ સ્વાહા સ્વાહાનું ઉચ્ચારથી હોમ કરતા હતા તેમાં-
થી નિકળતી ધુંવાડી છતને લાગુ કરેલા ભુગળામાંથી છેક ઉપરના

ભાગમાં આલી જતી હતિ; તે હોમ કરવાની વેદીથી ચાર હાથ દુર એક બકરાને બાંધી મુકયું હતું તેના મ્હો આગળ લીલી ઘાસ ચરવાને માટે મુકી હતિ; આ વેદીમાં મુખ્ય પુજનિય આચાર્ય દુર્ગાપ્રસાદ હતો જે દુર્ગાપ્રસાદને નવનિતે જોયો હતો તે દુર્ગાપ્રસાદ મંત્ર બોલીને એકેક ગ્રાસ તે અગ્નીથી મહિત્પ થએલી વેદીમાં મંત્રના ઉચ્ચાર અને સ્વાહા શબ્દ બોલતો હોમતો હતો; નવનિતે તેને ઓળખી લીધો; આ વખતે આચાર્ય મહારાજ કોઇ જુદાજ રંગઢંગમાં શોભા આપતા જણાતા હતા; યોગિણિ માતાએ નવનિતને આંગળી કરીને કહ્યું કે, જુવો પેલા બ્રાહ્મણોના અગ્ર ભાગમાં બેઠેલા આપણા વિદ્વાન ધર્માચાર્ય જોયા કે ! નવનિતે કહ્યું હા માજી; પણ આ બિચારા બકરાને શા માટે અહિયાં તાંણી બાંધ્યું છે ! યોગિણિ બોલી, બેટા ! આ ગુપ્ત અવાસમાં તારે એ બાબત કંઇ પ્રશ્ન કરવો નહી; માત્ર જોયાંજ કરવું,—ચાલો હવે અત્યારે તો હવનનું કામ ચાલે છે, તો પછી આ પેલી સામેની શૃંગારેલી ઓરડીમાં આપણે જઇએ. તેમાં ત્હારી ઉમરવાળી કેટલીક સ્રીયો ત્યાં બેઠી હશે, જેમાં તને કેટલોક આનંદ મળશે; તેમજ ત્યાં રહે આ હવનની સઘળી ક્રિયા તારા જોવામાં પણ આવશે; એમ કહીને યોગિણિ માતા નવનિતને લઇને એક ઓરડામાં ગઇ; તે ઓરડો પ્રથમ ત્રણ ઓરડા જોવામાં આવ્યા હતા તેવોજ હતો; તેમાં દસ બાર સ્રીયો ગાદી ઉપર બેઠેલી હતી, કોઇ પ્રૌઢા હતી, તો કોઈ સોળ વરસની તરૂણ હતી, એવી એક પરસ્પર એક બીજાની સાથે હાસ વિનોદની વાતો કરી રહિ હતી તે સ્રીઓએ યોગિણિ માતાને જોતાંજ શિરષાવંધ ડંડવત પ્રણામ કર્યાં; યોગિણિના ચરણ કમળમાં મસ્તક નમાવ્યું; પછી સઘળી સ્રીયો યોગિણિ માતાના સાંમે બેઠી; તે ભેગી આ નવિન આવેલી તરૂણ સ્રી નવનિત ભગુવાં વસ્ત્ર ધારણ કરનારી બેઠી; પ્રથમ આવીને બેઠેલી સ્રીયોએ તો પોતપોતાના કાર્યની અભિલાષામાં મસ્ત સ્થિતિ પ્રાપ્ત કરવાની જીજ્ઞાસામાં આનંદ માનનારી નિઃશંક વૃતિવાળી અનેક પ્રકારની વાતોના ગપાટા મારવા લાગી હતી, પણ આ નવનિત એ તો આ ગુપ્ત અવાસનો ભેદ, ધર્મ, નિતિ, ક્રિયા, તત્વ વિગેરે વિચારવાને માટે આવી હતી; જે શંકાઓ યોગીણી

માતાની મુલાખાતમાં અને વાતચિતમાં તેને પ્રગટ થતી હતી તે શંકાનું સમાધાન કરવાને અને જોવાને માટે નવનિત આવી હતી; તેથી તેનું લક્ષ જ્યાં સ્વાહા સ્વાહા ઉચ્ચાર થાય છે ત્યાં પુરેપુરી રીતે હતું; તથા તેઓ શ્લોકમાં શું કહે છે તથા તે શ્લોકનો ભાવાર્થ શો છે તે સાંભળવામાં લક્ષ હતું; એક તરફ બીજી સ્ત્રીયો એક બીજાના ગળામાં હાથ નાંખીને કલોલ કરે છે. તો તે સ્ત્રીયોના તેવા હાસ કુતુહલ ઉપર ધ્યાંન ન આપતાં નવનિતનું લક્ષ પેલા બ્રાહ્મણો શું કરે છે તે જોવામાં હતું; તેથી યોગિણિ માતાના મનમાં એમ આવ્યું કે આ નવનિત આપણા વિદ્વાન આચાર્યની છટાને જોઇ રહી છે, જેનો જેવો ભાવ હોય તેવીજ વૃતિ ઉત્પન્ન થાય છે; નિર્મળ ભાવવાળાની નિર્મળ વૃતિ હોય છે; અત્યારે જે ભાવ યોગણી માતાના અંતઃકરણમાં પ્રગટ થયો હતો તે તેના અંતઃકરણમાં નિરંતર ઠરી રહેલી કૃતિને અનુસરીને જ હતો; અને તેવો તેણીનો ભાવ થાય તેમાં શાનું આશ્ચર્ય હોય! થોડીવાર થઈ એટલે એક ઢોલ ઉપર દસ પંદર ડંકા કરવામાં, અને શંખ વગાડવામાં આવ્યો, ત્યાર પછી તુરતજ એક મુસ્તંડા જેવો બ્રાહ્મણ હાથમાં ખુલ્લિ તરવાર લઇને ઉભો રહ્યો હતો; તે બ્રાહ્મણ પેલા નિરપરાધી બકરાની ડાબી બાજુએ ઉભો રહ્યો હતો; તે વખતે ધર્માચાર્ય જે કે દુર્ગાપ્રસાદ તે એક પવાલામાં જળ લઇને અને આચમની હાથમાં રાખીને તથા બીજા હાથમાં ચંદન કુંકુમ લઇને તે બકરા પાસ ઉભો; પછી તે બકરાના કપાળમાં તિલક કર્યું;અને મંત્રનો ઉચ્ચાર કર્યો; મંત્ર ઉચ્ચારના અંતમાં દુર્ગાપ્રસાદે હાથથી સાંન કરી એટલે ખુલ્લી તલવારવાળાએ બે હાથે ખડ્ગ પકડીને પેલા બકરાની કાંધ ઉપર જોરથી ઝટકો કર્યો; એટલે તેનું માથું જમીન ઉપર પડ્યું; અને ધડ ઉછલીને બીજી તરફ ઠર્યું; તેના કંઠમાંથી લોહીની ધારા ચાલવા માંડી; તે વખતે તેના રકતથી તમામ બ્રાહ્મણોએ પોતપોતાના કપાળમાં ચાંલ્લા કર્યા;—હવનનું કામ એ પ્રમાણે કેટલીક ક્રિયા કરીને અટપી રહ્યા;—આ વખતે રાત્રીના દસ વાગ્યાનો સુમાર થયો હતો;

આ વિજય કામ કર્યા પછિ—ધર્માચાર્ય દુર્ગાપ્રસાદ મહારાજ મદમત હાથીની નાયક ડોલતા ડોલતા તમામ સાથી વધીને ફક્ત-

ણી સાથે માહાકાળીની મુર્તિના મંદિરમાં આવ્યા; તે મંદિર પેલી સ્રીયો બેઠી હતી તેની જોડે જ હતું; જ્યારે તે મંદીરનું દ્વાર અને સ્રીયો બેઠેલી હતી તે બાજુનું દ્વાર ખુલ્લું કરવામાં આવ્યું ત્યારે સમગ્ર રચના જોવામાં આવે તેવું થઈ પડયું; ધર્માચાર્ય મહારાજ દેવી પાસે પધાર્યા એટલે સ્રીયોએ પણ ત્યાં સમગ્ર મંડલમાં જવું જ જોઇએ એવો સુળથી નિયમ હતો તેથી જે સ્રીયો જોડેના ઓરડામાં બેઠી હતી તેઓ માહાકાળીના મંદિરમાં દાખલ થઇ; પછી યોગિણિ માતા પણ નવનિતને પોતાની સાથે લઇને તે મંદિરમાં જ્યાં અધ્યક્ષ તરીકે દુર્ગાપ્રસાદ બેઠા હતા તેમની જોડે જ જઇને બેઠી, આ ભદ્રશીલા મઠમાં મુખ્ય આચાર્ય તરીકે દુર્ગાપ્રસાદ ધર્માધ્યક્ષ ગણાતો હતો, અને દેવી તરીકે યોગિણી માતા ગણાતી હતી; બાકીના જેઓ શિષ્ય વર્ગ હતા તેઓ સ્રી અને પુરૂષ વર્ગ એ તમામ એ બંન્યે જે કે દુર્ગાપ્રસાદ અને યોગિણીમાતાને ગુરૂ તરિકે માનતા હતા; દુર્ગાપ્રસાદ માહાકાળીની મુર્તી આગળ કાળીકાની પદ્ધતિ પ્રમાણે પુજન કરવા લાગ્યો, ધવલ સંગે મરમરનો એક મોટો પાટલો હતો તે ઉપર યંત્ર ત્રીકોણાકૃતિનાં ચંદનથી કરીને ત્રણ પાત્ર ગોઠવ્યાં હતાં, ચાંદીના કળશમાં જલ પુરીને તે કળશ નીચે ચતુરસ્ત્ર મંડળ કરીને તે ઉપર જળનો કળશ મુકયો હતો; પદ્ધતિ પ્રમાણે પુજન કરવાની શરૂવાત કરી, અગ્ર ભાગમાં ચાંદીના મોટા પ્યાલા યંત્ર ઉપર ગોઠવ્યા હતા; તે પ્યાલામાં વારૂણી ભરી હતી; તે દારૂમાં આદાના કકડાથી તથા ડુંગળીના કકડાને ઝાલીને ગુરૂ પાદુકા પુજન શરૂવાત કરવા માંડી; કેટલીકવારે પદ્ધતિ પ્રમાણે પુજન પુરૂ થયું; ક્ષેત્રપાલની પુજા પણ થઇ ચુકી, તેમજ ભૈરવની પણ પુજા કરવામાં આવી, બળિદાન વિગરે મંત્રોચ્ચારથી પાત્રમાં મુકવામાં આવ્યું; ત્યાર પછી, શક્તિ પુજનની શરૂવાત કરવા માંડી શક્તિમાં એ જ યોગિણિ માતા હતી; જે વખતે શક્તિ પુજનની તયારી થઈ તે વખતે ચાંદીના બાજઠ ઉપર યોગિણિમાતા બિરાજમાંન થઈ, આ વખતે મોટા ઇચ્છાહવાળો દુર્ગાપ્રસાદ મંત્રોચ્ચારથી યોગિણી માતાની પુજા કરવા લાગ્યો, જે ભાવથી માહાકાળીની પુજા કરી હતિ એજ ભાવથી યોગિણિમાતાની પુજાનો આરંભ થયો; જે ભાવથી માહાકાળીને વારૂણી ( દા-

હતું ) પાત્ર મંત્રથી સંકલ્પ માનસિક દ્વારએ આપવામાં આવતું હતું તે ભાવથી સાક્ષાત પ્રત્યક્ષ રીતે મદીરાનું પાત્ર ભરીને શક્તિ ને આપવાની શરૂવાત કરી, મસ્તક નમાવીને તથા હાથ જોડીને દુર્ગાપ્રસાદ તે યેગિણિ શક્તિ પ્રત્યે બોલ્યો કે હે માતુશ્રી ! હે દેવી ! હે દયાળુ ! હે ભવજળ તારીણી ! જગદંબે ! આ સ્થુળ દેહ શોધનને અર્થે પેહેલું પાત્ર આપ ગ્રહણ કરો—આ પ્રમાણે કહિને નવટાંક જળ સમાય તેવું ચકચકિત ચાંદીના પાત્રમાં ચંકચકિત મદિરા ભરિને યેગિણિ માતાના હાથમાં આપ્યું તે પાત્રને લઇને તે યેગિણિ બોલી કે, હે પુત્ર ! હું તમારી પુજાથી પ્રસન્ન છું તમે આ સનાતન ધર્મમાં રહિને મારી શેવા કરો છો તેના માટે પ્રસન્ન થઇને તમારૂ ભલુ ઇચ્છવા ખાતર આ પ્રથમ પાત્ર હું લઉછું આટલુ બોલીને તે યેગિણિ માતા પ્રથમ પાત્ર ગટ કરી ગઇ; પછી તે ખાલી થએલું પાત્ર પુજા કરનાર દુર્ગાપ્રસાદ આચાર્યને નેત્રનો કટાક્ષ મારીને પાછુ આપ્યું, એટલે દુર્ગાપ્રસાદે સ્તુતિ કરીને તથા મુળ મંત્રોચ્ચાર કરીને ફરીથી બીજુ પાત્ર પાશેર મદીરા ભરીને સુક્ષ્મ દેહ શોધનને અર્થે યેગિણિ દેવીના હાથમાં આપ્યું, તે પાત્ર પણ ઘણા આનંદ સાથે પ્રાશન કરી ગઇ, પછી મંત્રોચ્ચાર કરીને તે ધર્માધ્યક્ષે, કારણ દેહ શોધન અર્થે ત્રીજું પાત્ર દોડ. પાશેરના સુમારે મદિરા ભરીને પાત્ર આપ્યું, તે પણ શક્તિ સ્વરૂપ યેગિણી માતા ગટ કરી ગઇ, ત્યાર પછી એક બ્રાહ્મણ ચાંદીનો મોટો ટાટ લાવ્યો, તેમાં વડાં, પુરી, રોટલી, ભજીયાં, મિષ્ટાન લાડુ માછલાંને તળિને કરેલું શાક, તથા બકરાના માંશના યુશ, તથા તેની બનાવેલી સામગ્રી,, તથા કુકડાના માંસને પક્વ કરેલો નરમ પદાર્થ, તથા એ જાતના અનેક પ્રકારની વસ્તુઓ જુદા જુદા વાસણમાં ગોઠવીને ભાત વીગરે લાવ્યો, તે દેવીના આગળ એટલે યેગીણી માતાના આગળ મુકયું, તે થાળમાંથી યેગિણિ માતાએ પ્રાશન કરવા માંડયું—આટલું થયું એટલે શક્તિની પુજા પુર્ણ થઇ, બાજઠ ઉપર તે યોગિણી શક્તિ બેઠી હતિ તે બાજઠ ઉપરથી ઉભી થઇ અને મદિરાથી મદમત્ત થએલી દુર્ગાપ્રસાદની જોડે જમને બેઠી, દુર્ગાપ્રસાદે શિષ્ય વર્ગને મંત્રોચ્ચારથી પાત્ર આપવાની શરૂવાત કરી, આ વખતે દરેક જણ હારબંધ બેસી ગયા હ

તા, આ વખતે સ્ત્રિયો જુદી અને પુરૂષ જુદા એવી રીતે નિયમ રહ્યો નહોતો પણ તમામ જેને જેવી રીતે ફાવે તેવી રીતે સ્ત્રી અને પુરૂષ એ તમામ એક બિજાની જોડે બેશી ગયા હતા; દરેક જણના આગળ ચાંદીના ટાટ વાડકા, વાડકીયો, લોટા, પાત્ર વીગરે ગોઠવવામાં આવ્યાં હતાં, તેમાં મચ્છ, માંશ, મિષ્ટાન્ન, રોટી, ગુથ, ભાત, બાકળા, વડાં, ખીર, ભજીયાં, શાક, ઈત્યાદિક અનેક પ્રકારની વસ્તુઓ મુકવામાં આવી હતિ; ત્યાર બાદ ધર્માચાર્ય તરફથી દરેક પુરૂષ અને સ્રીયોને મધના પાત્ર આપવામાં આવતા હતા; ઉપરા ઉપરી દારૂના પાત્ર ફરતા હતા, અને પીરશેલા ટાટમાંથી જેને જે પદાર્થ રૂચે તે ખાતા હતા; ધર્માચાર્ય પણ મદિરા પીઇને મદમત્ત બનિ ગયા હતા, તેની સાથે બેઠેલી યોગિણિ દેવી પણ ખરેખરી મસ્તાન થઈ ગઇ હતિ; સર્વે સ્ત્રી અને પુરૂષોમાં પુષ્કળ મદિરા વપરાયો હતો તેથી ભોજન કરતિ વખતે કલ્લોલ થઈ રહ્યો હતો, આ વખતે યોગિનિ માતા પાછળ ગુપચુપથી બેઠેલી નવનિત કેવળી બેહબાકળિ બનિ ગઇ હતિ, તેની તરફ દ્રષ્ટિ કરીને યોગીણી માતા કહેવા લાગી કે, બેટા નવનિત ! તું તારા મનમાં કોઈ પ્રકારની શંકા લાવતી માં; આજનો દિવશ અમુલ્ય છે, જો તારી ઇચ્છા હોય અને તું તારા જન્મનું સાર્થક કરવા માગતી હોય તો આ દેવીનો પ્રસાદ મદિરા અને માંશનું ભક્ષણ કર, અને તું તારા જીવનને સફળ કર, આ આચાર્ય માહારાજના હાથથી મંત્રની દિક્ષા લે;—નવનિત બોલી ! માજી ! આજે મારી તબિયત ઠીક નથી: મને વમન થાય એમ લાગે છે કોણ જાણે હમણાંજ અહિયાં વમન થશે; મારા પેટમાં વારંવાર ઉછાળા મારે છે; આહાવિ શરીરની માહારી સ્થિતિ હમણાંજ કોણ જાણે થઈ ગઈ છે તેથી એક ગ્રાસ તો શું પણ પાવલી ભાર વસ્તુ લેવાની મને ઇચ્છા નથી. માટે આજે એ વાત જવા દો; આટલું બોલીને નવનિત ચુપ થઈ ગઇ;—તેણીએ આ દેખાવ જોઇને પોતાનાં નેત્ર મિચિ દીધાં, અને મુખ ઉપર કપડાનો અંતપર ધરિ દીધો; થોડીક વાર થઈ એટલે આ પ્રમાણે કાળી પદ્ધતિની પુજા થઈ ચુકી; પછિ પોત પોતાની ઇચ્છામાં આવે તેટલી મદિરા લેવા માંડી; સ્રીયો અને પુરૂષો પરસ્પર એક બિજાને પ્રેમ ભાવે કરીને પોતપો-

તાની થાળીમાં પીરસેલી વસ્તુમાંથી ગ્રાસ આપવા લાગ્યાં; પરસ્પર પાત્ર ભરીને આપવા લાગ્યાં વચમાં વચમાં જુદા જુદા રાગ રાગીણીનાં સંગિત કરવા લાગ્યા; કોઇ તો મદમત્ત થઇને તે મંડળીમાં માહાકાળીની મુર્તિ આગળ નૃત્ય કરવા લાગ્યો, તો પછિ કોઈ સ્ત્રી તે નૃત્યના રૂમક ઝુમક તાલને મળતું આવે તેવું ગાયન કરવા લાગી એટલામાં કાળીકાના મુખ્ય ભક્ત આચાર્ય પંડિત પ્રેમાવેશમાં પ્રમત્ત થએલા યોગિણી માતાના ગળામાં હાથ નાંખીને ઉત્તમ પ્રકારના કૌલ માર્ગના શ્લોક બોલવા લાગ્યા; તે સાંભળીને બીજી સ્ત્રીયો અને બાકીના પુરૂષો ધન્ય છે ધન્ય છે જગદંબે, આ પ્રમાણે ઉચ્ચાર કરવા લાગ્યા;

આ પ્રમાણે વિપરિત દેખાવ જોઇને નવનિતનું હૃદય ભેદાવા લાગ્યું; તેણીના શરીરમાં એકદમ કમકમી ઉત્પન્ન થઈ આખું અંગ જાણે કંપવાયુ થયો હોય તેમ ધ્રુજવા લાગ્યું, હૃદયમાં ક્રોધની જ્વાળા પ્રગટ થવા લાગી; જે દેખાવ કાળીકા મુર્તિનો ઉગ્ર દેખાતો હતો; તે દેખાવ કરતાં વિશેષ ઉગ્ર સ્વરૂપ નવનિતનું થયું; તે પોતે પશ્ચાતાપ કરવા લાગી કે નર્મદામાં મારૂં મર્ણ થયું હોત તો ઘણું સારૂં,પણ અનિતિથી દુરાચારીમાં રહેવું યોગ્ય નથી; અરેરે જ્યાં જ્યાં હું દુઃખે કરીને સપડાઈ ત્યાં ત્યાં આ દુરાચારજ જોવામાં આવેછે; ચંદનપુરમાં પ્રમત્તસિંહ અભણ અને ઠાકરડા જાતિનો હતો તેથી કદિ તેઓ સુસંગ રંગ લાગ્યા વિના દારૂના નિશાથીજ મદમત્તરહેતા હોય એમાં આશ્ચર્ય માનવા જેવું નહોતું; પણ અરે ! વિદ્વાન વર્ગના છતાં છેક અધમ કૃત્ય કરનારા દુરાચારી થયા, એ શું ! શિવ શિવ શિવ; આ અધમ માર્ગ કોણે ખોળી કાઢયો હશે ! તથા તેમ કરવાનો શો હેતુ હશે ! આ પ્રમાણે વિચારમાં અને અનેક તર્કમાં ગર્ક થએલી નવનિત ચિત્રવત બની ગેઇ.

મદમત્ત થએલો દુર્ગાપ્રસાદ પેલી યોગીણી માતાના કંઠમાં હાથ નાંખી દઢ આલિંગન દઇને બોલ્યો કે દેવી ! આ નવલ લાડીલી પંચ મકાર કાર્યને લાયક છે; હે પ્યારી યોગીણી ! આપણા કાળીતંત્રમાં લખ્યું છે કે;

॥ શ્લોક ॥

मद्यं मांसं मीनंच, मुद्रा मैथुन मेवच

एवं पंच मकाराख्यु मोक्षदाहि युगे युगे:

વળી સાંભળો ! કુલાર્ણવ તંત્રમાં શું કહ્યું છે !

॥ શ્લોક ॥

प्रवृत्ते भैरवी चक्रे ॥ सर्वे वर्णाद्विजातय

निवृत्ते भैरवी चक्रे ॥ सर्वे वर्णा प्रथक प्रथक ॥,

જ્યારે ભૈરવી ચક્ર કરવામાં આવે ત્યારે ગમે તે જાતીના માણસોનો તેમાં સમાસ થાય છે; તેમાં જાત્યાભેદ કે વર્ણભેદ રહેતો નથી; પણ જ્યારે ભૈરવી ચક્રનું કાર્ય અટપી લેવામાં આવે ત્યારે તે જુદા તે જુદા જ જાણવા; પછી તેઓની સાથે સંસર્ગ ઐક્યતાનો રહી શકતો નથી એવો ભાવાર્થ આ શ્લોકમાં છે;

વળી મહાનિર્વાણ તંત્રમાં એમ કહે છે કે—

॥ શ્લોક ॥

पित्वा पित्वापुनः पित्वा ॥ यावत्पतति भूतले,

पुनरु त्थाय पित्वा ॥ पुनर्जन्म न विद्यते ॥

વારંવાર મદ્ય [ દારૂ ] નું પ્રાશન કરવું તે એવું કે જ્યાં સુધી જમીન ઉપર પડી જઇએ ત્યાંથી સુધી, કદી ઉભા થઇએ ત્યારેપણ તે પિવુંજ, એમ કરવાથી પુનર્જન્મ પ્રાપ્ત થતો નથી;

વળી જ્ઞાન સંકલની તંત્રમાં એવું કહ્યું છે કે—

॥ શ્લોક ॥

मातृयो परित्यज्य विहरे त्सर्व योनिषु

वेद शास्त्र पुराणानी सामान्य गणि काइव

एकव शांभवी मुद्रा गुप्ता कुल वधुइव;

આ શ્લોક કહીને નેત્રના કટાક્ષ બતાવતો વિપ્રવર્ય દુર્ગાપ્રસાદ પશ્ચાદ બાજુએ બેઠેલી નવનિત તરફ જોઇને કહે છે કે પ્રિય નવનિત ! તમે સમજયાં કે ! એકંદર ભેદ એવો છે કે, મદ્ય, માંસ, મીન એટલે મચ્છી, અને મુદ્રા એટલે, પુરી વડાં, રોટલી, તથાં ચવણું અને યોની, અને પાત્રાધારની પણ મુદ્રા કહેવાય છે; અને પાંચમું મૈથુન એટલે પુરૂષ વર્ગ સઘળા શિવ, અને સ્ત્રીવર્ગને પાર્વતી સમાન આ વખતે સમજવાની છે; આહે ગમે તે જાતીનો પુરૂષ હોય અને ગમે તે જાતની સ્ત્રી હોય પણ " अहंभैरव स्त्वं भैरवी ह्यावयोर स्तुसंगम હું ભૈરવ અને તું ભૈરવી એમ માનીને સુસંગ નિર્ભય કરવો; વળી રૂદ્રયામલ તંત્રમાં સ્પષ્ટ એવું કહ્યું છે કે;

॥ श्लोक ॥

रजस्वला पुष्करं तिर्थं, चांडाली तुस्वयंकाशी;
चर्मकारी प्रयागः स्याद्रजकी मथुरामता;
अयोध्या पुक्कसि प्रोक्ता

રજસ્વલા થએલી સ્ત્રીના સમાગમથી પુસ્કરની યાત્રાનું ફળ મળે છે; વળી ચાંડાળી [ ભંગીયણ ] સાથેના સમાગમથી કાશી તિર્થની યાત્રાનું ફળ મળે છે; તેમજ ચર્મકાર અર્થાત ચામરડીના સમાગમથી પ્રયાગ તિર્થનું ફળ મળે છે; તેમજ ધોબણ સાથે સમાગમથી મથુરાંની યાત્રાનું ઉત્તમ ફળ પ્રાપ્ત થાય છે; અને કંજરી સાથે સમાગમ લીલા કરવાથી અયોધ્યા તિર્થનું ફળ સમઝી લેવું;

આ બધુ કહ્યું તેમાં મુખ્ય ભેદ એ સમઝવાનો છે કે મદ્યનું નામ તિર્થ છે; માંસનું નામ શુદ્ધિ છે; અને અને મચ્છીને પુષ્પ સમાન માનવાનું છે; આ ત્રૈણે વસ્તુને તૃતિયા કહેવામાં આવે છે; જ્યારે મુદ્રા મેળવીએ ચતુર્થિ સમઝવી, અને મૈથુન ક્રિયા થાય ત્યારે પુંચમિ કહેવાય છે; આ નામ બીજા ધર્મના નીચ માણસો સમઝી શકે નહી માટે આપ્યાં છે; આ માર્ગને નહિ જાણનારા એવા બીજા ધર્મના અજ્ઞ પુરૂષોને અમે કંટક કહીયે છીએ;

આ માર્ગમાં જ્યારે ભૈરવી ચક્ર થાય છે ત્યારે બ્રાહ્મણથી ચંડાલ જાતી પર્યંત પ્રવેશ કરી શકે છે; અને તેઓ દ્વિજ [ બ્રાહ્મણ ) થઇ જાય છે; પછી જ્યારે તેઓ ભેરવી ચક્રથી છુટા થઇ જાય છે ત્યારે સહુ પોતપોતાના વર્ણમાં જ સમાય છે;

હે મૃગાક્ષી નવનિત! તમે ટગર ટગર શું જોઇ રહ્યાં છો! આ ગહન માર્ગની ગતિ યોગેશ્વરોજ જાણે છે; તે વિદ્વાન યોગેશ્વરોએજ આ વાક્ય કહ્યું છે તે એવું કે,

हालां पिबंति दिक्षितस्य मंदिरे सुप्तो निशायां गणिका
गृहेषु । विराजते कौलव चक्रवर्ति ॥

જેઓ દિક્ષિત એટલે કલાલને ત્યાં જઇને હાલા એટલે મદિરા પીવે, અને ગુણિકાને ઘેર જઇને રાત્રીએ પડ્યો રહે, એ પ્રકારે નિ:શંક સ્થિતિ ભોગવનાર વામમાર્ગમાં ચક્રવતિ રાજા જેવો વણાયછે;

વળી જ્ઞાન સંકલનિ તંત્રના ૪૩ તેંતાલીશમાં શ્લોકમાં એવું અવું કહ્યું છે કે;

॥ શ્લોક ॥

પાશબદ્ધો ભવેજ્જીવઃ પાશમુક્તઃ સદાશિવઃ ॥

જે માણસ કુલ લજ્યા, શરમ લજ્યા વીગેરે પાશથી બંધા- યલોછે તે દુઃખરૂપી સમુદ્રમાં ડુબકાં મારનારો જીવરૂપ સમજવો અને કુલ લજ્યા તથા દેશ લજ્યા ઇત્યાદિક પાશથી જે બંધાયો નથી તે માણસ વામ માર્ગનો શ્રેષ્ટ અધિકારી સદા શિવ સમાનછે; અર્થાત તે નિરંતર સદાશિવ સમાન છે;

તે કેવળ જીવન મુકતને જ પામેલા છે; મદિરાનું પાત્ર ગટ કરી જતિ વખતે ભૈરવોહંમ, શિવોહમ એટલે હું ભૈરવ છું, કિંવા હું જ શિવ છું એમ ખરા અંતઃકરણથી માનવું જ જોઇએ;

માહાપુજન કરતી વખતે ગમે તે તરૂણ વયની સ્ત્રી, ભલે કદી ચાંડાલી હોય, ભલે કદી, ધોબણ હોય, ભલેકદિ ચમારટી હોય, કે ભલે કદી કોઇ પણ કુલટા કિંવા વેસ્યા હોય તેવી સ્ત્રીને નગ્ન કરીને તેના હાથમાં ખુલી તલવાર આપવામાં આવે છે; એ જ પ્રમાણે પુરૂષને નગન કરીને તલવાર આપીને બેસારવો પડે છે. તે બન્યેમાં સ્ત્રીને દેવી માનવી, અને પુરૂષને માહાદેવરૂમાનીને તેમની પુજા કરવામાં આવે છે, તેમાં તેમના ઉપસ્થ ઇંદ્રીયની પુજાનું જ મુખ્ય માહાત્મ્ય છે; તેમને મદ્યનો પ્યાલો આપવો પડે છે અને તેમનું ઉચ્છિષ્ટ પીધેલુ મદ્ય ખરા ભક્ત પુરૂષો પીયે છે, સ્ત્રીયોમાં ભલે કદી બેહેન હોય, કે માતા હોય કે કન્યા [પુત્રિ] હોય, કે મિત્રની સ્ત્રી હોય કે ગમે તે સ્ત્રી હોય તે પૈકી જેની ઇચ્છા જેની સાથે થઇ હોય તે સાથે હાસ વિનોદ કરવાને આ ધર્મમાં કંઇજ વાંધો નથી તો હે નવનિત પ્યારી ! આ ઠેકાણે તારે તો સ્વર્ગનું સુખ સમજવાનું છે આ શક્તિનું પાત્ર યૌવન મતંઅને મદમત્ત કરનાર છે તારા શુશોભિત શરીરમાં ઝળકિ રહેલા મદનનો ઉપભોગ જ્યારે તું અત્યારે નહિ કરે તો ક્યારે કરવાની છું !

આચાર્ય દુર્ગા પ્રસાદની વાણી તલવારના ઝટકા જેવી નવનિતને લાગી; તેણીના શરીરના દરેક રોમ ખડાં થઇ ગયા; કેવળ અનિતિનું રૂપ જોઇને શરીરમાં ધ્રુજારો થવા લાગ્યો; દાવાનળની માફક ક્રોધાગ્નિએ નવનિતના અંતઃકરણમાં પ્રવેશ કર્યો; નેત્રમાં કેવળ લાલાશ રંગ છવાઇ ગયો; આ તરફનો બ્રહ્મચારીની

પાશાણની મુર્તિ શ્યામરંગની ભયંકર હતિ, તેના કરતાં અત્યારે ચેતન સ્વરૂપ માહાકાળીના જેવી નવનિત બનિ ગઈ; જે નવનિતનું હૃદય કેવળ નવનિત ( માંખણ ) જેવું નરમ હતું તે અત્યારે તલવારની ધાર જેવું તિક્ષણ થયું; જે નવનિતે યોગીણીમાતાને પોતાને પાલક તરીકે ગણી હતી, તે નવનિત અત્યારે યોગીણીમાતાને મહાધુર્ત કપટિ, કુચ્છંદી અને અનિતિના રસ્તામાં ચઢાવનારી સ્વાર્થી કુલટા સમાન ધારીને બેઠી; તેણીના નિર્મળ હૃદયમાં મદનચંદ્રનું જે ચિત્ર હતું તે ચિત્ર હાલવા લાગ્યું; તે ચિત્ર ઉપર ક્રોધાગ્નીનું આચ્છાદન થવા લાગ્યું; પરોપકારી અને પ્રેમને જાણનાર શુદ્ધ અંતઃકરણ વાળો મદનચંદ્ર યાદ આવ્યો; અને તેંણીએ પોતાની છાતી ઉપર હાથ મૂક્યો. તે સાથે ભારે નિશ્વાસ મુકીને જેમ મદનચંદ્ર જળમાં ધુમ થયો તેમ હવે આ પ્રાણનો ત્યાગ થશે તો હું પછી પણ પુનર્જન્મે શુદ્ધ પ્રેમ દ્વારાએ ફરીથી મળિશ, એવી નિશંક આશાવાળી થઇ; શારીરીક સંપત્તિ ઉપરથી તેનો લોભ તુરતજ ખશિ ગયો; મર્ણને માટે નિર્ભય થઇ; અને ત્યાંથી ચપળતાથી ઉઠીને જે બકરાનો વધ જે તલવારથી કર્યો હતો તે તલવાર જે બાજુએ મુકી હતી તે હાથમાં પકડીને સર્વે માણસોના સાંમે ઉભી રહી; આ વખતે કેવળ મહિપાસુર મર્દની જેવી દેખાતી હતી; તેંણીયે અંગ ઉપર ભગુવાં વસ્ત્ર પેહેર્યા હતાં તેથી ક્રોધારક્ત નેત્રવાળી ખડગ પકડી રહેલીનવનિત શાક્ત માર્ગીયોના ઢોંગની દેવી નહિ પણ આ દેવીતો ખરેખરી ક્રોધ મુદ્રાસહિતજ જણાતી હતી; આ દેખાવ જોઇને દુર્ગાપ્રસાદ જોડે બેઠેલી યોગીણીમાતા એકાએક ઉભી થઇ; દારૂના નિશામાં પગ લથડાવતી લથડતી લથડતી નવનિતની સાંમે આવી; અને બોલી કે બેટા ! નવનિત ! તું આ શું કરે છે ! તારા શરીરનું વર્ણ લાલ કેમ થઇ ગયું છે ! શા માટે તલવાર પકડી છે ! તું આ બધાના સમિપ કેમ ઉભી રહી છું.

**ક્રોધાવેશથી નવનિત**—માતુશ્રી ! તમે મારી પાસે આવશો નહીં; તમે મારો પ્રાણ બચાવ્યો તેના માટે હું મોટો ઉપકાર માનું છું અને ત્યાર પછી અત્યંત અનિતિપ્રવર્તક ગુપ્ત જગોમાં મને તમે લાવ્યાં તેને માટે મને ખોટુ લાગે છે, તમે મારો બચાવ મને દુરાચરણ રસ્તે ચઢાવવાને માટે કર્યો છે એ તો નક્કીજ થાય છે, સજ્જન પુરૂષો જે પરોપકાર કરે છે તેમાં તેઓ પોતાનો કોઈ પણ સ્વાર્થ રાખતા નથી,

પણ તમે જે પરોપકાર મારા ઉપર કર્યો છે તે કેવળ તમે પોતાનો સ્વાર્થ સાધવાને જ, એમ કહિયે તો ચાલે, જે તલવાર મ્હેં પકડી છે તે તલવારથી માત્ર આ કાળીકાદેવીને મારા શરીરનો ભોગ આપવાને માટે જ છે એમ માનજો, આ બિચારા ગરીબ બકરાએ જ્યારે નિરૂપાયે ભોગ આપ્યો, ત્યારે હું તો કેટલાક ઉપાયથી મારા શરીરનો ભોગ આપવા તૈયાર થઇ છું, જન્મ છે, તો મૃત્યુ પણ છે જ સુખ છે તો દુઃખ પણ છે જ, સારૂ છે તો નરસુ પણ છે, બ્રહ્મ છે તો માયા પણ છે જ, તો પછી અત્યારે હું જીવું છું તો પછી ભોગને માટે હું મૃત્યુને શરણે પણ છું જ, તે પેહેલાં જે સત્યવાત કહુ છું તે તમે શાંન્ત થઇને સાંભળો, અને સાવધાન થઇને મારા બોલવા ઉપર લક્ષ રાખો,

**યોગિણિમાતા**—બેટા ! જે તાહારે બોલવું હોય તે સુખે કરીને બોલય, આ સઘળા વિદ્વાન પંડિત છે અને તે પંડીતમાં શિરોમણી ધર્માધ્યક્ષ દુર્ગાપ્રસાદ છે તે તારી શંકાનું પણ સમાધાન કરશે અને જે તું કહિશ તે સમગ્ર સ્ત્રી અને પુરૂષો સાંભળશે, એમ બોલતી બોલતી ધૈર્ય રાખીને દુર્ગાપ્રસાદની જોડે યોગિણિમાતા બેઠી,

**નવનિત ગંભીરનાદથી બોલવા લાગી**—અરે દુરાચરણીયો ! અધમ પુરૂષો ! જો કદી હું સત્તાધિશ હોત તો તમને જરૂર કારાગ્રહમાં નાંખત, પણ નિરૂપાય છું કે હું અત્યારે અનાશ્રિત દીન અબળા આ યોગિણિમાતાના છુપા અવાસમાં સપડાઇ ગઇ છું, તોપણ સત્ય શાસ્ત્ર અને સત્ય ધર્મ ઉપર અભિમાન રાખીને અને આ દેહને તુચ્છ સમજીને જે કંઇ ખરેખરૂ છે તે હું તમે સઘળાઓને વિદીત કરૂ છું તે સાંભળો !

તમને પરમેશ્વરે મનુષ્ય દેહ અમુલ્ય આપ્યો છે, સારૂ અને નરસુ તથા સત્ય અને અસત્ય એ સમજવાની તમારામાં શકતી ઇશ્વરે બક્ષી છે માટે તમે આ ઉત્તમ સ્થિતિમાં જ્ઞાન અને વિવેક દ્વારાએ સારા રસ્તે ચઢો અને આ અનિતિના માર્ગનો ત્યાગ કરો એવી ભલામણ કરૂ છું.

આ મઠનું નામ ભદ્રશીલા આપ્યું છે, ભદ્ર એટલે કલ્યાંણ થાય છે, તો તે અર્થ પ્રમાણે કલ્યાંણ પ્રાપ્ત થાય એવું કાર્ય થવાને બદલે અધોગતિ પ્રાપ્ત થાય એવાં ઘોર કૃત્યો અહિયાં થાય છે અને તે પણ આહાવી છુપી જગોમાં કે કોઈ જોવા પામે નહી,

જે આપણો સનાતન ધર્મ વેદ શાસ્ત્રનો છે તેથી આ વામ માર્ગ વિરૂદ્ધ છે એ હું નજરે જોઇને કહી શકુ છું,

જેવી રીતે દીપકમાંથી કાજળ ઉત્પન્ન થાય છે તેવી રીતે પૂર્વે તમારા વિદ્વાન વડીલોએ વેદનું અધ્યયન કરીને આત્માનું શોધન કરનારા, તથા રાજયોગ દ્વારાએ વિવેક જ્ઞાને કરીને તત્વનું ચિંતન કરનારા શુદ્ધ અંતઃકરણવાળા દીપક સમાનના કુળમાં તમે કેવળ કાજળ તુલ્ય કાળાં કૃત્ય કરનારા દુષ્ટ ઉત્પન્ન થયા છો, ધિક્કાર છે તમને કે તેટલું કહેતાં પણ મારા મનનો ક્રોધ બિલકુલ શમાતો નથી, અરે અધમ કૃત્ય કરનારા દુરાચારીયો! તમે શૂં સમઝીને આ માર્ગે ચઢયા છો! હે દુર્ગાપ્રસાદ! તને તો જમીનમાં અર્ધો દાટીને તારા શરીર ઉપર બાવળના લીલા કાંટા સળગાવીને બાળવામાં આવે તોપણ તારૂ પાપ ઓછું થાય તેમ નથી,! તું જ આ ભોળા લોકો અને આ ભોળા સ્વભાવની સ્ત્રીયોને ખોટે રસ્તે દોરનાર છું; પૂર્વે પવિત્ર હૃદયના મહર્ષીયોએ પવિત્ર ગ્રંથ વેદ રચ્યો છે, તે વેદ શ્રુત શાસ્ત્ર કહેવાય છે, તે વેદ વાણીરૂપ અજવાળાથી ઉત્તમ જ્ઞાનની પ્રાપ્તી થાયછે, જેમાં આત્મા, જીવ બ્રહ્મ અને પ્રકૃતિનું પૃથક પૃથક નિરાકરણ છે, તે બાબત કયાં રહી અને આ તમારો ધુર્ત ઢોંગરૂપ વામ માર્ગ કયાં! વામ એટલે ડાબો હાથ, જે ડાબો હાથ ગુદસ્થાનને સાફ કરવાને લાયક છે, તેટલી સાફ કરવાની લાયકાત વામ હાથમાં રહેલી છે તેટલી લાયકાત તમારા અઘોરદ્વાર કરતાં પણ અત્યંત ભ્રષ્ટ નષ્ટ વામ માર્ગમાં પણ નથી, તમે લોકો શું સમઝીને આ કપટ પ્રપંચનો માર્ગ પકડયો છે! મુખ્ય જ્યારે જોવા જઇયે તો પુરૂષ અને પ્રકૃતિ કહેવામાં આવે છે; પુરૂષ બ્રહ્મ છે અને પ્રકૃતિ મહાવિદ્યા માયા—અને તેથી વિપરિત કાર્ય રચના ઘડનાર અવિદ્યા માયા. અજ્ઞાન સ્વરૂપની છે; તે અવિદ્યા કે મહાવિદ્યા માયા જે કે જડ છે તેને દેવીરૂપી કલ્પીને જગતની કર્તા, ઠરાવો છો, એ તમામ મિથ્યા છે; અરે મુર્ખાઓ તમે પણ મિથ્યા છો; તમારા શરીરમાં જે જીવ છે તે વારંવાર જન્મ ધારણ કરનારો કર્મનો ભોક્તા છે; જો કે તે જીવ

અનાદી છે; તોપણ ચેતન બ્રહ્મને આશ્રય રહેલો ફરી ફરી જન્મ ધારણ કરીને કર્મનો ભોગવનાર છે; તે કદિ પણ મિથ્યા થઈ શકતું નથી; તો પછી તમે કોહોને માનો છો ! આ કાળીની પ્રતિમા તો પાશાણની છે; જો કે તે પાશાંણમાં દૈવત હોત તો તમે અધમ કૃત્ય કરનારાઓની ગર્દન પકડીને શિક્ષા કર્યા વિના રહેતજ નહિ; જેનો આગેવાન આંધળો તેનું લસ્કર પણ કુવામાંજ પડે; એ કહેવત પ્રમાણે તમે ફિતુરી માર્ગીયોનો ફંદ પોતાના સ્વાર્થનો જ છે;—જો કે તમે લોકો આ કાળીકાની મુર્તિમાં ચૈતન્ય તત્વ માનતા હોતો હુંજ એમ કહું છું કે પેલો નિરપરાધી બકરો મરણ પામ્યો છે તેને તે કાળીકા સજીવન કરી શકશે ખરી કે ! અરે મદાંન્ધોયો ! જો કે તમારામાં પરાક્રમ હોય તો તે બકરાને તમેજ સજીવન કરો;—અહાહા ! જ્યારે તમારામાં તેમાંની કંઈ સત્તા નથી ત્યારે એવાં ઘોર કૃત્ય શા સારૂ કરો છો ! શું ભોળીયા અને અજ્ઞાની માણસોને કુવામાં ધકેલી પાડવાનું ધારો છો કે !

કુતર્ક કુતુહલના કારણોથી ભરેલો ભૃષ્ટ વર્તનવાળો માર્ગ કોણે સ્થાપ્યો છે ! તે વામ માર્ગના પુસ્તકો કયા કાળમાં કોણે રચ્યાં છે? તથા તેવા કાર્યમાં આગેવાન થનારા આચાર્ય કયા કાળમાં ક્યારે થયા ! વેદ ધર્મ વિરૂદ્ધ શા માટે તેઓ પડયા ! આ પ્રમાણે શૈલી શા માટે પસંદ કરી ! એ સઘળુ તમે જાણી શકો છો કે, હા હુંજ કરૂં છું કે તેઓએ જીવ્હા સ્વાદને માટે અજ્ઞાન કુરાસંઘ જેવી પ્રકૃતિવાળા થઈને સ્વેચ્છાચારી થવાનેજ આગળ પગ મુકયો છે અને એટલા માટેજ વામ માર્ગ એવું નામ આપીને કુતર્કનાં નવિન પુસ્તકો બનાવ્યાં છે, આ આર્ય પ્રજાના કેવળ ભોળા લોકોને અંધારા કુવામાંજ ઉતાર્યો છે, વિષય વાસનાથી પ્રતિબંધ થએલા નિર્લજ થઈને સ્વતંત્રપણે સ્વેચ્છાચારી થયા છે; આ પ્રમાણે તેનો ખરો સાર નિકળી આવે છે;

શીવ, ભૈરવ અને પાર્વતીનો સંવાદ મુકીને કલ્પિત ગ્રંથો બનાવીને તંત્ર, નામ આપવામાં આવ્યું છે; જેમાં કાલીતંત્ર, કુલાર્ણવ તંત્ર, મહાનિર્વાણ તંત્ર, જ્ઞાન સંકલની તંત્ર, રૂદ્રાયલ તંત્ર, મંત્ર મહોદધિ, તંત્રરાજ, ઇત્યાદિક અનેક ઉટપટાંગ ગપાષ્ટકનાં ગ્રંથો બનાવીને આર્ય પ્રજાના હૃદયમાં અનિતિનો નિવાસ કર્યો છે,—

કાલીતંત્રનો લેખક કેવો છે ! તેના મનની વૃતિ કેવી હોવી

જોઇએ ! તેણે શું જાણ્યું છે ! તેની વર્તણુંક કેવી હોવી જોઇએ ! એ બાબતનો ચિતાર—**मद्यं मांसं च मीनंच, मुद्रा, मैथुन मेवच ॥ एते पंच मकारास्तु मोक्ष दाहि युगे युगे ॥** આ શ્લોક ઉપરથીજ જણાય છે કે તે ચિતારમાં કેટલું બધું લાંચ્છન છે ! એજ લાંચ્છન નિચ રાક્ષસી પ્રકૃતિનુંજ દેખાયછે, પણ સત્વગુણી વિદ્વાન સજ્જન પુરૂષો ઉપરના શ્લોકનો અર્થ જુદોજ કરશે, જેવી રીતે વિષય વિકાર રહિત પુરૂષો સ્ત્રિની લાવણ્યતાને ધિક્કારે છે, અને મજ્યા તથા માંસના ઢગલાનીજ ઉપમા આપે છે, તેવી રીતે સાત્વિક ભાવવાળા પુરૂષો એ શ્લોકનો સાત્વિક ભાવનો અર્થ કરશે,

**દુર્ગાપ્રસાદ**—હે નવનિત ! તમે ક્રોધનો ત્યાગ કરીને ક્ષમાવૃત્તી રાખો અને તે શ્લોકનો તમે કેવો અર્થ કરો છો તે અમને જણાવો !

**નવનિત**—સાંભળો-મદ્ય એટલે દુર્ગા થાય છે એ દુર્ગા-પાર્વતી સ્ત્રી અર્થ વાચક મહા વિદ્યા માયા પ્રકૃતિ થાય છે. તે પ્રકૃતિને વિવેક જ્ઞાનમાર્ગે ઓળખવી જોઇએ; એમ સમઝી મદ્ય શબ્દ મુક્યો છે; અને માંસ—એટલે સમય કિંવા કાળ બળ થાય છે; તે સમય કાળબળની અનંત જાળમાં પ્રકૃતિ માહામાયાનું કાર્ય જે કે અનંત જગત, સુર્ય ચંદ્રાદિગ્રહો, અને નક્ષત્ર ગણ ઉદય અસ્ત કર્યા કરે છે તેજ પ્રમાણે શરીરધારી જીવ વારંવાર શરીરનો ત્યાગ કરી ફરીથી દેહ ધારણ કરે છે, એજ જન્મ અને મર્ણ ઇત્યાદિકને જ્ઞાનદ્વારાએ અવલોકન કરવું; અને તેથી મુક્ત થવાને પ્રયત્ન કરવો, એને મારા શબ્દ કાળબળ-તથા વખત વાચક અર્થ કરવાનોછે;

મીન—એટલે માછલી—એ માછલીની જળ સાથે એવી ઐક્યતા છે કે જળવિના નિર્જીવ થઈ જાય છે; એ ઉત્તમ ગુણનો બોધ લઈને એકાગ્ર વૃતિની ઐક્યતા કરવી એજ મુખ્ય રહસ્ય બતાવ્યુંછે,

મુદ્રાનો અર્થ રહસ્ય થાય છે, જ્ઞાન યોગે કરીને તત્વનું ચિંતન કરવું એ જ મુખ્ય મુદ્રા [ રહસ્ય ] છે,

અને મૈથુન એટલે અગ્ન્યાધાન એટલે અગ્નીની સ્થાપના એવો અર્થ થાય છે, એકાગ્ર વૃતિમાં અર્થાત સમાધીમાં જ્યોતિ તેજની ધારણા કરવી, એ જ અગ્ન્યાધાન મૈથુન વૃત્તિ કહેવામાં આવેછે,

એ પ્રકાર પાંચમકાર મોક્ષ આપનાર છે; સાત્વિક સંત સાધુ પુરૂષો ઉપરના શ્લોકનો આમ જ અર્થ કરીને આનંદ મેળવી શકશે;

પણ જેઓએ દુરાચરણુ રસ્તે વર્તવાને જીજ્ઞાસા રાખી છે તેઓ તો તે શ્લોકના બનાવનાર અધમ આચાર્યના બોધને જ પકડી રહેશે;

અહાહા! કુલાર્ણવતંત્ર લેખકના ભ્રમિત મગજને કેવું માન આપવું ઘટે છે! તેને સ્વાર્થિ કેમ ન કહેવો!, તેને વ્યભિચારી મારે ન કહેવો! અગર ધુર્ત કહિયે તો પણ ચાલી શકે, કેમકે તેના રચેલા આ, પ્રવૃત્તે ભૈરવી ચક્રે શ્લોક ઉપર જ ખાસ વિચાર કરવાનો છે; જ્યારે ભૈરવી ચક્ર રચે ત્યારે ચાંડાલ જાતીથી તે બ્રાહ્મણ જાતી પર્યંત ગમે તે સ્ત્રી કે પુરૂષ તેમાં દાખલ થાય, તે ક્યાં સુધી! કે જ્યાં સુધી દારૂના શીસા ખાલી થાય, તથા નેત્ર રાતાં થઇ જાય, તથા પોતાના શરીરનું પણ ભાન રહે નહી; તથા તે યોગે કરીને સારાસારનો વિચાર પણ રહે નહી ત્યાં સુધી તેઓ વર્ગના લોકો સાથે એક બીજાનું ઉચ્છિષ્ટ ભોજન કરવાનો વ્યવહાર રાખવો તથા ગમે તે પરાઇ સ્ત્રી, બેહેન પુત્રી, કુલટા, વારાંગના ઇત્યાદીક જે કોઈ હોય તેની સાથે બદ કામ કરવું, આ અર્થ ભૈરવી ચક્રનો છે; તે કામ થઈ રહ્યા પછી બધા પોતપોતાના વાડામાં જ અર્થાત પોત પોતાની જાતીમાં જુદાજુદા ગણાય છે પણ એક કહેવાતા નથી;

સાબાશ મ્હારા વામ માર્ગીયો, ધન્ય છે તમારી માતપીતાને કે તમારા બોહોળા મગજમાં આ હીમાલય પર્વત જેવો વિચાર [ જડ વિચાર ] ભલો ટકાવી રાખ્યો છે; અરે તમારા કરતાં તો સડેલાં મડદાં તોડી ખાનાર ગીધ પક્ષી કાંઇક સારા છે કે તે પક્ષી બીજા પક્ષિના ટોળાંમાં ભળી શકતાં નથી;

અત્યંત દારૂ પીનારા કોઇ આચાર્યે લખ્યું છે કે પિત્વા પિત્વા પુનઃ પિત્વા જમીન ઉપર ઉથલીને પડી જતા સુધી પણ વારંવાર દારૂ પીવો; જ્યારે શરીરનું બીલકુલ ભાન ન રહે, જ્યારે શુશુમી જેવી સ્થિતિ થઇ જાય ત્યારે પીવાનું બંધ રાખવું એવો અભિપ્રાય આપીને વામ માર્ગને જડથી સાફ કરવાનો ઇરાદો રાખ્યો છે, પણ બુદ્ધિવાન માણુસ તો એ ઉપરથી એવો જ ખ્યાસ કરશે કે અત્યંત દારૂના નિશામાં જ્યારે પ્રાણ નીકળી જાય ત્યાર પછી ફરીથી જન્મ નથી થવાનો એમ પણ કહેશો તો ચાલી શકશે, શરીરમાં રહેલો જીવ એ તો વારંવાર જન્મ લેશે જ એટલું

કંઈ જ શક નથી, પણ વારંવાર દારૂ પીવાથી મોક્ષ છે એવું જે સ્થુળ દેહથી માનતો હતા તે દેહ ફરી મળવાનો નથી એમ કદી આશરેથી કહીયે તો ચાલી શકશે;

જ્ઞાન સંકલની તંત્રમાં આ શ્લોક જે કે मातृयो निपारिश्वम्य ઇત્યાદીક નિતિ વિરૂદ્ધ શ્લોક લખનારને તો દોરડેથી બાંધીને સમુદ્રમાં જ ડુબાવવો જોઇએ; દારૂથી મદમત્ત થએલા અને કામ વિકારથી અંધ થએલાએ કેવળ કુતરાની વૃત્તિ ધારણ કરેલી હોય એવું જણાય છે, મનુષ્ય દેહ પ્રાપ્ત થયા છતાં જ્યારે પુર્વેનો સંસ્કાર પશુ વૃત્તિનો હોય છે ત્યારે જ આહાવી પ્રકારની વર્તણુંકો સ્થિર રહે છે; અજ્ઞાન સ્વરૂપ પ્રકૃતિ છે, તે પ્રકૃતિ અનુસારે પશુ વૃતિ હોય એમાં શું આશ્ચર્ય ! એ જ પ્રકૃતિને સ્ત્રિનું રૂપ ધારણ કરીને માહાકાળી કાળી દુર્ગા એવું કલ્પિત નામ આપીને તેવી પ્રતિમા આગળ દારૂનું પ્રાશન કરીને કુકર્મ કરવાં એ વામીયોનો સનાતન મોક્ષ દાયક પંથ છે, અહાહા એ પંથ માત્ર આહાવી ગુપ્ત જગોને માટે જ છે, એ પંથ પશુ સમાન અજ્ઞ પુરૂષોને સમઝાવવાનો જ છે; અત્યારે જે હું દેખું છું તે એ જ કાર્ય કરનારા તમે છો એમ નક્કી થાય છે; આ તરૂણ સ્ત્રીયો કોણ અને આ પરાયા પુરૂષો કોણ! આ તરૂણસ્ત્રિયો પોતાના પરણુત પતિને પડતો મુકીને આ એકાન્ત નિવાસમાં દારૂનો નિશો લઇને મદમત થઈ પર પુરૂષ સાથે રમવાને નીકળી પડી છે, એ શું તેમનું શિયળ વૃત છે કે ! નાના, એ તો શું પણ શીયાળાની વિહ્વળ કુતરીયોનું વૃત પાળવા સારૂ આવી છે; પારકુ વિર્ય લૈને સંતતિ ઉત્પન્ન કરનારી સ્ત્રીયો વર્ણશંકર પ્રજા ઉત્પન્ન કરે છે; વામ માર્ગમાં પ્રવર્ત થનારાઓની પ્રજા વર્ણશંકર જ હોય છે તો પછી તમામ વામી લોકો વર્ણશંકર કેમ ન માનવા.

અરે વામીયો ! તમને દયા કેમ નથી ! નિરપરાધી પશુનો વધ કરીને કુંડમાં હોમો છો તેથી તમને શું ફળ મળે છે ! જો કદિ તમે એમ કહેતા હો કે ધર્મ અર્થ કામ અને મોક્ષને માટે અમે યજ્ઞ કરીયે છિએ અને જે પશુને અમે યજ્ઞમાં હોમીયે છીએ તે પશુ તો સ્વર્ગમાં જાઇને અજન્મા થાય છે જો એમ હોય તો તમે તમારા મા બાપને મારીને શા માટે હોમતા નથી !

અહિયાં તમારો ધર્માચાર્ય ગુરૂ દુર્ગાપ્રસાદ બેઠો છે તેનેજ મારીને યજ્ઞમાં હોમી દ્યો તો તેથી કરીને અત્રેના વામ માર્ગની પુષ્ટીના સમાચાર સ્વર્ગમાં સારી રીતે પોહોચી શકશે; વળિ કાલી-કાતંત્ર, તથા મહાનિર્વાણ તંત્ર—જ્ઞાન સંકલની તંત્ર અને રૂદ્રયમલ તંત્રના લેખક આચાર્યને જઇને તે મળિ શકશે; તેમજ સ્વર્ગમાં વામમાર્ગ ચાલતો હશે તેમાં અપ્સરા જેવી નવનિત યોષિતાનો સમાગમ કરી શકશે, વળિ સ્વર્ગમાં કાળા રંગના પથરાની મહાકાળી કે ભદ્રકાળી બનાવી હશે તેની પુજા પણ કરી શકશે, જ્યારે એમ થશે તે વખતે ત્યાંના સઘળા પ્રતાપશાળી વામીયો તમને આશિરવાદ દેશે; આ પ્રમાણે સગવડ ભરેલો રસ્તો મુકી દઇને પેલા ગરીબ મુક અને આ બકરાને મારવાથી શું ફળ છે ! કાળીકા તો વિદ્વાન અને બત્રી લક્ષણા પુરૂશનીજ માગણી કરતી હશે એવું તમારે માનવું જોઇએ; છતાં નિરપરાધી બકરાનો શા માટે પ્રાણ લ્યો છો !

ક્રુરહિંસક પ્રાણીની, કે ચોરની જે હિલચાલ છે એજ હિલચાલ અને વર્તણુંક તમારા વામીયોની છે—માંસ ભક્ષણ કરવાને માટે પશુ જીવની હિંસા કરો છો એજ તમારી નિર્દયતા છે; સર્વથી શ્રેષ્ઠ અન્નનું ભક્ષણ મુકીને માંસ ઉપર વૃતિ દોડાવો છો એ તમારી ક્રુરહિંસક પ્રાણીની વૃત્તિ છે; બીજા કોઈ જાણી શકે નહિ તેવી રીતે ગુપ્ત અવાસમાં છુપાં કૃત્ય કરો છો તથા તમારી ચોરની વર્તણુંકી છે; પર સ્ત્રી તથા પુત્રની વધુ તથા દીકરી કે બેહેનની સાથે જ્ઞાન સંકલની તંત્રમાં કહ્યા પ્રમાણે ગમન કરો છો એ તમારી પશુ વૃત્તી છે; પિત્વા પિવા પુનઃપિત્વા એ આધારે વારંવાર જે તમે મદિરા પીને મસ્ત બનિ જાઓ છો એ તમારી અજ્ઞાન વૃત્તી છે; કહો જોઇએ આહાવા વામ ધર્મમાં તમે કયું જ્ઞાન તત્વ ખો છો ! એમાંથી તમને ક્યા પ્રકારનો સદ્ બોધ મળે છે ! એમ કરીને તમે શું ફળ મેળવવા ઇચ્છો છો ! અરે ચોર લોકો ! એથી તો તમે ભયંકર પાપના અધિકારી થાઓ છો; જગત નિયંતા ઇશ્વર તો પુરૂષ કે સ્ત્રી કોઈ નથી; નથિ તેનું સ્વરૂપ કે નથી તેનો જન્મ; તેતો અનાદી અતકર્ય નિયંતા નિયામક, નિરાકાર, નિરાભાસ, નિરવધ, અને એક રસ છે; છતાં તમે સ્ત્રીનું રૂપ માનીને પશુ

જો કે સુદ્ધ અંતઃકરણથી ધ્યાન ધરતા હો, તથા તેમ કરવામાં તમારી ઉપાધી યુક્ત વૃત્તિયોને પ્રલય કરતા હો, અને ચિત નિરોધને માટે પુરૂષાર્થ કરતા હો તો કાંઇક ઠીક હતું; પણ એ તો વાત ક્યાં રહી; અને પંચમકાર તથા ભૈરવી ચક્ર ઠરાવીને યથેચ્છાએ પરાઇ સ્ત્રી શાથે આનંદ મેળવો છો ! એ શું ! તમારૂ વામ માર્ગનું તત્વ છે કે ! ધિક્કાર છે ધિક્કાર છે તમે અધમ પુરૂષો અને કુલટા સ્ત્રીયોને: આટલું કહિને નવનિત જરાક શાન્ત થઇ અને ઉભી રહી:

નવનિતનાં વચન પેલા મુસ્તંડા ચાર્ય જે કે દુર્ગાપ્રસાદ હતો તેને વજ્ર જેવાં લાગ્યાં; ઘણા માણસોમાં અને સ્ત્રિયોમાં તે પુજનિક ગુરૂ કહેવાતો હતો છતાં તેનું નવનિતે યોગ્ય ભાષણ કરીને અપમાન કર્યું તેથી તેને ઘણુંજ માઠુ લાગ્યું; તિક્ષણ બાણના છેદ જેવી રીતે શરીરમાં પડે છે તેવી રીતે તે આચાર્ય અને યોગિણી માતાના હ્રદયમાં વચન બાણના અસહ્ય છેદ લાગ્યો; દુર્ગાપ્રસાદના નેત્ર આ વખતે ભૈરવી ચક્રમાં લાલ થયાંજ હતા, છતાં આ પ્રસંગે ક્રોધાવેશને લીધે નેત્રનો દેખાવ વિચિત્ર થયો, તે સાથે કાળિકાની રક્ત જીભ્યા સમાન યોગીણી માતાનાં પણ નેત્ર થઇ ગયાં. આ દેખાવ જોઇને તે ભૈરવી ચક્રમાં બેઠેલો એક દુર્ગાપ્રસાદ જેવો બીજો મુસ્તંડાચાર્ય હતો, તે ગાલાકીથી ઉભો થઇને નવનિતની પાછળ જઇ પોહોચ્યો, અને અનાયાસ ઝડપ કરીને નવનિતના હાથમાંની તલવાર છીનવી લીધી:

અત્યંત ગુસ્સાથી લાલચોળ થએલો દુર્ગાપ્રસાદ-નવનિત પ્રત્યે બોલ્યો કે; વામ માર્ગને નહિ જાણનારી કંટક યુવતિ ! તું તે માર્ગના ગુહ્યભેદને શું જાણી શકનાર છે ! તને અનુભવજ ક્યાં છે : જેવી રીતે બ્રહ્મવિદ્યાને જાણનાર મન અને વાંણી વડે કરીને તે બ્રહ્મવિદ્યાના આનંદ વિષેની વાત કહિ શકતો નથી તેવીજ રીતે આ વામ માર્ગના ઉંડા રહસ્યાનંદની વાત કહિ શકવાને કઠણ છે; એ તો જે અનુભવ મેળવે છે તેજ જાણે છે, કહ્યું છે કે—

श्रुतिर्विभिन्ना स्मृतिरेव भिन्ना
नाना मुनिनां मत योपि भिन्ना
धर्मस्य तत्वं निहितं गुहायां
महाजनो येन गतः सपंथा ॥

વેદવાણી પણ ભિન્ન ભિન્ન છે, તેમજ વેદને અનુસરીને બોલનારી સ્મૃતિ તે પણ ભિન્ન ભિન્ન અને મોટા વિદ્વાન ઋષિયોના મત પણ ભિન્ન ભિન્ન છે માટે ધર્મનું તત્વ તો કેવળ ગુફામાંજ પડી રહ્યું છે અર્થાત ગુપ્ત છે;—માટે કેવળ માહાત્મા લોક જેવાં આચરણ કરે છે તેવાં આચરણોને અનુસરીને વર્તવું એજ ધર્મ માનવામાં આવ્યો છે,

પરમહંસ સ્થિતિને પામેલો જેવી રીતે વર્ણાવર્ણનો ભેદ રાખતો નથી, હિંદુ કે મુસલમાન હો, કિંવા ચાંડલ હો કે ચમાર હો; કદી લહવાર હો કે કુંભાર હો, પણ તેઓના હાથનું રાંધેલું ખાશે; તાત્પર્ય એ છે કે, પંચભુતાત્મક શરીર સર્વનું સરખું છે, શરીરમાં જે આત્મા છે તેને કોઈ જાત કે વર્ણ નથી, શરીર છે એ પ્રકૃતિનું કાર્ય છે એ પ્રકારે વેદાંન્તીયોએ નિશ્ચય કરીને પરમહંસ સ્થિતિવાળાનો એવોજ ધર્મ માન્યો છે;—એ વેદવાણીનો મત છે; જેવી રીતે વેદવાણી અને સ્મૃતિ ભિન્ન છે તેવી રીતે વામ માર્ગનો ધર્મ પણ ભિન્ન છે; અને તે ધર્મ ઉત્પન્ન કરનાર માહાત્માઓના ઠરાવેલા નિયમ પ્રમાણે ચાલવામાં આવે છે—અને તેમણે ભૈરવી ચક્ર ઠરાવ્યું છે, જેવી રીતે પરમહંસ સ્થિતિનું આચરણ છે તેવુંજ ભૈરવી ચક્રનું આચરણ છે કે જેમાં વર્ણાવર્ણનો ભેદ રાખવામાં આવતો નથી; ભૈરવી ચક્રમાં વિશેષ મદ્ય પિવાથી એકાગ્ર વૃત્તિ થાય છે; તે એકાગ્ર વૃતિમાં ત્રણ ગુણ રૂપી ત્રણ દેવ જો કે બ્રહ્મ વિષ્ણું અને શિવને ઉત્પન્ન કરનારી તથા અનંત કોટી બ્રહ્માંડ રચનારી મહાવિદ્યા માયારૂપ પ્રકૃતિ આદ્ય દેવીનું ધ્યાન ધરવામાં આવે છે; તે આદ્ય દેવીનું આ સ્થુળ વિગેરે કાર્ય છે; અને તે કાર્યમાં ભૈરવી ચક્ર દ્વારાએ ઐક્યતા પ્રાપ્ત કરવામાં સ્ત્રી પુરૂષને કોઇ પ્રકારે ભેદ રહેતોજ નથી; વિકારવાન પુરૂષ વિકારથી નિવૃત થયા પછી દેવીનુ ધ્યાન નિર્વિઘ્ન કરી શકે છે; ચંચળ મન સ્થિર થાય છે;—અરે ગમાર કંટક! તું એ વિષયને કંઈજ જાણી શકતી નથી; માટે તું અત્યારે અજ્ઞાનમાં લીન થએલી ભૈરવી ચક્રમાં દાખલ થઇ જા; તું તારા યૌવનને સુખ આપ્ય, અને આ વારૂણીનું પાત્ર લ ને મસ્ત થા; એજ મસ્ત થવાપણામાં અનહદ આનંદના સમુદ્રમાં જેમ મચ્છ તરે છે તેમ તું તર્યા કર.

એજ વારૂણી પ્રાશન આનંદમાં અત્યારે જે તારા શરીરમાં અણ-
સમજ અજ્ઞાનનો ક્રોધ છે તે તુરત જ સમી જશે; એટલુંજ નહિ
પણ આ આચાર્યને જુદો નહિ ગણતાં તું પ્રેમાવેશથી એકજ રૂપ
માની લઇશ; જેવી રીતે આ યોગિણિ દેવી મારા કંઠમાં પ્રેમે કરીને
હાથ નાંખી રહી છે તેવી રીતે તું પણ તમામ શંકાઓનો ત્યાગ
કરીને હાથ નાંખીશ, પ્યારી નવનિત! તને ક્રોધ ચઢયો છે પણ તે
ક્રોધને હું કંઈજ ગણકારૂ તેમ નથી; હે મનોહર સુંદરી! તું શાન્ત
થા; તું આ અવાસમાંથી હવે બાહાર નિકળવા પામવાની નથી;
તારા શરીરને બાહેરની કંટક હવા કેવળ ખરાબ કરનારી છે; એમ
મ્હેં અત્યારથી માની લીધું છે; એટલું કહીને પેલા મુસ્તંડાચાર્ય
ચુપ થઈ ગયા.

સળગતાં અગ્નિમાં ઘીઇ હોમ્યાની માફક, પ્યારી, ઈત્યાદીક
સંબોધન દુર્ગાપ્રસાદને મોઢેથી પોતા તરફ નિકળતાં નવનિતને થયું;
આ વિષયી લંપટ માણુસ જરૂર મારા શિયળને નુકશાન કરશે એ
વી તેને ખાત્રી થઈ; કેમકે પ્રત્યક્ષ ભૈરવી ચક્રમાં અમર્યાદ વર્તણુંક
સઘળાંની નવનિતે નજરે જોઇ હતી; તેમજ આ સઘળા નિર્લજ
મંડળમાં આ નિર્લજ દુર્ગાપ્રસાદ શું નહિ કરી શકે! તેમજ દુર્ગા-
પ્રસાદ ધર્માચાર્યની સાથે નિર્લજપણે વર્તનારી યોગિણી પણ શું
નહિ કરી શકે! જ્યાં આખું ગામ ચોર હોય તો તે ગામમાં એક
શાહુકારનું શું ચાલી શકે! આ પ્રકારે વીચારમાં ગુંથાયલી, ભય
અને ક્રોધમાં ફસાયલી નવનિતને પોતાના દેહનું પણ ભાન રહ્યું
નહી; તેણીને મોહોતનો કંઈજ ભય નહોતો, પણ શરીરમાંથી કેવી
રીત પ્રાણ દુર કરવો! તેના માટે તેણી પાસે કંઈજ સાધન રહ્યુ
નહોતું; ભલે કદી ગમે તેમ થાઓ, પણ સત્ય, અને નિતિનો ત્યાગ
નજ કરવો, એવા દૃઢ વિચારવાળી નવનિત ગર્જના કરીને બોલી!
અરે દુરાચારીયો! ક્યાં હંશ અને ક્યાં કાગ; ક્યાં હાથી અને
ક્યાં ગર્ધવ; ક્યાં પરમહંસ અને ક્યાં તમે અધમ દુરા-
ચારી વામીયો;—શું તમે પરમહંસના કૃત્યની તુલ્યના કરવા માગો
છો કે! શું તમે ભૈરવી ચક્ર કરીને વર્ણાવર્ણનો ભેદ થોડી બહીને
માટે ભંગ કરીને માહાવિદ્યા માયાને ઓળખવા ધારોછો કે! શું
તમે ઉપરાઉપરી દારૂ પીઇને પશુ સમાન બનીને એકાગ્ર વૃતિ ક-

રવા ધારો છો કે ! શું તમે પરાઈ સ્ત્રીયોનો સમાગમ કરીને પ્રકૃતિ માયાનું એકજ કાર્ય છે તથા એકજ રૂપ તમામમાં છે એમ ધારીને વિષયને નરમ કરીને પછી શાન્ત થવા ધારો છો કે ! એ તમામ તમારો પાખંડી ધર્મ છે; કેવળ પોતાનું જ કાર્ય સાધવાનો ફિતુરી માર્ગ છે;

નવનિત એટલું બોલી રહી એટલે એકદમ ક્રોધાવેશથી દુર્ગાપ્રસાદ ઉભો થયો, તેમજ તેની સાથે મહાકાળી સમાન ક્રોધિત થએલી યોગિણિ પણ ઉભિ થઈ તે બન્યો જણ નવનિતને પકડીને ઉચકીને તેને ગુપ્ત અવાસમાં કોઈને ખબર નથી એવા એક ઓરડામાં દાખલ થયા; તે ઓરડામાં એક બીજો ભાગ હતો તેને કળ વડે કરીને ખુલ્લો કર્યો. એટલે બારણું ઉઘડી ગયું બારણું ઉઘડતાં જ પગથિયાં ચઢવાનાં આવ્યાં તે પગથીયે પેલી નવનિતને ઉચકીને ચાલવા માંડયું; આ વખતે નવનિતે ઘણી ચીસો પાડી પણ તેની ચીસો અને બુમો કોણ સાંભળે ! તે બન્યો જણા સદરહુ પગથિયાંનો માર્ગ અટપ્યા પછી; એક સાંકડી બારી આવી તે બારી વાટે આ ગુપ્ત અવાસના મહિતગાર માત્ર યોગીણી અને દુર્ગાપ્રસાદ વિના બીજુ કોઈ જ નહતું તેવી બારીનું બારણું ખુલ્લું કર્યું; એટલે કેવળ અંધકાર વાળી જગ્યા કે જેને ગુફા કહે છે તે છેક ઉચાંણુ માર્ગે ઉપરની ગુફામાં આ નવનિતને ધકેલી દીધી, પછી નિર્દયપણે યોગિણિયે અને દુર્ગાપ્રસાદે તે દ્વાર બંધ કર્યું,

કાળીકાના પુજનમાં એક આ પરિતાપ થયો, તોપણુ તે પરિતાપ ક્રુર હૃદયના સમગ્ર માણસોને કાંઇ જ અસર કર્યો નહિ, તેઓ ભૈરવી ચક્રનું કામ અટપીને, તે સભામાંથી યોગીણી માતાની સાથે હાથ મેળવીને તથા તેને લઇને દુર્ગાપ્રસાદ વિલાસ મંદિરના એક ઓરડામાં દાખલ થયો ત્યાર પછી બાકીના બિજા પુરૂષ અને સ્ત્રીયો દારૂના નિશામાં ચકચૂર થએલી જેની સાથે જેમ ફાવે તેમ તેની સાથે હાથ પકડીને જુદા જુદા ઓરડામાં પ્રવેશ કરીને શયન કરવા લાગ્યા.

## ⟵ ઇતિ પ્રથમ ભાગ સમાપ્ત. ⟶

## અગત્યની સુચના.

સર્વે પ્રિય વાચક ભાઈયોને જણાવું છું કે આ વાર્તાનો નાયક હજુ ક્યાં છે તેનો પત્તોજ નથી, પવિત્ર નવનિતકળાને અદભુત જંગોમાં ગેલી યોગિણીમાતાએ ગેબ કરી છે, તેનું કેમ થશે ! અથવા મદનચંદ્ર અને નવનિત કેવી રીતે મળશે, તેમજ નવલપુરનો રાજકુમાર વિનોદચંદ્ર શું કર્તવ્ય રચે છે ! આ તમામ ચિતાર બીજા ભાગમાં નિતિ, જ્ઞાન, કળા, બુદ્ધિ અને વિવેકનો દર્શાવવામાં આવશે, એટલા માટે પ્રિય સજ્જનોએ તે બુક ખરીદ કરવાને માટે આગમચથી નિચેના સરનામે નામ નોંધાવશો, તે પુસ્તકની કીમ્મત અગાઉથી ગ્રાહક થનાર પાસેથી રૂ, ૧ લેવામાં આવશે, પછીથી રૂ ૧॥ લેવામાં આવશે, ટપાલ ખર્ચ જુદું. વી. પી. થી મોકલવામાં આવશે.

નામ નોંધાવાનું ઠેકાણું.

કેશવલાલ મગનલાલ દુધવાળા.

ઠે૦ કાળુપુર બંડેરી પોળ સામે—અમદાવાદ.

---

# સુચના.

### આ પુસ્તક મળવાનાં ઠેકાણાં.

**કેશવલાલ મગનલાલ તંત્રી હર્ષદ તરંગ**

કાલુપુર બંડેરી પોળ સામે—**અમદાવાદ**

**મણીલાલ દોલતરામ પટેલ બુકસેલર**

રીચીરોડ—**અમદાવાદ.**

---

## તાકીદે મંગાવો.

બ્હાર પડી ચુકી ! બ્હાર પડી ચુકી છે ! !

# સૌભાગ્ય સવિતા અને તરૂણ પુરૂષ

## યાને

# વ્હેમનો આબેહુબ ચીતાર.

## રસિક નૉવેલ.

પ્રિય શોખીન વાંચક ગ્રહસ્થો આ નોવેલમાં વ્હેમનો આબેહુબ ચિતાર દર્શાવ્યો છે. તથા મિત્રની દાનાઈ તથા સ્ત્રીની ફરજ તેમજ ચાલાકી નજરે જોયેલી વાત ખોટી ખરા મિત્ર ઉપર ખોટો વ્હેમ પાછળથી પસ્તાવો વિગેરે અતંત્ર વિષયો લખી બ્હાર પાડી છે. તે વાંચવાથી વાંચનારના હૃદયને નિતિની સજ્જડ છાપ જરૂર બેસશે માટે ગ્રહસ્થો તાકીદે મંગાવો. કી. ૦–૧૨–૦

**સ્ત્રી બોધ ચાર સ્ત્રીઓની વારતા** કે જેમાં સ્ત્રીઓએ પતિની શેવા કેવી રીતે કરવી અને તેમ કરવાથી પરમકૃપાળુ પ્રભુ કેવી રીતે સાહાય થાય છે તે, વિગેરે વિષયો લખી ખાસ સ્ત્રીઓને બોધ લેવા સારૂ બ્હાર પાડી છે. તે વાંચવાથી સ્ત્રી વર્ગને આબેહુબ બોધ લાગે તેવું આ પુસ્તક છે. કી. ૦–૨–૦ બન્નેનું વી પી. ખર્ચ જુદુ પડશે.

સૌભાગ્ય સવિતા અને પુર્ણચંદ્ર આ નૉવેલ સૌભાગ્ય સવિતા અને તરૂણ પુરૂષના બીજા ભ.ગ તરીકેની નૉવેલ છે તે છપાય છે. તે થોડા દીવસમાં છપાઇ બહાર પડશે માટે તાકીદે નામ નોંધાવો અગાઉથી નામ નોંધાવનાર પાસેથી ૦–૬–૦ રાખ્યા છે અને પાછળથી ૦–૧૨–૦ રાખ્યા છે માટે તાકીદે નામ નોંધાવો.

**પ્રેમ-ઘેલો** અથવા પ્રેમથી પીડાતો પંખી યાને મુર્ખનો સરદારએ નામનું પુસ્તક થોડા દીવસમાં છપાઈ બહાર પડશે માટે તાકીદે નામ નોંધવો અગાઉથી ૦–૨–૦ અને પાછળથી ૦–૪–૦ વી. પી. ખર્ચ જુદુ

ઉપરની ચોપડીઓ માટે નીચેને સરનામે લખો નૉટપેડ પત્ર લેવામાં આવશે નહિં. વી. પી. થી મોકલી આપવામાં આવશે.

## મળવાનું ઠેકાણું.

**ગોવિંદલાલ બાલાભાઈ સોની.**

**કાળી પોળ જમાલપુરની ચકલા—અમદાવાદ.**

